# વૈદ્યકલ્પતરૂની ભેટો.

## આજ સુધીમાં વૈદ્યકલ્પતરૂના ગ્રાહકોને અપાયેલી ભેટની ચોપડીઓનું લીસ્ટઃ—

| પુસ્તક. | | કયા વર્ષની ભેટ. | કિંમત. |
|---|---|---|---|
| ૧. આરોગ્ય રહેવાના ઉપાયો | | ... સને ૧૮૯૮ | ૦—૨—૦ |
| ૨. બ્રહ્મચર્ય ... | ... | ... સને ૧૮૯૯ | ૦—૨—૦ |
| ૩. વાજીકરકલ્પતરૂ | ... | ... સને ૧૯૦૦ | ૦—૪—૦ |
| ૪. ધાત્રીશિક્ષા | ભાગ ૧ લો | ... સને ૧૯૦૭ | ૧—૦—૦ |
| ૫. ધાત્રીશિક્ષા | ભાગ ૨ જો | ... સને ૧૯૦૮ | ૧—૦—૦ |
| ૬. સારી સંતતિ | ભાગ ૧ લો | ... સને ૧૯૦૯ | ૧—૦—૦ |
| ૭. સારી સંતતિ | ભાગ ૨ જો | ... સને ૧૯૧૦ | ૧—૦—૦ |
| ૮. રોગી પરિચર્યા | ભાગ ૨ જો | ... સને ૧૯૧૧ | ૧—૦—૦ |
| ૯. રોગી પરિચર્યા | ભાગ ૨ જો | ... સને ૧૯૧૨ | ૧—૦—૦ |
| ૧૦. ગરીબોનો વૈદ્ય | ભાગ ૧ લો | ... સને ૧૯૧૩ | ૧—૦—૦ |
| ૧૧. ગરીબોનો વૈદ્ય | ભાગ ૨ જો | ... સને ૧૯૧૪ | ૧—૦—૦ |
| ૧૨. ગરીબોનો વૈદ્ય | ભાગ ૩ જો | ... સને ૧૯૧૫ } | ૧—૦—૦ |
| ૧૩. નિર્બળતા ... | ... | ... બે ભેટો } | ૦—૬—૦ |
| ૧૪. સ્ત્રીઓનો વૈદ્ય | ભાગ ૧ લો | ... સને ૧૯૧૬ | ૧—૦—૦ |

**ધાત્રીશિક્ષા, સારી સંતતિ** તથા **રોગી પરિચર્યા**ના છુટા છુટા ભાગની પાકા પૂંઠાની કિમત રૂ. ૧) છે, પણ બન્ને ભાગની કિમત રૂ. ૧॥) લેવાય છે; એજ પ્રમાણે **ગરીબોના વૈદ્ય**ના ત્રણે છુટા ભાગની કિમત પાકા પૂઠાની રૂ. ૧) છે, પણ ત્રણે ભાગ સાથે લેનાર પાસેથી રૂ. ૨) લેવાય છે.

"વૈદ્યકલ્પતરૂ"ની ૨૧ મા વર્ષની ભેટ.

# સ્ત્રીઓનો વૈદ્ય.

અથવા

## સ્ત્રીઓનાં ખાસ દરદો, તેનાં કારણો, લક્ષણો તથા ઉપાયો.

## ભાગ ૧ લો.


રચનાર,

વૈદ્ય અમૃતલાલ વિ. પ્રાણશંકર પટણી.

ઝાડેશ્વર દવાશાળાના વૈદ્ય. મુ. ઝાડેશ્વર.



પ્રગટકર્ત્તા

વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી.

વૈદ્યકલ્પતરૂના તંત્રી.

અમદાવાદ.





અમદાવાદ.

ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યો.

આવૃત્તિ ૧ લી. સને ૧૯૧૬. પ્રત. ૪૦૦૦.

કિંમત રૂ. ૧-૦-૦.

# અર્પણ પત્ર.

બહેનો!

આ સૃષ્ટિનું આદિ કારણ માયા છે. એ મહાન શક્તિને આપણે જગજ્જનની જગદંબા કે મહામાયા કહીએ છીએ. સ્ત્રીઓ જે તે મહા-શક્તિની પ્રતિનિધિરૂપ–સાક્ષાત્ મૂર્તિરૂપ છે, એ સ્ત્રીઓની શારીરિક અને માનસિક ઉન્નતિ એજ આ અખિલ સંસારની ઉન્નતિ છે, અને સ્ત્રીઓની શારીરિક તથા માનસિક અવનતિ એજ આ સંસારની અવનતિ છે. અહો! બહેનો, તમેજ મનુષ્યોની માતાઓ છો, તમેજ ઉત્પન્ન કર્ત્તા, પોષણ કર્ત્તા, અને વંશવૃદ્ધિ કર્ત્તા શક્તિઓ છો; તમારૂં આરોગ્ય એજ સર્વ સંસારીઓનું આરોગ્ય છે; તમારો સદાચાર અને તમારા સદ્‌ગુણો એજ તમારી પ્રજાનો ( તમારાં બાળકોનો ) સદાચાર અને સદ્‌ગુણો છે. બહેનો, તમારૂં આરોગ્ય, તમારૂં આયુષ્ય, અને તમારો આનંદ, એજ આ આખા સંસારનાં આરોગ્ય, આયુષ્ય, આનંદ અને સર્વે સુખનું મૂળ છે. પુરૂષવર્ગનાં શારીરિક સુખો અને સર્વ પ્રકારની ઉન્નતિનાં ઉંડાં મૂળ, બહેનો! તમારામાંજ છે. માટે આ "સ્ત્રીઓનો વૈદ્ય" જે સ્ત્રીવર્ગમાં આરોગ્ય સંબંધી જ્ઞાનનો પ્રકાશ કરવાના ઉદ્દેશથી પ્રગટ થયેલ છે, તેને આપના ચરણકમળમાં ઘણાજ આદર સાથે મૂકું છું.

વૈદ્ય જટાશંકર લીલાધર.

# પ્રસ્તાવના.

લગભગ ૧૫ વર્ષ થયાં "વૈદ્યકલ્પતરૂ"ના ગ્રાહકોને વૈદકનાં ઉપયોગી પુસ્તકોની ભેટ અપાય છે. આ સર્વે ભેટનાં પુસ્તકો સમાજમાં કેટલાં બધાં ઉપયોગી થઇ પડયાં છે, તથા કેવાં લોકપ્રિય થયાં છે, તે વાતથી ગુજરાતી પ્રજા હવે સારી રીતે જાણીતી થયેલ છે.

અત્યાર સુધી આ બધાં ભેટનાં પુસ્તકો એકજ કલમથી લખાતાં હતાં. મારા કામમાં મારા ચિરંજીવી મિ. રવિશંકરે "ગરીબોનો વૈદ્ય" ત્રણ ભાગ લખીને મને વિશ્રાંતિ આપી હતી.

મને લાગ્યું કે, ભેટનાં પુસ્તકો એકજ કલમથી લખાયા કરે તો કદાચ વાંચનારાઓને અરૂચિ અથવા વખતે અજીર્ણ પણ થાય! વળી, ભિન્ન ભિન્ન કલમથી લખાય તો જુદી જુદી રૂચિના વાંચનારાઓને જુદી જુદી રૂચિનો ખોરાક મળી શકે.

આ હેતુથી, તેમજ મને કાંઇક વિશ્રાંતિ મળે એવા ઉદ્દેશથી, એટલુંજ નહિ, પણ જુવાન લેખક વૈદ્યોને લખવાનો ઉત્સાહ વધે, એવાં અનેક કારણોથી "સ્ત્રીઓનો વૈદ્ય" એ પુસ્તક લખવાનું કામ મેં ઝાડેશ્વર દવાખાનાના વૈદ્ય ભાઇ અમૃતલાલને સોંપ્યું.

વૈદ્ય અમૃતલાલના નામથી વૈદ્યકલ્પતરૂના વાંચનારાઓ સારી રીતે પરિચિત છે. તેઓ એક ઉત્સાહી માર્મિક લેખક છે. ગુજરાતી વૈદ્ય વર્ગમાં સારા લેખક વૈદ્યો એક હાથની આંગળી જેટલા પણ નથી; એવી નિરાશાજનક સ્થિતિમાં જે બે ત્રણ યુવાન વૈદ્યોને લેખક તરીકે ઉદયમાં આવતા હું જોઉં છું, તેમાં ભાઈ અમૃતલાલ મુખ્ય છે.

આ "સ્ત્રીઓનો વૈદ્ય" ભાઈ અમૃતલાલે પોતેજ સ્વતંત્ર રીતે લખેલ છે, અને તે તેમણે વિશેષ કરીને પાશ્ચાત્ય એલોપથીનાં પુસ્તકોના આધારથી લખેલ જણાય છે, અને તે પોતે પણ એક ઠેકાણે એમ જણાવે છે; શારીર અને ઇન્દ્રિયવિજ્ઞાન શાસ્ત્રનું જ્ઞાન પશ્ચિમી વૈદકની પદ્ધતિદ્વારા વધારે સારી રીતે સમજી સમજાવી શકાય છે,

અને તેથીજ ભાઈ અમૃતલાલે એ વર્ણનમાં એ પદ્ધતિનો આશ્રય લીધો છે, તે યોગ્યજ થયું છે.

ભાઇ અમૃતલાલ પાસે આ લેખ તૈયાર કરાવતાં મેં જો તેમાં કાંઇ પણ મદદ કરી હોય તો માત્ર તે લેખ ઉપર ઓપ ચડાવવા કરતાં વિશેષ કાંઇ કરેલું નથી.

"ગરીબોનો વૈદ્ય" ત્રણ ભાગમાં લખી પ્રગટ કર્યા પછી તથા તેની વાચક વર્ગમાં સારી કદર થયા પછી મને એમ લાગ્યું કે, સ્ત્રીઓ તથા બાળકો માટે પણ એવાંજ ખાસ ઉપયોગી પુસ્તકો લખાય તો લોકોને તે બહુજ ઉપયોગી થઈ પડે. સ્ત્રીઓનાં ખાસ દરદોને માટે જેટલું લખીએ એટલું થોડું છે; કહેવું જોઇએ કે સ્ત્રીઓનું શરીરસંરક્ષણ સંબંધી અજ્ઞાન અને એ અજ્ઞાનમાંથી જન્મ પામતા સ્ત્રીઓના અનેક ખાસ રોગો, એજ આપણા સંસારના અનેક રોગોનું મૂળ છે. માટે સ્ત્રીવર્ગમાં એમનાં ખાસ દરદોનું જ્ઞાન વધે તથા તેઓ એ જ્ઞાન મેળવીને એવાં દરદોમાંથી બચે, એવા જ્ઞાનનો પ્રકાશ તથા પ્રસાર કરવાની મોટી જરૂર છે, અને એ જરૂરીઆત પુરી પાડવાની ધારણાથીજ આ પુસ્તક તૈયાર કરાવ્યું છે.

આ પુસ્તકના સ્ત્રીઉપયોગી વૈદક વિષયોમાં જેટલો વિસ્તાર કરીએ એટલો થઈ શકે, પરન્તુ પુસ્તક બહુ મોટું થાય તો હાલ ભેટના પુસ્તક તરીકે બહુ ભારે પડી જાય, અને કદ મોટું થાય તો પછી પણ સામાન્ય લોકોને તેની કિંમત આકરી પડે, તેથી બહુ વિસ્તાર કર્યો નથી, એટલુંજ નહિ, પણ આ પુસ્તકમાં સ્ત્રીઓનાં ખાસ અંગોના શારીર વર્ણન સાથે દરેક દરદની સમજણ, ઓળખાણ, કારણો, લક્ષણો વિગેરે વાતો વધારે વિસ્તારથી સમજાવવાનો પ્રયત્ન કર્યો છે, તે યોગ્યજ થયું છે. સ્ત્રીઓનાં દરદોના ઉપાયોજ આપે એ કાંઇ સ્ત્રીઓનો ખરો વૈદ્ય ન કહેવાય, પણ દરદો ન થાય તેને માટે જ્ઞાન આપે એજ સ્ત્રીઓનો ખરો વૈદ્ય છે, અને તે માટેજ આ પુસ્તકમાં સ્ત્રીઓનાં દરદોના ઉપાયો કરતાં દરદો સંબંધી જ્ઞાનને વિશેષ અગત્ય આપવામાં આવેલી છે.

આ પુસ્તક બે ભાગથી પૂર્ણ થશે. બીજો ભાગ સને ૧૯૧૭ ના વરસની ભેટ તરીકે આવતા વરસના આરંભમાંજ પ્રગટ થશે; બીજો ભાગ પહેલા ભાગ કરતાં પણ વધારે ઉપયોગી થશે, કારણકે સ્ત્રી ઉપયોગી વિશેષ અગત્યના વિષયો આ બીજા ભાગમાં આવશે.

આ પુસ્તક જલદી છપાવી લેવાની ત્વરા હોવાથી ભાઇ અમૃતલાલને પુસ્તક લખવામાં વિશેષ વિચાર કરવાનો સમય મળ્યો નથી; કોઇ પણ લેખ એક વાર લખી કાઢયા પછી ફરીને લખતાં લેખની ઘણીક અપૂર્ણતા ઓછી થવાનો સંભવ છે, છતાં તેમ કરવાને પણ તેને સમય આપવામાં આવ્યો નથી. એટલુંજ નહિ; તેઓ લખી મોકલતા ગયા, અને તેમનું લખાણ મારા હાથમાં પસાર થઇ છાપખાનામાં છપાતું ગયું. માત્ર ત્રણ માસ જેટલી ટુંકી મુદતમાં આ પુસ્તક લખાઇ છપાઇ તૈયાર થયું, અને તેથી ઉતાવળને લીધે રચનાર તેમજ છપાવનાર બન્ને તરફની કાંઇ ખામીઓ રહી ગઇ હોય તો તેને માટે વાંચનારાઓ દરગુજર કરશે, એવી આશા છે.

આ પુસ્તકના કઠણ શબ્દો અને અંગ્રેજી નામોનો એક કોશ બીજા ભાગને અંતે આપવામાં આવશે; એટલુંજ નહિ પણ જે જે ઔષધ પ્રયોગો આ ભાગમાં આવેલા છે અને બીજા ભાગમાં આવશે તેના પાઠોનું પણ એક લીસ્ટ બીજા ભાગના અંતમાં આપવામાં આવશે.

આ સ્ત્રીઓના વૈદ્યને સંપૂર્ણ લોકોપયોગી બનાવવા માટે લેખક તથા પ્રકાશક બન્નેના સંયુક્ત પ્રયાસથી બીજા ભાગના અંતમાં સ્ત્રી ઉપયોગી કેટલીક ઘણીજ અગત્યની વાતોનો સંગ્રહ પણ થશે, કે જે દરેક ઘરમાં અતિ ઉપયોગી થઈ પડશે.

અમદાવાદ.
તા. ૨૮-૧-૧૯૧૬

} વૈદ્ય જટાશંકર લીલાધર.

# અનુક્રમણિકા.

## CONTENTS.

આ પુસ્તકના આરંભ ભાગમાં પ્રગટ કર્તાની પ્રસ્તાવના, લેખકની પ્રસ્તાવના, આવેદન, પરિભાષા વગેરે આવે છે, અને તે પછી નીચેનાં સાત પ્રકરણોમાં જણાવેલા મુખ્ય વિષયોના પેટામાં અનેક ઉપયોગી વાતોનું તથા દરદોનું વર્ણન આપવામાં આવેલું છેઃ—

# લેખકની પ્રસ્તાવના.

પ્રિય વાંચનાર, આ વખતે સને ૧૯૧૬ ના "**વૈદ્ય કલ્પતરૂ**" **માસિક પત્રની ભેટ "સ્ત્રીઓનો વૈદ્ય"** લખવાની મુરબ્બીઓ તરફથી મને આજ્ઞા ફરમાવવામાં આવે છે અને મુરબ્બીઓની આજ્ઞા ઉઠાવવી એવા હેતુથી એ ભાર માથે લઇ ચાલવાની મેં શરૂઆત કરી છે. પરમેશ્વર પાર ઉતારે અને આપને સંતોષ થાય, એટલે આ મારો પ્રથમ પ્રયત્ન હું સફળ થયો સમજીશ.

આ પ્રસ્તાવનાની શરૂઆતમાંજ મને સમજાય છે કે, મારે વૈદક સંબંધી લખવું છે, સ્ત્રીઓનાં દરદોના સંબંધમાં લખવું છે, લખનાર પુરૂષ છે, અને તે પણ દેશી વૈદ્ય લખવાનું છે, સ્ત્રીઓ માટે લખવું છે, ગુજરાતી ભાષામાં સ્ત્રીઓ સમજે એવી રીતે અબિભત્સ મૃદુ ભાષામાં લખવું છે; તેમાં વળી આપણે ત્યાં શાસ્ત્રીય વિષયોના પારિભાષિક કોષ કે સંગ્રહો નથી, જનસમાજ ઇંગ્રેજીમાંથી એમનું એમ સમજી શકે એવું નથી, સંસ્કૃત ભાષામાં પણ એટલા બધા બારિક પારિભાષિક વિભાગો નથી, અને હોય તો પણ આપણા દેશની બીચારી સ્ત્રીઓને તો **ગ્રીક** અથવા **લેટીનની** પેઠે અથવા "**मघवा बिडौजा**" ની પેઠે નકામાજ છે. વળી પાછું એમ કહેવામાં આવે છે કે, ગુજરાતી અબિભત્સ ભાષામાં લખો. મુશ્કેલી એજ છે, કેવી રીતે લખવું ?

આ મુશ્કેલી બની શકે એટલી દુર કરવાના હેતુથી આજ દિવસ સુધી કાંઇ પણ લખ્યા પહેલાં આજની તારીખ પહેલાંનું બધું રોજ કામ જોવાની મેં શરૂઆત કરી.

આપણા દેશ (ગુજરાત) માં **વૈદ્યકલ્પતરૂ**એ ઘણો મોટો ફાળો વૈદ્યક સાહિત્યમાં આપ્યો છે; **ઘરવૈદામાં** સ્ત્રીઓના રોગો સંબંધી સારૂં લખાયેલુ છે, આવૃત્તિ ત્રીજી પૃ. ૬૮૬ થી ૭૨૬; તે સિવાય, **ધાત્રીશિક્ષા** ભા. ૨, **સારી સંતતિ** ભાગ ૨, **રોગી પરિચર્યા** ભાગ ૨, અને છેલ્લે "**ગરીબોનો વૈદ્ય**"

ભાગ ત્રણ એ બધું જોતાં મને એમજ થયું કે સ્ત્રીવૈદ્યને કે "**સ્ત્રીઓના વૈદ્ય**" ને શાના વિના ચાલે? શું સુયાણી ( મીડ-વાઇફ઼ ) એ **સ્ત્રીવૈદ્ય નથી**? શું પરિચારિકા ( નર્સ ) એ **સ્ત્રીવૈદ્ય** નથી? શું કુમારભૃત્યા ( સારી સંતતિ–નર્સરી ) એટલે સારી પ્રજા પેદા કરવાની અને ઉછેરવાની કળા, એ **સ્ત્રીવૈદ્યનું** કામ નથી? ત્યારે ઘણીખરી સ્ત્રીઓને ઉપયોગી બાબતો **વૈદ્યકલ્પતરૂ** શીખવી ગયું છે. હવે ખાસ સ્ત્રીઓનાં દરદો સંબંધી જાણવાનું રહ્યું. પછી બીજાં પુસ્તકો મેં જોવા માંડયાં; તે પરથી સમજાયું કે, જે પુસ્તકો દાક્તરો કે વૈદ્યો માટે લખવામાં આવ્યાં છે, તે બધાં સ્પષ્ટ ભાષામાં લખવામાં આવ્યાં છે. **ધાત્રીશિક્ષા** જેવાં એક બે સરલ મર્યાદા-વાળા ભાષાનાં પુસ્તકો બાદ કરીએ તો બીજાં મીડવાઇફ઼ો માટે લખાયેલાં પુસ્તકો પણ સ્પષ્ટ એટલે ઉઘાડી ભાષામયજ હોય છે.

એક પારસી ગૃહસ્થ મી. ડી. એન. પટેલ સ્વર્ગીયસોપાન પરંપરા બતાવી જગતનું કલ્યાણ કરનાર મી. પઢીઆરની પેઠે સ્ત્રી ઉપયોગી વાંચન માળાની પરંપરા જુદા જુદા નામથી આજે કેટલાંક વર્ષોથી કાઢે છે. એ ભાઈ જાણે એક બ્હેન બીજી બ્હેનને સમજાવતી હોય એવી ભાષામાં જુદા જુદા પત્રોના રૂપમાં સલાહ આપે છે; અને બહુજ વિવેક ભરી ભાષામાં લખે છે. મેં એમના "સ્ત્રીનો ભવસાગર" અને "સ્ત્રીશાસ્ત્ર" બે પુસ્તકો જોયાં છે, તેમાં એક જગોએ તે ગૃહસ્થ લખે છે કે, "ઇંગ્રેજી 'ટેકનીકલ' શબ્દોના ગુજરાતી અર્થો માટે મુશ્કેલી છે. આ વિષય જેટલો કઠણ તેટલોજ ગંભીર છે, મને ભય છે કે જે કલમથી હું તે લખવા બેઠો છું તે કલમ મર્યાદાના અંકુશને લીધે એ વિષયને પૂરતો ઇન્સાફ઼ આપી શકાશે નહિ. એ મુશ્કેલીમાં વધારો થવાનો બીજો સબબ એ રહે છે, કે ઇંગ્રેજી વૈદ્યકશાસ્ત્રમાં વપરાતા 'ટેકની-નીકલ' શબ્દો ગુજરાતી ભાષામાં બરોબર એવી રીતે સમજાવી શકતા નથી કે સાધારણ વાંચકોને તેની ઝટ સમજ પડે.

ખાસ કરી જનન શરીર અવયવો (Generative Organs) અને તેને લગતી ક્રિયાના પ્રસંગોને લગતા શબ્દો ગુજરાતીમાં દર્શા-

વવા એ કામ બેહદ મુશ્કેલ થઈ પડે છે, એટલા માટે તેવા શબ્દોને દર્શાવવા માટે અનેક નવા શબ્દો યોજવા પડે છે, તોપણ આ પુસ્તક વૈદ્યક વિદ્યાને લગતું હોવાથી તેના વાચકોને નમ્ર વિનંતિ છે કે એવા "ટેકનીકલ" શબ્દો ગુજરાતીમાં બરોબર રીતે દર્શાવતાં જો આ અદનો લખનાર નિષ્ફળ થાય તો તેઓએ તેવા શબ્દોના અધુરા અર્થ પોતેજ સમજી લેવાની તજવીજ કરવી." (સ્ત્રીશાસ્ત્ર–પત્ર ૮ પૃષ્ટ ૬૪.)

એવી રીતે એ નામીચા લેખકની મુશ્કેલી તેમના પોતાના શબ્દો-માંજ હું જણાવી ગયો છું. એ રીતેજ બીજા લખનારાઓ પણ એ મુશ્કેલીથી મુક્ત નથી, અને એ મુશ્કેલીને લીધેજ આજ દિવસ સુધીમાં સ્ત્રીઓને માટે ઘણાં વૈદક સંબંધી પુસ્તકો લખાયાં, છતાં પણ વિદ્વા-નોને તેમજ વાંચનારાઓને સંતોષ થતો નથી, અને તેથી અઢાર પુરાણ તથા **મહાભારત** લખ્યા પછી પણ અપૂર્ણતા જણાયાથી શ્રીમદ્ **ભાગવત** લખવા વ્યાસ મુનિ પ્રેરાયા, તેમ અમે પણ આજે ચર્વિત ચર્વણ કરવાને તૈયાર થયા છીએ; તો હવે પ્રિય વાંચનાર ભાઈઓ તથા બ્હેનો ! મારા લેખથી આપને તથા અમોને સંતોષ થાય, એવી પ્રભુપ્રત્યે પ્રાર્થના છે.

પ્રિય ભાઈ બ્હેનો ! મારો આ જાતનો પ્રયત્ન પહેલો છે, એટલે જે કાંઈ અપૂર્ણતા જણાય તે મારી પોતાની છે અને જે કાંઇ પૂર્ણતા જણાય તે આ વિષયમાં અજવાળું પાડનાર પૂર્વજોની છે; એમ જાણી મને ક્ષમા અને તેઓને ધન્યવાદ આપવા કૃપા કરશો. એવી પ્રાર્થના છે.

**ઝાડેશ્વર. } વૈદ્ય અમૃતલાલ વિ. પ્રાણશંકર પટણી.**

# આવેદન.

## સ્ત્રી વિશિષ્ટ શારીર અને પરિભાષા.

### સ્ત્રીત્વ.

પુરૂષોના કરતાં જે વિશિષ્ટ ગુણો–આકૃતિ, પ્રકૃતિ, વિગેરે કારણોને લીધે સ્ત્રીઓમાં સ્ત્રીત્વ રહેલું છે તે સ્ત્રીઓના વૈદ્યે પ્રથમ જાણવું જોઇએ. સ્ત્રીઓમાં મૃદુતા, સૌન્દર્ય, સ્નેહ, પ્રીતિ, ઔદાર્ય, લજ્જા, ધૈર્ય, કર્મકૌશલ, ( કામ કરવાનું ડહાપણ ), વિગેરે કેટલાક ઉચ્ચ કોમળ ગુણો પરમકૃપાળુ પરમેશ્વરે તેમના વિશિષ્ટ ધર્મો અને કામ ઉપર ધ્યાન રાખીને સ્ત્રીઓને અર્પણ કર્યા છે, એવીજ રીતે તેઓની શરીર રચનામાં પણ તેમનાં **સ્ત્રીત્વને** ઉપયોગી તથા તેના દૈહિક ધર્મને અનુસરીને યોગ્ય અવયવો અર્પણ કરવામાં આવ્યા છે. તેને લીધેજ સ્ત્રીઓનું સ્ત્રીત્વ જળવાઇ રહ્યું છે. ઇશ્વરની અદ્‌ભૂત રચનાનો અને ચમત્કારનો જ્યારે માણસને થોડો ઘણો પણ અભ્યાસ થાય છે ત્યારે તેમનાં ઐશ્વર્ય અને અસ્તિત્વ વિષે પણ માણસને ભક્તિપુરઃસર ખાત્રી થઇ જાય છે.

જેમ સ્ત્રીઓમાં કેટલાક ગુણો તથા અવયવો ઇશ્વરને ત્યાંથી વિશેષ આપવામાં આવ્યા છે, તેમ તેનાં સાથેજ કેટલાક વિશેષ રોગો પણ સ્ત્રીઓના તે વિશિષ્ટ અવયવો સાથે સંબંધ ધરાવે છે; જેમકે, ઉન્માદ, ગાંડપણ અથવા હિસ્ટીરી. આ રોગનાં બીજાં કારણો સાથે કોઇ વાર સ્પર્શાસહત્વ ( Vaginismus ) પણ મુખ્ય કારણ હોય છે. એવીજ રીતે, સંગ્રહણીના કારણમાં બીજો આહારવિહારનો કોઇ પણ દોષ નહિ છતાં ગર્ભાશયનાં કોઇ દરદને લીધે અથવા વિસ્તૃત પટલ ( broad ligament ) કે ગોળપટલ ( round ligament ) નાં કોઇ ક્ષત કે ચાંદાંથી પણ સંગ્રહણી થઇ આવે છે. એવીજ રીતે કોઇ વાર આર્તવ બંધ થવાના વખતમાં અતત્વાભિનિવેશ (Mania) થઇ આવે છે; ગર્ભાશયની ક્રૂર્યાદોને લીધે સવારમાં મોળ આવે છે. આ બધું જોતાં વૈદ્યે અથવા સ્ત્રીએ જાતે પણ પોતાનાં શરીર

સંબંધી જ્ઞાન જરૂર મેળવવું જોઇએ. જો સ્ત્રીઓને પોતાના શરીરનું અને તેમાં થતી વેદનાઓનું જ્ઞાન ન હોય તો તે વૈદ્ય, ડાક્તર કે સુયાણી આગળ પોતાને કયા અવયવમાં કઇ જાતની પીડા થાય છે, તે કઇ રીતે સમજાવી શકે? તેમજ વૈદ્ય કે સુયાણી સ્ત્રીઓને થતા રોગોનું કે તેનાં શરીર સ્થાન અને અવયવોનું જ્ઞાન ન ધરાવતાં હોય તો, એક સ્ત્રી દરદીનું માથું દુઃખે છે, ચકર આવે છે, મોળ આવે છે, પેટમાં શળા પડખામાં ગોળો ફરે છે, વિગેરે ફર્યાદ સાંભળીને અનુમાન પણ કઇ રીતે કરે? અને જ્યાંસુધી પોતે સમજે નહિ ત્યાંસુધી દરદીને સલાહ પણ શું આપે? કદાચ પોતે સમજ્યા વિના દવા આપે તથા દરદી ભરોંસે દવા લઇ જાય તો તેનાથી બન્નેને લાભ પણ શું થાય? માટે પહેલાં શરીર રચના અને અવયવોના ચોકસ જ્ઞાનની જરૂર છે. તેથીજ હવે આપણે પ્રથમ થોડી સ્ત્રી શરીર રચના જોઇશું તથા અવયવોનું યથાશક્તિ વિવરણ તથા સાંકેતિક ( tecnicle ) શબ્દો પણ યથામતિ નક્કી કરીશું.

## સ્ત્રી શારીર.

સ્ત્રીઓનું શરીર સામાન્ય રીતે પુરૂષોના શરીરને મળતુંજ છે. લોહીનું ફરવું, શ્વાસોચ્છ્વાસ, પાચનક્રિયા, મળમૂત્રત્યાગ, રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, વિગેરે ધાતુઓ પણ સ્ત્રીઓમાં પુરૂષોની પેઠેજ હોય એવું જણાય છે. જ્ઞાનેંદ્રિયો સ્ત્રી પુરૂષ બંનેને બરાબર છે. છતાં શરીરના આંતર અવયવોમાં સૂક્ષ્મ ફેરફાર હશે, તેના સવિસ્તર વિવેચનની અહીં ખાસ જરૂર નથી. માત્ર સ્ત્રીઓના શરીરમાં ઉપરના અવયવોમાં સ્તન એ સ્ત્રીઓનો ખાસ વિશિષ્ટ અવયવ છે, અને તે સ્ત્રીત્વની સાથે ગાઢ સંબંધ ધરાવતો ઘણોક ઉપયોગી અવયવ છે. એનું સવિસ્તર વર્ણન આગળ આપવામાં આવશે. હાડકાંની રચનામાં નિતંબાસ્થિ–થાપાનાં હાડકાં–તથા બસ્તિગહ્વર–ભગાસ્થિને સ્ત્રીજનનેંદ્રિય સાથે તેમજ ગર્ભ સાથેના સંબંધવાળા અવયવો સાથે વધારે ગાઢતર નજીકનો સંબંધ હોવાથી સ્ત્રીઓના નિતંબાસ્થિ પુરૂષના કરતાં વધારે પહોળા ફેલાતા રહે છે; તેમજ બસ્તિ-

ગહ્વર ( ત્રિક–ભગાસ્થિ અને નિતંબાસ્થિના સંયોગથી ઉત્પન્ન થતું કમરના આગલા ભાગનું પોલાણ ) વધારે પહોળું વિશાળ હોય છે. તેમજ ગર્ભને વધવાને તથા ફરવાને અવકાશ જોઇએ એવા હેતુથી બીજા અંદરના અવયવોને–યકૃત, ફેફસાં, આંતરડાં, વિગેરે અવયવોને–યોગ્યતા તથા જરૂરીઆતના પ્રમાણમાં નાનાં મોટાં કરી પૃષ્ટવંશને ( સ્પાઇનલ કોર્ડને ) લાંબો કર્યો. સગર્ભાવસ્થામાં શ્વાસ લેતાં મહેનત ન પડે એટલામાટે છાતીનું પાંજરૂં વધારે પહોળું કર્યું. તેમાં પહોળા ફેફસાં બેસાડી ગમે તે અવસ્થામાં લોહીનું અભિસરણ ( સરક્યુલેશન ) બરાબર થાય તથા વધારે પ્રમાણમાં કોઇ પ્રસંગે લોહી જાય તો પણ હૃદય ( હાર્ટ ) એકદમ નિર્બળ ન થઈ જાય, એવી જાતની હૃદય કમળની પણ રચના કરી, તેમજ બીજા કોઈ પણ અવયવને કોઈ પણ જાતની અડચણ ન પહોંચે એવી રીતે–સાવકાશ જનન શરીરને ગોઠવીને, સ્ત્રીશરીરને સુંદર સુઘટિત અને રમણીય છતાં અચિંત્ય રચનારૂપ બનાવીને પરમ કૃપાળુ પરમેશ્વરે પોતાની શિલ્પ કળાનો આપણને અદ્ભૂત ચિતાર આપ્યો છે.

## સ્ત્રી ગુહ્ય શરીરની પરિભાષા.

સ્ત્રીના ગુહ્ય અવયવોની ઓળખાણ માટે પારિભાષિક નામો નક્કી કરવાની જરૂર છે. આજસુધીમાં છપાયલાં ગુજરાતી વૈદક પુસ્તકોમાં જે શબ્દો વપરાયા છે તે તથા અંગ્રેજીમાં તેને માટે કયા શબ્દો છે તે, અને આ પુસ્તકમાં તેને માટે અમે વાપરેલા શબ્દો, તેનું એક પત્રક નીચે આપવામાં આવે છે.—

## પારિભાષિક શબ્દો–Tecnicle Words.

| પહેલાંના લેખકોએ આપેલું નામ. | અંગ્રેજી નામ. | અમે આપેલ નામ. |
|---|---|---|
| કેશભૂમિ | મેનસ વેનેરીસ | કેશભૂમિ. |
| યોનિ (સંપૂર્ણ અવયવ) | વેજાઇના | ભગ–ઉપસ્થ<br>સાધન–વરાંગ |
| યોનિલિંગ | ક્લીટોરીસ | મદનાંકુર–કામાંકુર |
| નામ નથી | વેસ્ટી બ્યુલ | બાહ્ય ત્રિકોણ |

| | | |
|---|---|---|
| નામો નથી | યુરેથ્રા<br>મીટ્સ યુરીનરીસ<br>પેરીનીયમ | મૂત્રનળી<br>મૂત્રનળી છિદ્ર<br>બેસણી |
| યોનિઓષ્ઠ મોટો | લીબીઆ મેજોરા | બૃહદોષ્ઠ |
| યોનિઓષ્ઠ નાનો | લીબીઆ માઇનોરા | આંતરોષ્ઠ–ક્ષુદ્રોષ્ટ |
| યોનિદ્વાર | વલ્વા | ભગદ્વાર–ઉપસ્થમુખ<br>વરાંગમુખ–ભગ |
| યોનિપટલ | હાઇમેન | સતિચ્છદ (બંગાલી ઉપ-રથી), કૌમાર્ય પટલ |
| યોનિમાર્ગ | વેજાઇના ( રસ્તો ) | સાધન–સાધનમાર્ગ<br>ઉપસ્થમાર્ગ |
| ગર્ભાશય | યુટેરસ | ગર્ભાશય–જરાયુ |
| ગર્ભાશયનું પહોળું બંધન ( ડૉ. વીરજી ઝીણા) પૃથુ બંધન–ડૉ. ત્રિભોવનદાસ | બ્રૉડ લીગામેન્ટ | પૃથુ બંધન–પ્રશસ્તબંધન |
| ગોળ બંધન | રાઉન્ડ લીગામેન્ટ | જરાયુ–ગોળ બંધન<br>વર્તુલ બંધન |
| ગર્ભાશય ગ્રીવા<br>કમળ | સર્વિકસ | કમળ ગ્રીવા, ગર્ભાશય ગ્રીવા |
| કમળ મુખ | ઑસ ઇન્ટરનલ | કમળ આભ્યંતર મુખ<br>ગર્ભાશય આભ્યંતર મુખ |
| ગર્ભાશય મુખ | ઑસ એક્સ્ટનલ | કમળ બાહ્યમુખ<br>ગર્ભાશય બાહ્યમુખ |
| ફલવાહિની | ફેલોપિયન ટયુબ | ફલવાહિની–બીજવહા. |
| સ્ત્રીઅંડ–અંડાશય<br>અંતઃફલ–બીજકોશ | ઓવરી | બીજકોશ, અંડાશય, અંતઃફલ |
| અંડ–બીજ | ઓવમ્ | સ્ત્રીઅંડ–બીજ |

# સ્ત્રીઓનો વૈદ્ય.

## પ્રકરણ ૧ લું.

### જનનેન્દ્રિય શારીર.

**બાહ્ય શરીર**—સ્ત્રીઓનાં દરદો તથા તેના ઉપાયો જાણતા પહેલાં આપણે સ્ત્રી શરીરની રચના જાણવાની જરૂર છે, કારણ કે શરીરની રચનાનીજ ખબર ન હોય તો રોગના સંબંધમાં આપણે શું સમજીએ ? માટે કોઇ પણ રોગ જાણતા પહેલાં તન્દુરસ્ત શરીર રચના અને તેનું કામ બરાબર જાણી લેવું જોઇએ. જો કે આ વિષય વધારે ગહન અને ગુંચવાડા ભરેલો છે, છતાં બહુ જરૂરનો છે. માટે ફરી ફરીને જયાંસુધી ન સમજાય ત્યાં સુધી તેનોજ અભ્યાસ કરવો અને પછીજ આગળ વધવું જોઇએ, એવી મારી વિનંતિ છે.

સ્ત્રીઓનાં ગુહ્ય શરીરના મુખ્ય બે વિભાગ પાડી શકાય છે; એક બાહ્ય એટલે બહારનું અને બીજું આભ્યંતર એટલે અંદરનું. બાહ્ય શરીરમાં તે અવયવો આવે છે કે જે નજરથી જોઇ શકાય કે સામાન્ય સ્પર્શથી જાણી શકાય, અને બાકીના અવયવો આભ્યંતર શરીરમાં આવે છે.

બાહ્ય શરીરમાં કેશભૂમિથી વરાંગમાર્ગ પુરો થાય ત્યાં સુધીના અવયવો તથા સ્તન આવે છે, તથા આભ્યંતર શરીરમાં ગર્ભાશય અને તેની આસપાસના અવયવો આવે છે. આટલું ટુંકામાં સમજ્યા પછી હવે આપણે તેનું સવિસ્તર અવલોકન કરીશું.

**કેશભૂમિ** ( Manus Veneris )—નાભીની નીચે પેડુના ભાગમાં ભગાસ્થિસંધિ[1] ( પ્યુબિક સંધી ) અથવા ( બસ્તિની

---

૧. આ પુસ્તકમાં જેની અગાઉ વ્યાખ્યા નહિ આવી ગઇ હોય એવા પારિભાષિક શબ્દ આવશે ત્યાં અથવા બીજે અમે નક્કી કરેલ શબ્દ કે નામજ લાઇનમાં મુકીશું; અંગ્રેજી પર્યાય (     ) આવા કાઉન્સમાં મુકી બીજા લેખનો તેજ પારિભાષિક શબ્દ {     } આવા કાંઉસમાં મુકીશું.

અગ્રકમાન ) ની ઉપરનો ચરબીથી ભરેલ માંસલ ભાગ તેને કેશભૂમી કહેવામાં આવે છે.

સ્ત્રીઓને યૌવનની શરૂઆતથી એટલે ૧૩-૧૪ વર્ષની ઉમરથી એ જગોએ વાળ ઉગવાની શરૂઆત થાય છે.

આ જગાએ ઉગતા વાળ કર્કશ એટલે કઠણ અને કિંચિત્ વળેલા હોય છે. આ કેશભૂમિ જ્યાં આગળ પૂર્ણ થાય છે ત્યાંથી બે માંસલ સ્તંભની શરૂઆત થાય છે અને વચ્ચે એક ફાટ રહે છે. ઉપર જણાવેલા માંસલ સ્તંભ ઉપર પણ યૌવનમાં વાળ ઉગે છે.

**બૃહદોષ્ઠ અથવા બૃહદ્ ભગોષ્ઠ**—( Labia Majora મોટો યોની ઓષ્ઠ ) કેશભૂમિના નીચલા ભાગથી શરૂ થઇ બે માંસલ સ્તંભ મળદ્વાર તરફ નીચે પાતળા થતા જાય છે; યૌવનના આરંભમાં એ બન્ને માંસલ સ્તંભ પરસ્પર એક બીજા સાથે અડોઅડ રહીને વરાંગ ( Vulva યોની ) ની અંદરના બધા યંત્રને ઢાંકી રાખે છે અને એજ એનું મુખ્ય કામ હોય એવું દેખાય છે.

**ભગોષ્ઠની રચના**—આ ભગોષ્ઠનો જેટલો ભાગ બહાર દેખાય છે તેટલો ભાગ ચામડીનોજ બનેલો છે, એટલે સાધારણ ચામડીથીજ મઢેલો છે, અને જેટલો ભાગ એક બીજા સાથે લાગેલો છે એટલે કે બન્ને મોટા ઓષ્ઠને હાથેથી પહોળા કર્યા સિવાય દેખાતો નથી, તે ભાગ શ્લેષ્મત્વચા[1] ( Mucus Membrane ) થી અથવા

---

૧. શ્લેષ્મત્વચા ( Mucous મ્યુકસ્ )-શરીરના બાહ્ય ભાગપર જેમ ચામડી છે તેમ અંદરના ભાગપર એક નાજુક પ્રકારની ચામડી હોય છે, તેને શ્લેષ્મત્વચા અથવા શ્લેષ્મ પડ કહે છે. આંખ, નાક, મોઢું, ગળું, વાયુનળી, અન્નનળ, હોજરી, આંતરડાં, મૂત્રાશય, મૂત્રમાર્ગ, યોની, ગર્ભસ્થાન અને બીજી કેટલીક નળીઓનું આચ્છાદન શ્લેષ્મત્વચાનું હોય છે. આ પડમાંથી હમેશાં પાતળો ચીકણો રસ ઝરે છે, તેથી તે અવયવોની સપાટી ભીની રહે છે. એ રસને શ્લેષ્મ ( મ્યુકસ ) કહે છે. એ પડ લીસું હોય છે. તેમાં કેટલાક પ્રકારના સુક્ષ્મકોશ હોય છે, તેમાંથી જુદા જુદા પ્રકારના રસ ઝરે છે. જુદા જુદા ભાગ પર આ કોશના આકાર જુદા જુદા હોય છે. તેથી તેના શ્લેષ્મ રસમાં ફેર પડે છે, એટલુંજ નહિ, તેનાથી

કલાથી[1] ઢંકાયેલો છે. ઉપર જણાવેલ માંસલ સ્તંભ એટલે મોટા ભગોષ્ટ ઉપરથી શરૂ થઇ ક્રમે ક્રમે નીચે જતાં જતાં ફોરસેટ નામની એક પાતળી ત્વચા વડે પરસ્પર સંધાઇ જાય છે. પ્રસવ પછી તેમજ ઉંમરે પહોંચેલી અને શિથિલ શરીરવાળી સ્ત્રીઓના શરીરમાં એ બન્ને મોટા હોઠ છુટા થઇ સહેજ લબડી જાય છે. ઉપરના બન્ને ઓષ્ઠમાં કેટલાક સ્થિતિ સ્થાપક તંતુ (ઇલેસ્ટીક ટીસ્યુ) ઓ હોવાથી પ્રસવ વખતે જરૂર પુરતો વિસ્તાર પામવામાં તેને કોઈ જાતની અડચણ પડતી નથી.

**અંતર ભગોષ્ઠ**—( Labia Minora નાનો યોનીઓષ્ઠ )-મોટા ભગોષ્ઠને છુટા પાડવાથી તેની નીચેના અથવા અંદરના ભગોષ્ઠ દેખાય છે. આ નાના ભગોષ્ઠ શ્લેષ્મ ત્વચાના બનેલા છે અને અત્યંત પાતળા છે. આમાંનો દરેક નાનો હોઠ કેશભૂમિની નીચે આવેલ મદાનાંકુર ( કલીટોરીસ્ ) થી શરૂ થઈ મોટા હોઠની માફક નીચેની તરફ અને બહારની તરફ નમે છે અને બન્ને તરફ બરાબર મોટા હોઠના અર્ધોઅર્ધ ભાગમાં આવી રહે છે અને તે સ્થળે અત્યંત બારીક થઇ મોટા હોઠ સાથે મળી જાય છે.

દરેક નાનો હોઠ ઉપરની બાજુએ એટલે ક્લિટોરીસ કે યોની-લીંગની પાસે બે થરના રૂપમાં વ્હેંચાયેલ છે. તેમાંનો ઉપરનો થર

---

બીજાં કાર્યો પણ થતાં હોય એમ લાગે છે. ગર્ભાશય અને બીજા કેટલાક ભાગના રસ ક્ષારગુણવાળા ( આલકલીન ) હોય છે, પણ વરાંગ ( યોની )-નું શ્લેષ્મ અમ્લ ( એસીડ ) હોય છે. ફલવાહિની ( Fallopian tube ફેલોપ્યન ટયુબ ) નું શ્લેષ્મ પડ એવી જાતનાં એપીથીલીઅમનું બનેલું છે કે તેના કોષ પર જે સૂક્ષ્મ રેષા હોય છે તે નિરંતર ચાલ્યા કરે છે અને તેની અંદરનું બીજ ગર્ભસ્થાન તરફ ધકેલાય છે. તેજ જાતનું મ્યુકસ વાયુ નળિમાં હોય છે. કોઇ માર્ગમાં એપીથીલીઅમ્ લંબગોળ હોય છે.—

ડૉ૦ ત્રીભુવનદાસ.

૧. સંસ્કૃતમાં એ શ્લેષ્મત્વચાનેજ કળા કહે છે:—

स्नायुभिश्च प्रतिछन्नान्सततांश्च जरायुणा श्लेष्मणावेष्टितां श्चापि कलाभागांस्तुतान् विदुः सुश्रुत

યોનીલીંગની ઉપર ફરી વળીને પોતાની સામી બાજુ તરફના હોઠ સાથે મળી જાય છે, અને એ રીતે ક્લિટોરીસને ઢાંકી રાખે છે અને એટલા માટે તેને ક્લિટોરીસનું ઢાંકણુ ( Preputium clitoris ) કહે છે તથા નીચેનો થર ક્લિટોરીસના નીચેના પ્રદેશની મધ્ય રેખા આગળ સંધાય છે.

નાના ભગોષ્ઠ જ્યાં સુધી મોટા ઓષ્ઠની નીચે ઢંકાયેલ હોય છે ત્યાં સુધી તે દેખાવમાં શ્લેષ્મ ત્વચા જેવાજ લાગે છે, પરંતુ જ્યારે મોટા ઓષ્ઠ છુટા થઇ બહાર આવી પડે છે ત્યારે નાના ભગોષ્ઠ દેખાવમાં સાધારણ શુષ્કચર્મ જેવા દેખાય છે.

**મદનાંકુર ( Clitoris ક્લીટોરીસ્ ) અથવા { યોનીલિંગ }**—કેશભૂમિથી ઘણું કરીને આશરે અર્ધા ઈંચ જેટલા નીચેના ભાગમાં એક ગોળી અથવા ખારેકના ઠળીઆને મળતી આકૃતિ દેખાય છે, જેને ભગાંકુર, મદાનાંકુર કે યોનીલિંગ કહે છે. આ મદનાંકુર પુરૂષના ઉપસ્થ એટલે જનેન્દ્રિયને મળતું યંત્ર છે. એની રચના સંબંધી વિચાર કરતાં એમ લાગે છે કે, સ્ત્રીઓના શરીરમાં ભગાંકુર ( ક્લીટોરીસ ) એ પુરૂષાંગની આદિ અવસ્થા માત્રજ છે, બીજું કશું નથી. એ લાગણીવાળા તંતુ ( ઇરેક્ટાઇલ્ ટિસ્યુ )થીજ બનેલ છે. વળી તેમાં પુરૂષના અંગની પેઠે બે તથા એક સસ્પેન્સરી લીગામેન્ટ છે અને ઘણાનો એવો મત છે કે સંગમ વખતે આ અવયવને લીધેજ સ્ત્રીઓને આનંદનો અનુભવ થાય છે. પ્રાચીન તંત્રકારોમાં કવિવર કોકકોકનો આ વિચાર તરફ વધારે ઝોક છે.

**ભગ ત્રિકોણ** ( Vestibule વેસ્ટીબ્યુલ )—મદનાંકુર (યોની લિંગ )ની નીચે એક ત્રિકોણ આકારનું સ્થાન દેખાય છે, તેનેજ અંગ્રેજીમાં વેસ્ટીબ્યુલ કહે છે. આપણે ભગ ત્રિકોણ એવું તેને નામ આપ્યું છે. આ ત્રિકોણના અંતમાં એટલે ઉપલા છેડા તરફ મદનાંકુર બન્ને બાજુએ નાના ભગોષ્ઠ અને તળીએ અથવા નીચે ભગદ્વાર { યોનીમુખ }ની ઉપરની ધાર જેને અંગ્રેજીમાં બેસ ( Base ) કહે છે તે આવેલ છે. આ તળ પ્રદેશ એટલે બેસની નીચે નજીકજ એક ગોળ ઉંચાણ દેખાય છે અને તેની બરાબર વચમાં મૂત્રનળીનું

છિદ્ર ( મીટસ્ યુરીનરીઝ ) છે. બરાબર યાદ રાખવું જોઇએ કે, મૂત્રનળી ( Urethra યુરેથ્રા ) અને વરાંગપથ { યોનીમાર્ગ } ( Vagina વેજાઇના ) એ બન્ને પરસ્પર સાથે મળેલા છે અથવા એક બીજાની સામા બરાબર આવેલા છે.

**મૂત્રનળી** ( Urethra યુરેથ્રા )—તે ઘણું કરીને દોઢ ઇંચ લાંબી છે અને ઉપસ્થ માર્ગની ઉપરની દીવાલ સાથે લાગેલી છે. વરાંગ-પથ { યોનીમાર્ગ } માં તર્જની નાંખવાથી તેના ઉપલા ભાગને મૂત્ર-નળીનો સ્પર્શ થાય છે અને એ રીતે તેનું અસ્તિત્વ બરાબર સમજાય છે. આ મૂત્રનળી નીચેથી ઉપરની પાછલી બાજુએ થઈ મૂત્રાશય ( બ્લૅડર ) અથવા બસ્તી સાથે મળે છે.

મૂત્રનળીની રચના ઘણા સ્થિતિસ્થાપક તંતુઓ ( ઇલેસ્ટીક ટીસ્યુ ) થી બનેલી હોવાથી તે પોતાની સ્વાભાવિક એટલે કુદરતી સ્થિતિ કરતાં ઘણો વિસ્તાર પામી શકે છે. એજ કારણથી પુરૂષને મૂત્રાશયમાં પથરી થઈ હોય તો તે ભાંગીને અથવા ઑપરેશન કરીને કાઢવી પડે છે, પણ સ્ત્રીઓનો મૂત્રમાર્ગ લંબાઇમાં ઘણો ટુંકો હોવાથી તેમજ બીજી રીતે તેમાં જોઇએ એટલું સ્થિતિસ્થાપકપણું હોવાથી સ્ત્રીઓને થયેલી પથરી ઘણી સહેલાઇથી મૂત્રમાર્ગ ( વ્યુરેથ્રા )માંથીજ આખી ને આખી કાઢી શકાય છે.

**ભગદ્વાર કે { યોનીદ્વાર }** (Orifice of the Vagina)–મૂત્રનળીના છિદ્ર એટલે પેસાબના દ્વારની નીચે ભગદ્વાર આવેલું છે. કુમારી અવસ્થામાં એ ભગદ્વાર એક પાતળા આવરણ એટલે ઢાંકણથી ઢાંકેલું હોય છે. તે ઢાંકણને અંગ્રેજીમાં હાઇમેન કહે છે, અને ગુજ-રાતીમાં તેને સતીચ્છદ { યોની પટલ } કહે છે.

**સતીચ્છદ** ( Hymen **હાઇમૅન** ) **{ યોનીપટલ }**—આ સતીચ્છદ શ્લેષ્મત્વચાનું એક પાતળું પડ છે અને બાળકપણથી આ-રંભી કુમારીકાળ અથવા જેને આપણામાં કન્યાકાળ કહે છે, તે પૂર્ણ થતાં સુધી આ ભગદ્વાર પડથી ઢંકાએલું રહે છે.

એ પડનો દેખાવ સાધારણ રીતે અર્ધ ચંદ્રાકાર હોય છે. છતાં

કોઇ કોઈ સ્થળે વળી એ ગોળાકારનાં સતિચ્છદની વચ્ચે એક મોટું છિદ્ર હોય છે. કોઇ કોઇ ઠેકાણે વળી એક મોટાં છિદ્રને ફરતાં બીજાં નાનાં છિદ્રો હોય એવું પણ દેખાય છે. તેમ એવું પણ જોવામાં આવ્યું છે કે સતિચ્છદમાં બીલકુલ છિદ્ર હોય નહિ. આવાં સતિચ્છદથી ભગદ્વાર ઢંકાયેલું હોય ત્યારે યૌવનની શરૂઆતમાં ઋતુરોધ એટલે દસ્તાનનો અટકાવ થાય છે. સાધારણ રીતે સ્ત્રીને પહેલીવાર અટકાવ આવવા વખતે અથવા પ્રથમ પુરૂષ સમાગમ થયા પછી સતિચ્છદ તુટી જાય છે; પરંતુ કોઇ કોઇ સ્ત્રીઓનાં શરીરમાં સતિચ્છદ એટલું બધું સબળ હોય છે કે, પુરૂષ સમાગમ અસાધ્યજ થઇ પડે છે. આવે સ્થળે એ સતિચ્છદને કાતરી નાખવાની જરૂર પડે છે. વળી કોઇ કોઇ સતિચ્છદમાં એટલા બધા સ્થિતિસ્થાપક તંતુઓ હોય છે કે પુરૂષ સહવાસ પછી પણ તે તુટી ન જતાં પોતાની સ્થિતિસ્થાપકતાને લીધે અવકાશ આપી જેમનું તેમ કાયમ રહે છે. તબીબી દફતરમાં કોઇક દાખલા ગર્ભવંતી સ્ત્રીઓના શરીરમાં પણ સતિચ્છદ ( હાઇમૅન ) કાયમ હોવાના નોંધાયા છે.

પહેલાં કાયદાની બારીકીઓ વખતે એવું માનવામાં આવતું હતું કે સતિચ્છદ { યોનીપટલ } અખંડ હોવું, એ અક્ષત યોનિત્વની નિશાની રૂપ છે. પરંતુ હવે એવું નક્કી થઇ ગયું છે કે, પુરૂષ સહવાસ એટલે સંભોગ સિવાયનાં બીજાં ઘણાં કારણોથી પણ એ પડ તુટી જાય છે. તેમ એવું પણ જોયું છે કે પુરૂષ સહવાસ પછી પણ તે પડ અખંડ રહે છે, તેથી કોઇ પણ રીતે એ પડ અક્ષત યોનીત્વના ચોક્સ પ્રમાણરૂપ છે, એમ માની શકાતું નથી.

**સતિચ્છદઅંથી અથવા છિન્નાવશેષ ભગપટલ**—(Carunculae myrtiformes) ભગદ્વાર ખુલ્લું કરતાં તેની ચારે તરફ કેટલીક નાની નાની ગાંઠો નજરે પડે છે અને કેટલાકના મત પ્રમાણે તુટી ગયેલા સતિચ્છદના અવશેષ એટલે બાકી રહેલા ભાગ સિવાય એ બીજું કશુંજ નથી; માટેજ તેને આપણે સતિચ્છદ છિન્નાવશેષ કે સતિચ્છદઅંથી એવું નામ આપ્યું છે.

**વરાંગપથ ( વેજાઈના ) અથવા { યોનીમાર્ગ }**—ભગ ( વલ્વા ) થી માંડીને ગર્ભાશય ગ્રીવા ( cervix uteri સર્વિકસ યુટેરાઇ ) સુધીના પહોળા નળાકાર માર્ગને **વરાંગપથ** અથવા અંગ્રેજીમાં વેજાઇના કહે છે. સાધારણ ગુજરાતી ભાષામાં { યોની }[1] નામથી ઓળખાય છે.

આ માર્ગનો નીચેનો છેડો સાંકડો અને ઉપરનો છેડો ( ગર્ભાશયના ગ્રીવા દેશને વીટાઇ શકે એટલો ) પહોળો હોય છે. વાયુનળી ( ટ્રેકીઆ trachea ) ની પેઠે આ નળાકાર માર્ગનો અંદરનો ભાગ હમેશાં ખાલી ( સ્પર્શ શૂન્ય આકારવાળો ) રહેતો નથી, કારણકે તેની દિવાલો કોમળ તંતુઓની બનેલી છે, તેથી ચારે તરફનાં તે માર્ગની આસપાસનાં યંત્રોનો બોજો વરાંગ માર્ગની દીવાલો ઉપર ચારે તરફથી પડે છે, જેને લીધે તેની દીવાલો એક બીજાને અડેલી રહે છે. વરાંગપથ { યોનીમાર્ગ } ની ઉપલી દીવાલ કરતાં નીચલી દીવાલ વધારે લાંબી છે. ઉપલી દીવાલ આશરે ૨ અઢી ઇંચ લાંબી છે ત્યારે નીચલી દીવાલ આશરે ત્રણ ઈંચ લાંબીછે.

વરાંગ પથ { યોનીમાર્ગ } ની ઉપલી અથવા સામી દીવાલ મૂત્રનળી તથા મૂત્રાશય સાથે મળેલી છે અને પાછલી અથવા નીચેની દીવાલ રેક્ટમ એટલે મળાશય નામના આંતરડાંના છેડાસાથે મળેલી છે, તથા તેની બન્ને બાજુએ પેલ્વિક ફેશીઆ (fascia) અને બ્રૉડલીગામેન્ટ એટલે પૃથુબંધનનો કેટલોક ભાગ આવેલો છે. આ માર્ગ અંદર જતાં ગર્ભાશયની ગ્રીવા સાથે સંધાઇ જાય છે. તેની દિશા બસ્તિમાર્ગની ધરી પ્રમાણે સહેજ વાંકી છે અને ગર્ભાશયનું મુખ તથા ગ્રીવા સુધીનો ભાગ આ માર્ગની વચ્ચે રહે છે.

**વરાંગ પથની રચના**—ઘણું કરીને પ્રવેશપથ ( વેજાઇના ) ની રચનાના અંતર પડમાં શ્લેષ્મત્વચા અને તે પછીના થરમાં સ્નાયુઓ અથવા માંસની પેશીઓ અને સ્થિતિસ્થાપક તથા ઉભયતો—

---

૧. पु. मिश्रणामिश्रणयोः એ ધાતુ ઉપરથી યોની શબ્દ પેદા થયો છે. મિશ્રણયંત્ર એવો અર્થ થઈ શકે.

ગામી એટલે સંકોચ વિસ્તાર પામી શકે એવા તંતુઓ (ટીશ્યુ) આવેલા છે. બીજા અવયવોની શ્લેષ્મત્વચા કરતાં આ વરાંગપથની શ્લેષ્મ ત્વચામાં કાંઇક વિશેષતા દેખાય છે, કે જે વિશેષતા બીજી શ્લેષ્મત્વચામાં જોવામાં આવતી નથી. આ વિશેષતા એ છે કે, તેના બધા અંદરના ભાગમાં ચારેતરફ વીંટાએલી ઘણી બારીક ગોળ ગોળ રેખાઓ દેખાય છે. અંગુલી સ્પર્શથી તપાસ કરતાં જણાય છે કે આ રેખાઓમાંની એક જરા ઉપડતી છે અને બીજી નીચી છે. એ રીતે દરેક રેખા તરંગની પેઠે ગોઠવાયલી છે. આથી જોતાં સાધારણ રીતે એમ જણાય છે કે, વરાંગપથ સંકોચ પામેલો છે, પરંતુ વસ્તુતઃ એમ નથી, કારણ કે એ ખેંચવાથી સરખો થઇ જતો નથી; તેથી એમ નક્કી થાય છે કે, વરાંગપથની શ્લેષ્મત્વચાની રચનાજ કરચલીવાળી છે. આ જાતની શ્લેષ્મત્વચાની કરચલી પ્રસવ વખતે વરાંગપથનો જોઇતો વિસ્તાર થવામાં ઉપયોગી છે. ઉપર બતાવેલી કરચલીવાળી શ્લેષ્મત્વચાની રચના કુમારી અવસ્થામાં તેમજ પરણ્યા પછી પણ જ્યાંસુધી પ્રજા થઈ ન હોય ત્યાંસુધી ટકી રહે છે. પરંતુ સંતાન થયા પછી અને જેમ વૃદ્ધ અવસ્થા આવતી જાય છે તેમ તેમ એ કરચલીઓ ઓછી થતી જાય છે. આ યોનીમાર્ગમાં અંતર પડ ઉપર એક ચપટ એપિથીલીઅમનું અસ્તર છે.

**બેસણી**—(Perineum) **(પેરીનીઅમ)**–ભગદ્વાર પછીના મળદ્વાર પર્યંતના ભાગને બેસણી (પેરીનીઅમ) કહે છે. એ બેસણીની સામી સીમા ઉપર આગળ કહેવાઈ ગયેલ ભગોષ્ઠને સાંધનાર ચામડીનો સાંધો (ફૉરશેટ) આવેલ છે અને બરાબર ત્યાંથી વચ્ચોવચ્ચ એક ઉભી રેખા જણાય છે જેને અંગ્રેજીમાં રાફી ( Raphe ) કહે છે અને આપણી ભાષામાં શીવણી કહેવામાં આવે છે.

**બેસણીનું કામ**—પ્રસવ વખતે બચ્ચાંનું મસ્તક બહાર આ-વવા વખતે તેનો બોજો પ્રથમ બેસણીની ઉપર પડે છે અને ક્રમે ક્રમે જેમ જેમ એ બોજો વધતો જાય તેમ તેમ બેસણીની અંદરના સ્થિતિસ્થાપક તંતુઓ વિસ્તાર પામી અવકાશ આપતા જાય છે અને પ્રસવમાર્ગ પહોળો થતો જાય છે. પણ જો વખતે બાળકનો માથાનો

પ્રસવ ક્રમે ક્રમે ન પડતાં એકદમ જોરથી પડે તો તેવે વખતે બેસણી ફાટી જાય છે. આવો પ્રસંગ ત્વરીત પ્રસવ (પ્રેસીપિટેટ લેબર) માં બને છે. વળી કોઈ કોઈ સ્થળે તો બેસણી એટલી બધી સખત હોય છે કે તેના ઉપર બાળકના માથાનો બોજો પડયા છતાં પણ તે માર્ગ આપતી નથી, તેમજ ફાટી પણ જતી નથી. આવે વખતે પ્રસવ થવામાં ઘણીજ મુશ્કેલી આવે છે. તે વખતે બેસણી કાપી નાખવા સિવાય બીજો ઉપાય નથી. આ બેસણીની દીર્ઘતા લગભગ દોઢ ઇંચ જેટલી છે.

ઉપર પ્રમાણે સ્ત્રી શરીરના બાહ્ય અને મધ્ય વિભાગ આપણે જોઈ ગયા છીએ. પ્રવેશપથ ( વેજાઇના ) કેટલાકના મત પ્રમાણે બાહ્ય શરીરમાં ગણાય છે, કેટલાક તેને આભ્યંતર અંગમાં ગણે છે, પણ ખરી રીતે તેને મધ્યમ વિભાગમાં ગણવો જોઇએ. આપણે આગળ તેનું વર્ણન વાંચી ગયા છીએ. હવે તેનું ખરૂં સ્વરૂપ નીચેની આકૃતિ નં. ૧ લી જોવાથી સમજાશે કે શી રીતે તેને મધ્યમ શરીરમાં ગણવો જોઇએ.

આકૃતિ ૧ લી.




ગર્ભાશય તથા આસપાસનાં મર્મસ્થાન.

કેવી રીતે તે પ્રવેશપથ મૂત્રાશય અને મળાશયની વચ્ચે આવેલ છે તથા બસ્તીગુહાની ધરીનો ગુદાસ્થિ પર્યંતનો વાંક કઇ જાતનો છે, ગર્ભાશયની કુદરતી સ્થિતિ કઇ જાતની છે, એ બધું ઉપરના ચિત્રથી સમજાઇ જાય એમ છે. આ ચિત્રમાં કટિ સુધીનો ભાગ બરાબર વચ્ચેથી કાપીને બતાવેલ છે.

હવે પછી અહીંથી સ્ત્રીઓનું અંતઃશરીર શરૂ થાય છે, તેમાં ગર્ભાશય અને તેની સાથે ગાઢ સંબંધ ધરાવનારા અવયવો ( પેરીટોનીઅમ ), રસત્વચા ( લીગામેન્ટ ) બીજવહ સ્રોત ( ફેલોપ્યન ટ્યુબ્ ) અને ફળકોષ ( ovary ઓવરી ) આવે છે, જે હવે પછી અનુક્રમે આપણે જોઇ શકીશું.

**ગર્ભાશય** ( uterus યુટેરસ )–આ સ્થાનમાં ગર્ભાધાન થયા પછી ગર્ભ ૯ માસ સુધી રહે છે, વધે છે અને પોષણ પામે છે તથા પ્રસવ વખતે એજ સ્થાનના સંકોચના બળે બહાર નીકળી બચ્ચું આ દુનીઆની હવા લે છે.

**સ્થાન, કદ અને વજન**—ગર્ભાશય એ બસ્તી અથવા ભગાસ્થિના પોલાણમાં વચ્ચે ગોઠવાએલું છે. સાધારણ રીતે દેખાવમાં તેનો આકાર એક ચપટા લંબગોળ જમરૂખને મળતો આવે છે. તેની લંબાઇ આશરે ૩ ઇંચ અને પહોળાઈ સુમારે ૧½ દોઢ ઇંચની છે તથા જાડાઇ ૧ ઇંચ જેટલી છે. એ પ્રમાણે ખાલી ગર્ભાશયનું માપ જેમ ઘણું નાનું છે છતાં એ બહારના દેખાવ કરતાં પણ તેનું અંદરનું પોલાણ ઘણું નાનું છે. વળી ખાલી ગર્ભાશયનું વજન સુમારે ૫ થી ૧૦ તોલા જેટલું માત્ર થાય છે. આપણને આ સ્થળે ઇશ્વરનો અપાર મહીમા અને અચિંત્ય લીલા જોઇને તેના તરફ અપૂર્વ ભક્તિ ઉત્પન્ન થવી જોઇએ, કારણ કે આટલું નાનું અવયવ એક સંપૂર્ણ બાળક પરિપક્વ સ્થિતિએ પહોંચતા સુધી તેને પોતાની અંદર સારી રીતે અવકાશ આપે છે. આ વખતે ગર્ભાશયનું કદ ઘણુંજ મોટું થઈ જાય છે, અને વજન પણ વધી જાય છે. ઇશ્વરનો મહીમા ગાતી વખતે મહર્ષિઓ અણુથી અણુ અને મોટામાં મોટા **अणोरणी**-

**यान् महत्तोमहयिान्** કહે છે. એ વાત અહીં પુરાવા સાથે આપણુને સત્ય લાગે છે.

ગર્ભાશયનો આકાર ત્રિકોણ છે. આ ત્રિકોણનો નીચલો ખુણો અને છેડો નીચે તેના ગ્રીવાપ્રદેશ (સર્વિકસ) સાથે મળે છે તથા તેનું ઉપરનું મૂળ અને બે ખુણા ઉપરની બાજુએ રહે છે. ગર્ભાશયનો ઉપરનો ભાગ આગળ પાછળ સામસામો ચપટો છે અને નીચેનો ભાગ એટલે ગર્ભાશયની ગ્રીવા (નેક)થી શરૂ થતો ભાગ કેટલેક અંશે ગોળ નળી જેવો છે.* ગર્ભાશયની સામી બાજુએ એટલે ઉપર અને પાછલી બાજુએ એટલે નીચે અનુક્રમે મૂત્રાશય (bladder બ્લેડર) તથા પકવાશય કે મળાશય (rectum રેકટમ) આવેલ છે અને વચ્ચે ગર્ભાશય છે.

ગર્ભાશય ઉપરથી પૃથુબંધન—{ગર્ભાશયનું પહોળું બંધન} (બ્રોડ લિગામેન્ટ) અને નીચે (Levator ani લેવેટર એનાઈ) તથા બેસણી (પેરિનીયમ) વિગેરેથી સારી રીતે સચયાયેલું છે, છતાં તે એકદમ દૃઢ રીતે ચોંટેલું નથી, મતલબ કે આંગળીના ધકાથી ગમે તે બાજુ તરફ તેને ધકેલી શકાય છે.

**ગર્ભાશયના વિભાગ**—ગર્ભાશયના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. (૧) તલપ્રદેશ અથવા અગાશી કે ઉપરનો ભાગ, જેને અંગ્રેજીમાં ફન્ડસ (Fundus) કહે છે. (૨) ગર્ભાશયનો વચ્ચેનો ભાગ એટલે ગર્ભાશય શરીર (બૉડી) કહે છે. (૩) નીચલો ભાગ અથવા ગળું (સર્વિકસ) કહે છે.

પહેલાં કહેવાઇ ગયું છે કે, ગર્ભાશય ત્રિકોણ છે અને આ ત્રિકોણ અને આ ત્રિકોણનો નીચેનો ભાગ ગર્ભાશયની ગ્રીવાથી મળે-

---

* સંસ્કૃત ગ્રંથોમાં पित्तपक्काशयान्तरे गर्भशय्या प्रतिष्ठिता એવું બધે જોવામાં આવે છે તે પ્રતિસંસ્કર્તા (સુધારો વધારો કરનારા)ઓના ભ્રમથી લખાયેલું લાગે છે, કારણ કે, "पित्ताशय" ઉંચે વધારે છે. મને લાગે છે કે એ સ્થળે मूत्रपक्वाशयांतरे એવું પદ હોય તો ઠીક પડે, અથવા मलमूत्राशयांतरे એમ જોઇએ.

લો છે. એવી રીતે ઉપરના બીજા બે ખુણા–બીજવહસ્ત્રોત[1] (ફેલોપ્યન ટયૂબ્સ) નામની બે નળીઓ સાથે સંધાએલા છે, અને જ્યાં આગળ ગર્ભાશયના બન્ને ખુણા ઉપર બતાવેલી બન્ને નળીઓ સાથે સંધાય છે તેની વચ્ચેના–આકૃતિમાં બતાવ્યા મુજબના ગોળાકાર (કન્વકસ) ઉપરના–ભાગને ગર્ભાશયનો ઉપલો ભાગ કે અગાશી કહે છે. તેજ પ્રમાણે ઉપર બતાવેલી નળી જ્યાં સંધાય છે ત્યાંથી શરૂ થતા ગોળાકાર ચપટા ગળા સુધીના (=) ભાગને ગર્ભાશયનો મધ્ય ભાગ અથવા (બૉડી) કે શરીર કહે છે. બાકી રહેલ ગોળ નળી જેવો (=) ભાગ તે ગર્ભાશયની ગ્રીવા (સર્વિકસ) ના નામથી ઓળખાય છે, અને એજ ભાગ ઉપરથી શરૂ થઈ નીચે આવતાં વરાંગપથ (યોની) સાથે જોડાઈ જાય છે; મતલબ કે, ગળાના ભાગ ઉપર ગર્ભાશય સાથે અને નીચે વરાંગપથ { યોની } સાથે સંધાયેલો છે. બાજુની આકૃતિ જોવાથી ગર્ભાશય અને તેની સાથે સંબંધ ધરાવતા આભ્યંતર અવયવો બરાબર ખ્યાલમાં આવશે.



આકૃતિ ૨૭.

ગર્ભાશય તથા તેનાં ઉપાંગ.

**પોલાણ**–ગર્ભાશયના અંદરના ભાગમાં બે પોલાણ છે, તેમાંનું એક ઉપર બતાવેલ ગર્ભાશયના મધ્ય ભાગ (બૉડી) માં છે અને બીજું નીચેના ભાગમાં એટલે ગ્રીવા પ્રદેશ (સર્વિકસ)માં છે તથા વચમાં (એ-

1. બીજવહે દ્વે સ્રોતસી–શારીર.

ટલે જ્યાં એ બન્ને પોલાણ મળે છે ત્યાં.) એક નાના છિદ્રદ્વારા બન્ને પોલાણ એક બીજા સાથે સંધાય છે. ગર્ભાશયના મધ્યભાગ અથવા શરીરનું પોલાણ પણ તેના આકારની પેઠે ત્રિકોણ છે. નીચલો ખુણો ગ્રીવા પ્રદેશ તરફ છે અને ઉપરના બે ખુણા સાથે બન્ને બીજવહસ્રોત (ફેલોપ્યન્ ટયુબ્સ) નાં મોઢાં સંધાયેલાં છે. આ ત્રિકોણ પોલાણુની અંદરની ધારો અંદર વધારે સંકોચાયલી હોવાથી ગર્ભાશય બહારથી જેટલું મોટું દેખાય છે તે કરતાં તેનું અંદરનું પોલાણ ઘણું નાનું છે. વળી આ પોલાણ ઉપરની બાજુએ એટલે અગાસી ( ફન્ડસ ) તરફ અપરા **(ઓર)** પોતાના મૂળ રૂપમાં ચોંટેલી હોય છે તેને બંગાળીમાં ફુલ કહે છે. હમેશાં ફુલ અથવા અપરા ઉપર હોવી એ કુદરતી સ્થિતિ છે. પરંતુ કોઇ કોઇ કેસમાં એ ફુલ્લ અથવા અપરા ગર્ભાશયના નીચલા ખુણા ઉપર ચોંટેલ હોય છે. તેને અંગ્રેજીમાં ( પ્લેસંટા પ્રીવીઆ ) કહે છે. ગુજરાતીમાં ‘ અગ્રકુસુમ ’ એવો શબ્દ મુકી શકાય. જ્યાં સુધી ગર્ભાશય ખાલી હોય છે ત્યાં સુધી તેની બન્ને સામ સામી બાજુ ચોટેલી હોય છે, એટલે કે તેમાં જરા પણ પોલાણ જણાતું નથી. હવે બીજું જે ગર્ભાશયની ગ્રીવાની અંદરનું પોલાણ છે તેને અંગ્રેજીમાં સર્વિકયલ કેનાલ અર્થાત્ ગ્રીવા માર્ગ કહે છે. આ પોલાણ એક નળીની અંદરના પોલાણ જેવું છે. તેનું ઉપરનું મોઢું અથવા ઉપલો છેડો એક છિદ્ર ( કાણું ) મારફત ગર્ભાશયનાં પોલાણ સાથે મળે છે. આ છિદ્રને અંગ્રેજીમાં Os internum ઑસ ઇન્ટરનમ એટલે ગર્ભાશયનું આભ્યંતર મુખ કહે છે. તેમજ નીચલે છેડે એક છિદ્ર દેખાય છે, એ છિદ્રને Os exturnum ઑસ એકસટર્નમ એટલે કમળમુખ કહે છે. પ્રસવ પહેલાં એ કમળમુખ ગોળ હોય છે. પરંતુ પ્રસવ પછી એ ગોળ મટી આડી ફાટ જેવું થઈ જાય છે. એ ફાટની ઉપરની અને નીચેની ધારને કમળમુખના હોઠ કહે છે. અને તે બન્ને હોઠમાંનો સામો હોઠ પાછલા હોઠ કરતાં કાંઇક આગળ પડતો હોય છે.

**ગર્ભાશયની વાસ્તવિક સ્થિતિઃ**—બસ્તીના પોલાણમાં ગર્ભાશય બરાબર સીધું નથી તેનો ઉપરનો એટલે અગાસી (ફન્ડસ)

નો ભાગ બરાબર સીધો છે અને તેનો નીચલો ગ્રીવા તરફનો ભાગ નીચે પાછળ ઢળતો રહે છે. એટલે કે બસ્તીની અંદરના પ્રવેશ માર્ગની અંશ રેખા ( એકસીસ ઓફ ધી ઇનલેટ ) ને અનુસરીને ગર્ભાશય રહે છે.

વરાંગપથ { યોનીમાર્ગ } નીચેથી શરૂ થઈ નિર્ગમ માર્ગની અંશ રેખાને અનુસરતો ઉપર જતાં પાછલી બાજુએ જાય છે, અને ત્યાં જતાં સહજ વાંકો થાય છે અને સામેથી ઉપર થઇને ગર્ભાશય સાથે મળી જાય છે. ટુંકામાં, વરાંગપથ અને ગર્ભાશય એ બધું બસ્તીના પોલાણની અંશ રેખા ( એકસીસ ઓફ ધી પેલ્વીક ચૅનલ ) પ્રમાણે ગોઠવાયેલું છે, અને પ્રસવ વખતે બચ્ચું પણ તે રેખાને અનુસરતુંજ બહાર આવે છે.

**ગર્ભાશયની રચના**—ગર્ભાશયની દિવાલ ત્રણ થરમાં વહેંચાયેલી છે, અથવા ગર્ભાશયની રચના ત્રણ ભાગમાં વહેંચી શકાય એમ છે.

( ૧ ) આભ્યંતર વિભાગ અથવા શ્લેષ્મક ત્વચામય આવરણ ( mucus coat મ્યુકસ કોટ )

( ૨ ) મધ્ય વિભાગ એટલે પેશી કે સ્નાયુમય આવરણ ( Muscular coat મસ્કયુલર કોટ )

( ૩ ) બાહ્ય વિભાગ અથવા ×રસત્વચામય ( Peritonial પેરીટોન્યલ ) આવરણ એ રીતે ગર્ભાશયના બંધારણમાં ત્રણ આવ-

× આગળ શ્લેષ્મત્વચાનું વર્ણન આપ્યું છે. અહીં રસત્વચા એટલે પૅરીટોનીઅમ વિષે થોડું જાણી લેવું જરૂરનું છે. રસત્વચા શરીર માંહેના કેટલાક અવયવોને એક ચળકતા અને ઘણાજ લીસા પડનું આચ્છાદન હોય છે. આ પડ શ્વેત તંતુનું અને ઓછી વત્તી જાડાઇનું હોય છે. આ પડ ઘણું કરીને બેવડ હોય છે. તેનું એક પડ તે અવયવને લપેટાય છે અને બીજું પડ તેની આસપાસની દીવાલ કે ભાગ ઉપર ફરી વળે છે. આ બન્ને પડની વચ્ચે પોલ રહે છે. તેમાંનાં સામ સામેનાં પૃષ્ઠ રસથી હમેશાં ભીનાં રહે છે. રસ એ પડમાંથીજ પેદા થાય છે. આ પડને રસત્વચા કહે છે. તેનો હેતુ એ છે કે તે અવયવને હલવા દેવા છતાં તેને ઘસાવા દેવો નહિ.

રણો અથવા થર આવેલા છે. આપણે અહિં શ્લેષ્મ ત્વચામય આવરણથી શરૂ કરીને બહારનાં આવરણ તરફ ક્રમે ક્રમે આવતા જઇશું. આમાંના મધ્ય અથવા પેશીમય આવરણ ત્રણ ભાગમાં રહે છે. કેટલીકવાર દરદને લીધે એ પડની અંદર રસનો વધારો થઇ રહે છે અને તેથી જે ભાગમાં એ રસ હોય તે ભાગ ફુલેલો તથા મોટો દેખાય છે. ઉદાહરણ તરીકે, પેટ આ પ્રમાણે ઘણીવાર મોટું ફુલી ગયેલું દેખાય છે, અને તેને જળોદર એવા નામથી ઓળખવામાં આવે છે. રસત્વચાની અંદરનો રસ જરા પીળાશપર ચીકટ અને આલ્કલાઇનિ (અમ્લવિરૂદ્ધ) સીરમને મળતો હોય છે.

**ગર્ભાશયનું પહેલું શ્લેષ્મ ત્વચામય કે આભ્યંતર આવરણ અથવા થર** ( મ્યુકસકોટ )–બીજા આભ્યંતર અવયવોમાં જેમ શ્લેષ્મત્વચા હોય છે, તેમજ ગર્ભાશયમાં પણ તેનો આભ્યંતર ભાગ સ્નિગ્ધ રાખવા માટે શ્લેષ્મ ત્વચા છે. પરંતુ આ શ્લેષ્મ ત્વચામાં બીજી ત્વચાઓ કરતાં બે પ્રકારનું વિશેષત્વ જોવામાં આવે છે.

(૧) પ્રથમ તો આ શ્લેષ્મ ત્વચા બીજાં સ્થાનોની શ્લેષ્મ ત્વચાની

---

મગજ, રક્તાશય, ફેફસાં, અને પેટના અવયવોને આવી ત્વચા હોય છે. રસત્વચા શ્વેત તંતુઓમય હોય છે, તેને એક તરફ કેશવાહિનીઓનાં જાળાં અને સપાટી ઉપર ચપટ એપિથિલીઅમના કોશ જડેલા હોય છે. મુખ્યત્વે કરીને આ કોશ ઉપરજ તેમાં પેદા થતા રસનો આધાર છે. જે જે ઠેકાણે રસત્વચા, અને સ્નિગ્ધત્વચા છે ત્યાં ચોતરફથી તે બંધ હોય છે. પરંતુ આ નિયમને એક અપવાદ છે. પેટમાંહેની રસત્વચા સાથે સ્ત્રીજાતિમાં ફળવાહિની ( ફેલોપ્યન્ ટયુબ ) નળી સંબંધ રાખે છે. એટલે ઉપર જણાવેલ રસત્વચાનો બંધેજ એ જગોએ ખુલ્લો છે. છાતી, પેટ, ખોપરી, વિગેરે માંહેના અવયવોની હિલચાલ સહેલી કરવા સારૂં તેમની આસપાસ રસત્વચા હોય છે. અંદરની સામસામેની બન્ને બાજુ ઉપર એ પડ હોય છે એટલે તે અવયવ અને તેની દીવાલ એ બન્નેનું અસ્તર તેને કહે છે. તંદુરસ્ત અવસ્થામાં જેટલો રસ પેદા થાય છે તે ફક્ત બન્ને બાજુઓ ભીની રાખવા પુરતો હોય છે. બન્ને બાજુ એક બીજાને લગોલગ વહેંચાયેલું છે અને એ ત્રણે વિભાગના સ્નાયુઓની રચના ભિન્ન ભિન્ન પ્રકારની છે.

અપેક્ષાએ પોતાની નીચેના પેશીમય થરની સાથે મજબુત રીતે ચોંટેલી હોય છે અને (૨) બીજી તરફથી ઉપર જણાવેલ શ્લેષ્મ ત્વચાનો અને સ્નાયુમય આવરણનો દૃઢ સંયોગ દરમાસે એટલે કે માસિક ઋતુ-સ્રાવ વખતે છુટી જાય છે, અને શ્લેષ્મત્વચાના નાના નાના કટકા થઇને માસિકસ્રાવ સાથે નીકળી જાય છે તથા તેની જગાએ પાછું નવું શ્લેષ્માવરણ પેશીમય થરમાંથી પેદા થાય છે. સ્ત્રીને જ્યાંસુધી ઋતુ આવ્યા કરે છે ત્યાં સુધી અનુક્રમે દરમાસે ઉપર જણાવેલ શ્લેષ્મ-ત્વચા મહીને મહીને ઉખડી જવાનો અને નવી ત્વચા તેની જગ્યાએ પેદા થવાનો ક્રમ ચાલુ રહે છે. જેમ ઝાડમાં દરવર્ષે નવાં પાતરાં ફુટે છે અને જુનાં ખરી જાય છે, એજ રીતે સ્ત્રીઓના શરીરમાં દરમાસે શ્લેષ્મત્વચાનો નાશ અને ઉત્પત્તિ થયા કરે છે. જ્યારે સ્ત્રીને ગર્ભ રહે છે કે તરતજ ઉપરનો માસિક વ્યાપાર બંધ થઇ જાય છે. આ વખતે તેજ શ્લેષ્મ ત્વચામાં કેટલોક ફેરફાર અને વધારો થઈ તે ત્વચા ડેસીડયુઆ ( Decidua ) અથવા ગર્ભવેષ્ટનના રૂપમાં ગર્ભનું વેષ્ટન કરે છે અને કાળે કરીને ઑર અથવા પૉટા ( બૅગ ઑફ મેમ્બ્રેન ) સાથે મળી જાય છે.

**સ્નાયુમય આવરણ**—હવે આવ્યો ગર્ભાશયનો બીજો પેશી અથવા સ્નાયુમય થર ( મસ્કયુલર કોટ ) આ સ્નાયુમય આવરણની અંદર ઘણા ખરા અનૈચ્છિક એટલે સ્વતંત્ર સ્નાયુઓ છે અને તે જુદા જુદા ત્રણ થરમાં વહેંચાએલા છે.

( **क** ) ગર્ભાશયની સ્નાયુમય રચનાના ત્રણ થરમાંનો પહેલો થર એટલે બહારના સ્નાયુઓને લગતા થરના સ્નાયુઓમાંના કેટલાક સ્નાયુ ગર્ભાશયની પાછળ તેમજ તેની સામુ બાજુની નીચેથી શરૂ થઇ ઉપર જતાં ગર્ભાશયના ઉપરના ભાગ કે અગાશી ( ફન્ડસ )ની પાર ફરી વળે છે. હવે સામેની એટલે ઉપરની બાજુથી જે સ્નાયુનું જાળ નીકળે છે તે ગર્ભાશયના ઉપલા ખુણા પાસે થઇને ગર્ભાશયના ગોળ બંધનને ( રાઉન્ડલી ગામેન્ટને) તૈયાર કરે છે, તેમજ બીજા કેટ-લાક સ્નાયુઓ પૃથુબંધન ( બ્રોડ લિગામેન્ટ )ના ઉપલા પડદા સાથે

મળી જાય છે. પાછળ એટલે નીચેના ભાગમાંથી નીકળેલા બીજા કેટલાક સ્નાયુઓ પૃથુબંધન (બ્રોડ લિગામેન્ટ)ના પાછલા પડદા તરફ જાય છે અને એ પડદાને આધારેજ સીધા બસ્તીની દીવાલમાં જઇ સેક્રાઇલ્યાક નામના સંધિમાં મળી જાય છે. આ થરની પેશીઓનો વિચાર કરતાં અને તેની ગતી તથા રચના જોતાં એમ લાગે છે કે સંતાનનો પ્રસવ કરાવવાનુંજ આ સ્નાયુઓનું મુખ્ય કામ હોવું જોઇએ. મતલબ કે, આ સ્નાયુઓ સંકોચાવાથી ગર્ભાશય ઉભું સંકોચાય એટલે નાનું થાય, તેથી ગર્ભશયનું તળ—ઉપરનો ભાગ—નીચલી તરફ ધસે તેથી તેનો બોજો ગર્ભાશયની અંદર જે પદાર્થ હોય તેની ઉપર પડે એટલે અંદરની વસ્તુ બહાર આવવા પ્રયત્ન કરે અને ગર્ભાશયનું મોઢું ઉઘડે.

( **ख** ) સ્નાયુમય થરના વચલા થરમાં પણ ઉપરના થરની પેઠે લાંબાજ સ્નાયુઓ છે. પરંતુ તે કેટલીક રીતે વાંકાચુંકા થતા જાય છે. આ નીચે જે સ્નાયુઓ બહારથી શરૂ થાય છે તે ગર્ભાશયના તળાંની પાસે જતાં વાંકા થઈ અંદરની બાજુએ પ્રવેશ કરે છે, અને જે સ્નાયુઓ અંદરની બાજુએથી શરૂ થાય છે તે મોઢા આગળ આવતાં વાંકા વળી બહાર આવે છે. વળી કેટલાક સ્નાયુઓ ઉપરની બાજુએ જતાં જતાં માર્ગમાં કોઇ શીરા ( કાળા લોહીની નસ ) આવે છે, તેને ફરતો આંટો ફરી પોતાના કબજામાં લઇને વળી આગળ ચાલે છે. આ વચલી સ્નાયુ પેશીઓની રચના જોતાં સ્પષ્ટ સમજાય છે કે, એ સ્નાયુઓ બે જાતનું કામ કરે છે. એક તો બહારના સ્નાયુઓના કામમાં મદદ કરવાનું કામ તથા બીજું પ્રસવ પછી રક્તસ્રાવ બંધ કરવાનું. રક્ત બંધ કરવાનું કામ કરનારા સ્નાયુઓમાં પણ થોડું જાણવા જેવું છે. જે સ્નાયુઓ રક્તવાહિની એટલે ધમની ( આર્ટરી ) નું લોહી બંધ કરવાનું કામ કરે છે તેઓ ચાર પાંચના ઝુમખાની વચ્ચે એક ધમનીને ઘેરે છે, અને શીરાનું લોહી બંધ કરનાર એકજ સ્નાયુ પોતાની વચમાં એકજ શીરાને ઘેરીને વાંકો થતો ઉપર ચાલ્યો જાય છે. એ બાબત આગળ કહેવાઈ ગઇ છે. હવે જ્યારે ઉપર જણાવેલ બન્ને પ્રકારના સ્નાયુઓમાં સંકોચ

શરૂ થાય કે તરતજ તેની અંદરની નળીઓનો પણ સંકોચ થઇજ જાય, અને તેથી રક્તસ્રાવ પણ બંધ થઇ જાય.

( ग ) ગર્ભાશયનો પેશીમય થરનો આભ્યંતર અથવા ત્રીજો થર. આ ત્રીજા થરમાં દરેક સ્નાયુઓ સરખા ગોળ રૂપમાં ગર્ભાશયને વિંટળાઇ રહેલા છે, અને આ સ્નાયુઓની ક્રિયા મારફત ગર્ભાશયનો પાર્શ્વ સંકોચ થાય છે એટલે ગર્ભાશયનો આડો વ્યાસ કમતી થઇ તે ચારે બાજુથી એક સરખી રીતે નાનું થાય છે. મતલબ કે ગર્ભાશય સાંકડુ થાય છે.

**રક્ત રચના**—ગર્ભાશયની અંદર રક્ત નળીઓ એવી રીતે ગોઠવાએલી છે કે ગર્ભાશયનો સંકોચ થવાની સાથેજ તેની નળીઓની અંદરનો રક્તસ્રોત બંધ થઇ જાય છે.

**ગર્ભાશયની અંદરની ધમનીઓ-શિરાજાળ**—Internal illiac ઇન્ટરનલ ઇલિયાક[1] અને ઓવેરીઅન ovarian ધમની[2]માંથી કેટલીક શાખાઓ નીકળીને બ્રૉડ લીગામેન્ટના બન્ને પડદાઓની વચ્ચે થઇને ગર્ભાશયની સ્નાયુ પેશીઓમાં દાખલ થાય છે. આ સ્થળે એ શીરાઓની બધી શાખાઓ એક બીજા જોડે તેમજ બીજા પડખાની ધમનીઓ શાખાઓ જોડે મળી જઇને પેરીટોનીઅમથી એટલે રસત્વચાથી થોડે દૂર એક જાળ જેવો આકાર ધારણ કરે છે. પછી એજ જાળમાંથી ઘણી શાખાઓ નીકળીને સીધી રીતે ગર્ભાશયની દીવાલ ભેદીને ગર્ભાશયની શ્લેષ્મત્વચાની પાછળ એટલે કે શ્લેષ્મત્વચાની નીચે સુધી જઇને અસંખ્ય કેશવાહિની capillary (કેપિલરી) ના રૂપમાં વહેંચાઈ જાય છે. પાછી આ બધી કેશવાહિની મળીને વળી એક નવું જાળ પેદા કરે છે અને એ જાળ પાસેથી અત્યંત બારીક શીરાઓ ( કાળા લોહીની નસો ) શરૂ થાય છે. એવી કેટલીક ઝીણી શીરાઓ મળીને જરા એથી મોટી શિરા થાય છે, વળી એ મોટી શીરાઓ મળીને એથી મોટી શીરા, એમ ક્રમે ક્રમે નાની શીરાઓ મળીને મોટી અને સંખ્યામાં ઓછી થતાં

૧-૨ ગુજરાતી પર્યાય મળ્યા નથી.

છેવટ આગળ જણાવેલ ધમની જાળની પેઠે ગર્ભાશયની દીવાલ ભેદીને શીરા જાળની બહાર નીકળી બહારના પેશીમય થરમાં અને પેરીટોનીઅમ એટલે રસત્વચાથી થોડે દૂર આવી રહે છે, અને આ સ્થળે આગળ જણાવેલ ધમનીઓના જાળની પેઠે શીરાઓનું પણ એજ જાળ પેદા થાય છે, અને સર્વથી છેલ્લે આ જાળમાંથી નીકળેલી કેટલીક શીરાઓ બ્રોડ લીગામેન્ટની વચ્ચે થઇ ઇન્ટર્નલ ઇલ્યાક અને ઓવેરીઅન્ શીરામાં સમાઇ જાય છે.

**યુટરાઈન્ સાઈનસ**–Uterine Sinus[1]—ગર્ભાશયની અંદરની શ્લેષ્મ ત્વચાની નીચેથી જે શીરાઓ પથરાએલી છે, તેજ શીરાઓ સ્ત્રીની સગર્ભાવસ્થામાં મોટી થવાથી યુટરાઇન્ સાઇનસ એવા નામથી અંગ્રેજીમાં ઓળખાય છે. આગળ જણાવેલ ગર્ભાશયની અંદરનું કેશવાહિનીનું જાળ તથા તેમાંથી પેદા થતું શિરાઓનું જાળ જે મોટી ધમનીઓ અને શીરાઓ સાથે મળે છે તેજ ધમનીઓ અને શીરાઓ, આગળ કહેવાઇ ગયા પ્રમાણે, ગર્ભાશયની પેશીમય એટલે સ્નાયુમય દિવાલને સીદ્ધી રીતે ભેદીને બહાર નીકળે છે.

હવે આગળ ગર્ભાશયના પેશીમય થરના વચલા થરના વર્ણનમાં આપણે જોઇ ગયા છીએ કે એ વચલા થરના સ્નાયુઓ કેવી રીતે આ ધમની અને શીરાઓને પોતાની સાથે વીંટે છે અથવા જાપતામાં લે છે. જો ઉપરના વર્ણનથી ગર્ભાશયની અંદરની કેશવાહિની, શીરા જાળ, અને રક્તાભિસરણના નલના તેમાં પેસવાના રસ્તા, એ સર્વ વિષે બરાબર સમજાયું હશે અને સ્નાયુમય વચલા થરની ક્રિયા બરાબર સમજાઇ હશે તો પછી પ્રસવ પછી ગર્ભાશયનો સંકોચ થવાથી રક્તસ્રાવ કેવી રીતે બંધ થાય છે, એ બાબત સમજતાં મુશ્કેલી આવશે નહિ.

**ગર્ભાશયનું પૃથુબંધન { પહોળુંબંધન } ( બ્રોડ લિગામેન્ટ )**–બસ્તીનાં પોલાણની પાછલી દીવાલની ( એટલે સેક્રમ Sacrum નામનાં હાડકાની ) સામા પ્રદેશથી રસત્વચા* ( પેરિ·

---

૧. ગુજરાતી પર્યાય મળ્યો નથી.

* આગળ ગર્ભાશયના બાહ્ય થરની ફૂટનોટ જુઓ.

ટોનીઅમ ) ગર્ભાશય અને વરાંગમાર્ગના પાછલા ભાગ સુધી આવીને ત્યાંથી નીચેથી બેવડી વળી ઉપર જઇ ગર્ભાશયનું તળ એટલે અગાશી ( ફન્ડસ ) ઉપર થઇ ગર્ભાશયના ઉપરના ભાગને ઢાંકી દે છે. પાછી ત્યાંથી પણ નીચે ઉતરી વરાંગપથના ઉપરની બાજુના ઠેઠ છેડા સુધી આવી ત્યાંથી બેવડી વળી મૂત્રાશયના પાછલા પ્રદેશ તરફ ચાલી જાય છે. ગર્ભાશયના બન્ને પડખાંથી સીધી બસ્તીના પોલાણના બન્ને પડખાં સુધી આ રસત્વચા પહોળી છે. રસત્વચા એટલે પેરીટોની-અમના આટલા ભાગને પૃથુબંધન અથવા અંગ્રેજીમાં બ્રૉડ લિગામેન્ટ કહે છે. આ બ્રૉડ લિગામેન્ટને લીધે બસ્તીના પોલાણના બે ભાગ થાય છે. સામા એટલે ઉપરના ભાગમાં મૂત્રાશય અને પાછળના ભાગમાં એટલે નીચે મળાશય ( રેકટમ ) રહે છે.

એક ચાદર બેવડી કરીને બસ્તીના પોલાણમાં ગર્ભાશય અને તેના અવયવો ઢાંકી આ છેડાથી પેલા છેડા સુધી નાખી દીધી હોય, પછી તેની ઉપરની ધારથી ત્રણ ભાગે સાંકડી કરતા જઇએ અને જેવો દેખાવ થાય એવો દેખાવ પૃથુબંધન ( બ્રૉડ લિગામેન્ટ )નો છે. પૃથુબંધનની ઉપરની બાજુમાં ત્રણ વિભાગ છે. સામી બાજુએ એટલે ઉપર ગર્ભાશયનું ગોળ બંધન રાઉન્ડ લીગામેન્ટ વચ્ચે બીજ-વહસ્ત્રોત ( ફેલોપ્યન ટયુબ ) અને તેના બને પડદાની વચ્ચે બીજકોષ (ઓવરી) તથા ગર્ભાશયની ધમની (શીરા–લસીકા (લીમ્ફેટીક વેસલ્સ) તથા સ્નાયુઓ આવેલા છે.)

પૃથુબંધનની રચનામાં ઘણા અનૈચ્છિક એટલે સ્વતંત્ર સ્નાયુઓ આવેલા છે. આ પેશીઓ કેવી રીતે ગોઠવાયેલા છે તે આપણે આ-ગળ ગર્ભાશયની સ્નાયુ રચનામાં જોઇ ગયા છીએ. હવે તેનું કામ શું છે, એ સંબંધમાં કેટલાકનું કહેવું એવું છે કે સગર્ભાવસ્થામાં ગર્ભાશયની વૃદ્ધિ માટે જેમ પૃથુબંધન ( બ્રોડ લિગામેન્ટ ) અત્યંત પહોળું થઇ શકે છે તેમજ પ્રસવ પછી આ સ્નાયુઓના સંકોચથીજ બ્રોડ લિગામેન્ટ અને ગર્ભાશયને પોતાની અસલ સ્થિતિ પ્રાપ્ત કરવા સહાયતા મળે છે.

**ગર્ભાશયનું ગોળ બંધન ( રાઉન્ડ લીગામેન્ટ )**—ગર્ભાશયનાં ગોળ બંધન એટલે ( રાઉન્ડ લીગામેન્ટ ) મુખ્ય કામ એ કરે છે કે સહવાસ વખતે કામ પ્રવૃત્તિની ઉત્તેજના થવાની સાથે આ ગોળ બંધનના સ્નાયુઓ ઉત્તેજનપુર્વક સંકોચ પામીને ગર્ભાશયનાં તળ ( અગાશી કે ફન્ડસ ) ને નીચે સામી તરફ ધકો મારે છે એટલે કે ગર્ભાશયને એવી સ્થિતિમાં બસ્તિના પ્રવેશમાર્ગમાં લાવી મુકે છે કે બરાબર ગર્ભાશયનાં મુખમાંજ બીજનિષેક થાય એટલે શુક પડે.

ગોળ બંધ એ બે સ્નાયુનાં ગુચ્છ એટલે ધુંચળા છે. તે ગર્ભાશયના ઉપરના બે ખુણા આગળથી શરૂ થઇ પૃથુબંધન ( બ્રોડ લીગામેન્ટ ) ના સામા ભાગમાં દાખલ થઇ ત્યાંથી બહાર નીકળી નીચે આવતાં ઇન્ટર્નલ એબ્ડોમીન્યલ રીંગની ઉપર ફરી વળી રઇન્જ્યુઇન્યલ કેનાલને આધારે નીચેના અંદરના ભાગમાં જાય છે. બાકીનો ભાગ બહાર એબ્ડોમીન્યલ રીંગમાં થઇને બહાર આવતાં બૃહદોષ્ટ ( લેબીઆ મેજોરા) સાથે મળી જાય છે, મતલબ કે રાઉન્ડ લીગામેન્ટનો ગર્ભાશયથી બૃહદોષ્ટ સુધીના સંપૂર્ણ અવયવ રૂપ રસ્તા સાથે સંબંધ છે.

**બીજવહસ્રોત** ( Fallopian tube ફેલોપ્યન્ ટ્યુબ ) {ફલવાહિની}—ગર્ભાશયના બન્ને બાજુના ઉપરના ખુણા પાસેથી જે બે સ્નાયુમય પાતળી નળીઓ શરૂ થઇ પૃથુબંધન ( બ્રોડ લીગામેન્ટ ) ની વચ્ચે થઇ પહેલાં બહાર નીકળે છે તે. પછી છેડા પાસેથી નીચી નમી બાકીનો ભાગ પાછો બ્રોડ લીગામેન્ટમાં પેસી જાય છે. આ સ્થળે બીજકોપ એટલે ઓવરી પાસે તેના છેડા પહોળા થઇ તે નળીઓનો અંત આવે છે. ગર્ભાશય પાસે એટલે જ્યાંથી તે નળીઓ શરૂ થાય છે ત્યાં આગળ તે સર્વથી પાતળી હોય છે, અને આગળ બહારની બાજુ તરફ આવતાં મોટી થતાં છેડે તે નળીઓ સર્વથી પહોળી થઇ જાય છે. અંદરથી બહાર આવતાં સુધીનો ફળવાહિનીનો દેખાવ શરણાઇના ઘાટને ઘણો મળતો આવે છે. ફલવાહિની ( ફેલોપ્યન્ ટ્યુબ ) ના પહોળા છેડા ઉપર ઝાડના પાતરાંની પેઠે ઝાલર હોય છે, તેને ફીમ્બ્રી fimbria કહે છે, અને તેના છેડાને ફીમ્બ્રીએટેડ એક્સ્ટ્રીમીટી કહે છે. ( જુઓ આકૃતિ ૨—આંક ૯ ).

ગર્ભાશયની પેઠે ફલવાહિનીની રચના પણ ત્રણ થરમાં એટલે કોશમાં વેંચાએલી છે. ૧. બાહ્ય અથવા પેરીટોનીયલ થર, ૨. મધ્ય અથવા સ્નાયુમય થર; અને ૩. આભ્યંતર એટલે શ્લેષ્મ ત્વચામય થર કે કોશ.

(૧.) પેરીટોન્યલ { રસત્વચામય } થર—રસત્વચા ફળવાહિનીની ઉપર અને આગળ પાછળની બે બાજુએ ઢંકાએલી છે, પણ ફળ-વાહિનીની નીચલી બાજુએ રસત્વચા નથી પણ છુટી છે. આ બાબત આગળ પણ કહેવામાં આવી ગઇ છે. વળી આ ફળવાહીનીનો બહારનો છેડો છુટો હોવાથી અંદરની શ્લેષ્મત્વચા અને બહારની રસત્વચા એ એક બીજી સાથે સંધાએલી છે. પ્રસવ—સુવાવડ પછી ગર્ભાશયમાં કાંઇ સડેલો પદાર્થ કે ઓરનો ટુકડો રહી ગયો હોય અથવા રક્તના વધારે દબાણથી ગર્ભાશયમાં દાહ ( મેટરાઇટીસ ) થયો હોય, એ વખતે તે દાહ ક્રમે ક્રમે વધતાં વધતાં પહેલાં આખી ફળવાહિની અને તેમાંથી પછી છેલ્લે રસત્વચા એટલે પૅરીટોનીઅમ સુધી પહોંચીને—સંઘાતજન્ય રસત્વચાનો દાહ ( પૅરીટોનીઆઇટીસ ) પેદા કરે છે, અથવા ફળવાહિનીમાંજ પરૂ એકઠું થયું હોય—અને તે પરૂ ફળવાહિનીના છુટા મોઢા ( છેડા ) મારફત કે નળી ફાડીને રસત્વચા ( પેરીટોનીઅમ )માં આવી પહોંચે છે. વખતે ગર્ભાશય ધોતી વખતે ધોવાનું પાણી ( લોશન ) સંપૂર્ણ રીતે બહાર નીકળી ન શકે તો એનો કેટલોક અંશ આ ફેલોપીઅન ટયુબ મારફત બ્રોડ લીગામેન્ટના બે પડદાની વચ્ચે દાખલ થાય છે, અને તે પણ દાહ કે સંકોચ પેદા કરે છે. માટે સાધારણ માણસોએ કોઇ દીવસ ગર્ભાશય ધોવાનો પ્રયત્ન કરવો નહિ, પરંતુ નળીમાં, ગર્ભાશયમાં કે પૅરીટૅાનીઅમમાં પરૂ કે સોજો માલુમ પડે તો તરતજ તે કેસ સારા કુશળ વિદ્વાન ડાક્ટર કે મીડવાઇફને સોંપી દેવો એજ જરૂરનું છે.

(૨) ફળવાહિનીની અંદર બે જાતના સ્નાયુઓ જોવામાં આવે છે, ઘણાખરા તો ગોળ સ્નાયુઓ છે અને કેટલાક લાંબા સ્નાયુઓ છે. ગોળ સ્નાયુઓ નળીને ઘેરી રાખે છે અને લાંબા સ્નાયુઓ તેના બન્ને છેડા સુધી સામસામા જાય છે.

(૩) **શ્લેષ્મ ત્વચામય થર કે કોષ**—ફળવાહિનીની અંદરની શ્લેષ્મત્વચા બીજી શ્લેષ્મત્વચાના જેવીજ છે. વળી આ શ્લેષ્મત્વચા ગર્ભાશયની શ્લેષ્મત્વચાની પેઠે દરમાસે છુટી પડી જતી નથી તેમજ પોતાની નીચેના સ્નાયુમય આવરણની સાથે મજબુત ચોંટેલી પણ નથી. તે શ્લેષ્મત્વચા પકવાશય ( આંતરડા )ની શ્લેષ્મત્વચાની પેઠે નળીની અંદર સીધી રીતે સંકોચ પામેલી રહે છે. વળી એ શ્લેષ્મત્વચામાં કેશવાળાં એપિથીલીઅમ Epithelium હોય છે અને એપિથીલીયમનાં કેશજાળ હમેશાં ગર્ભાશય તરફ હાલતાં જણાય છે.

**ફલવાહિની અને ફલકોષનો સંબંધ**—આગળ કહેવાઈ ગયું છે કે ફળવાહિનીને બહારને છેડે ફિમ્બ્રી નામની ઝાલર છે. આ ઝાલરમાંનો એક છેડો બીજા છેડાઓ કરતાં કાંઇક વધારે મોટો હોય છે, અને તે રસત્વચા મારફત બીજકોષ ( ઓવરી ) સાથે સંધાએલો હોય છે. ફલવાહિનીનું છિદ્ર ગર્ભાશય તરફ જતાં જતાં બારીક થતું જાય છે, અને ગર્ભાશય તથા ફળવાહિની જ્યાં મળે છે ત્યાં આગળ તો એટલું બધું બારીક થઇ જાય છે કે એની અંદર એક સુતરનો વાળ જતાં પણ મુશ્કેલી પડે. ફળવાહિનીનાં આ મોઢાંને ફળવાહિનીનું આભ્યંતર મુખ કહે છે.

ફળવાહિની ઘણે ભાગે સંચલન સ્વભાવવાળી છે, કારણ કે એ નળી મારફત સ્ત્રીબીજ ( ઓવમ્ ) ફલકોષ ( ઓવરી ) માંથી પાકી ફાટીને બહાર નીકળ્યા પછી ગર્ભાશયમાં જઇ પહોંચે છે. વળી કોઇ કોઇ વાર તો નરબીજ spermatozoon { વીર્યજંતુ } ( સ્પર્મેટૉઝમ ) ગર્ભાશયમાંથી આ નળીમાં આવી પહોંચે છે અને કેશ (cilia સીલીયા ) જેવી પુંછડીની ચંચળતા મારફત ફળવાહિનીમાંથી પસાર થઇ બીજકોષ ( ઑવરી ) માં જઇ પહોંચે છે.

**સ્ત્રીબીજ** ( ovum ઓવમ્ ) પરિપકવ થતાં એનું graafian follicle ગ્રાફીઅન ફોલીકલ* બીજકોષમાં એટલે ઓવરીની અંદર ઉંચું ઉપડી આવે છે, અને ફોલીકલ્ ફાટતાં પહેલાં ફલવાહિનીનું

---

૧. ગુજરાતી મળ્યું નથી.

પહોળું બહારનું મોઢું આ ઉચ્ચ સ્થાન સાથે મળી જાય છે અને એની ફરતી ઝાલર આખી ઓવરીને ફરતી વીંટી દે છે. તે પછી ફોલીકલ્ ફાટતાંની સાથે બીજ (ઓવમ્) છુટું પડી ફળવાહિનીમાં આવી પડે છે.

**ફલકોષ** (ovary ઓવરી) { અંતઃફલ સ્ત્રીઅંડ કે અંડાશય }–ઓવરી ગર્ભાશયની બન્ને બાજુએ એક એક મળીને બે હોય છે. તે હમેશાં બહારના જેવા આકારની હોય છે. અને બ્રોડ લીગામૅન્ટ એટલે પૃથુ બંધનની વચ્ચે રહે છે. તેની લંબાઈ ૧½ ઈંચ એટલે દોઢ ઈંચની છે અને પહોળાઇ ¾ ઈંચ તથા જાડાઇ ½ ઇંચ જેટલી લગભગ હોય છે. તે વજનમાં સુમારે ½ તોલો હોય છે. એ ઓવરીનું બહારનું આવરણ રસત્વચા (પેરીટોનીઅમ)નું હોય છે અને બીજું અંદરનું પડ શ્વેત તંતુમય હોય છે. તેની અંદર અસંખ્ય સુમારે ૩૦,૦૦૦ જેટલાં સ્ત્રીબીજ અથવા અંડ હોય છે. બીજકોષ અથવા ઑવરી ઋતુ વખતે પોતાની સ્વાભાવિક આકૃતિ કરતાં સહેજ મોટો આકાર ધારણ કરે છે, અને સગર્ભાવસ્થામાં પોતાનાં મુળ કદ કરતાં બમણી થઇ જાય છે. આ બીજકોષને બીજવહા (ફેલોપ્યન્ ટયુબ) ના શરણાઇ જેવા ઝાલરવાળા છેડા સાથે સંબંધ છે અને તેમાં થઇને સ્ત્રીઅંડ (ઓવમ્) ફેલોપ્યન્ ટયુબ મારફત ગર્ભાશયમાં જાય છે, એમ આગળ કહેવાઈ ગયું છે. તેવીજ રીતે ઑવરીનો બીજો એક છેડો ગર્ભાશય સાથે બારોબર સંબંધ રાખે છે, જેને અંગ્રેજીમાં લીગામેન્ટ ઓવરીઆઇ (ઓવરીનું બંધન) એવા નામથી ઓળખે છે. બહુ બારીક દષ્ટીએ તપાસ કરવાથી ઓવરીનું સ્થાન અને આકાર પેટમાં માલુમ પડી આવે છે અને ધણીવાર તેમાં સોજો અગર દરદ થવાથી તો તે સ્પષ્ટ રીતે હાથ અડતાંજ માલુમ પડી આવે છે, સાધારણ રીતે સ્ત્રીઓનાં દરદો સાથે તેઓનાં ગુહ્ય શરીરને ગાઢ સંબંધ હોવાથી તેમજ આર્તવને પણ ઘણો સંબંધ હોવાથી આપણને એ શારીરજ્ઞાન જરૂરનું છે.

# પ્રકરણ ૨ જું.

## ઋતુ.

સ્ત્રીઓની તંદુરસ્ત અથવા સ્વાભાવિક અવસ્થામાં દર માસે નિયમિત રૂપે ગર્ભાશયમાંથી જે રક્તસ્રાવ થાય છે તેને ઋતુ ( Menstruation ) કહે છે. પ્રથમ ઋતુ આવે ત્યારથી સ્ત્રીઓને યૌવનનો આરંભ થયો ગણાય છે. આપણા દેશમાં સાધારણ રીતે ૧૨ થી ૧૪ વર્ષની ઉમરે પ્રથમ આર્ત્તવ દેખાય છે. કેટલેક ઠેકાણે ૧૦-૧૧ વર્ષની બાલિકાઓને પણ આર્ત્તવ દર્શન થયાના દાખલા છે. પરંતુ ૧૪ વર્ષની વય પછી રજોદર્શનનો આરંભ થાય એવા દાખલા થોડા છે. સાધારણ રીતે ૧૨ મા વર્ષના અંત ભાગમાં કે ૧૩ મા વર્ષમાં પ્રથમ આર્ત્તવ દેખાય છે. મહર્ષિ **સુશ્રુત** પણ એ મતને વધારે ટેકો આપે છે.

**तद् वर्षाद् द्वादशादूर्ध्वं याति पंचाशतः क्षयं ॥**

( ઋતુ ) બારમા વર્ષથી આરંભ થઇ પચાસમે વર્ષે બંધ થઇ જાય છેઃ—**સુશ્રુત.**

પણ ઠંડા મુલકમાં ૧૪ થી ૧૬ વર્ષની ઉમરે પ્રથમ આર્ત્તવ દર્શન થાય છે, અને તે દેશોમાં સામાન્ય રીતે ૧૫ મા વર્ષમાં ઘણીખરી સ્ત્રીઓ પ્રથમ પુષ્પિણી ( ઋતુમતી ) થાય છે. અનેક કારણોને લીધે પ્રથમ ઋતુ આવવાની અવસ્થામાં તારતમ્ય જોવામાં આવે છે.

૧. જેમકે, ઠંડી ગરમીના પ્રભાવથી ગરમ દેશમાં નાની ઉમરમાં આર્ત્તવ દેખાય છે અને ઠંડા મુલકમાં મોટી ઉમરે આર્ત્તવ દેખાય છે.

૨. સામાજીક અવસ્થાને લીધે, એટલે કે પૈસાપાત્ર અથવા ઉંચી પદવીના માણસોની કન્યાઓ ઘણું કરીને ઐશ્વર્ય તથા ભોગવિલાસમાં ઉછરેલી હોવાથી નાની ઉમરમાં ઋતુમતી થઇ જાય છે; તેના કરતાં મહેનતુ વર્ગની ગરીબ માબાપની છોકરીઓ વધારે મોટી ઉમરે પ્રથમ રજસ્વલા થાય છે.

૩. સહવાસ અથવા શિક્ષાના દોષથી એટલે કે જે છોકરીઓ

હમેશાં અશ્લીલતાનો* વધારે પરિચય રાખે છે અથવા ઉત્તેજનવાળાં નાટકો, વાર્તાઓ કે ગરબીઓ જુએ, વાંચે કે ગાય તેથી, તેમાં પણ નાટકો અને વાર્તાઓથી વહેલી અને વધારે ખરાબ અસર થાય છે, અથવા જે કુમારીઓ પરણેલી સ્ત્રીઓના પરિચયમાં હમેશાં રહે, અને પરણેલી સ્ત્રીઓ પોતાના પતિ સાથે વાતો કરતી હોય તે, તેઓ જુએ અથવા ઘરમાં પોતાની મા, કાકી, ભાઇ, ભોજાઇ કે બીજા કોઇ પણ પરણેલ વડીલ 'દંપતિ' ના ખાનગી સહવાસમાં આવે તો તેઓ એવા પરિચયમાં ન આવનારી છોકરીઓ કરતાં વહેલી ઋતુમતી થાય છે. પરણેલ સ્ત્રી પુરૂષનો નિત્ય પરિચય પણ વહેલું ઋતુ આવવામાં કારણભૂત છે.

૪. નાના છોકરાઓને વહેલાં પરણાવી લાવો લેવા માટે નિત્ય એક જેલમાં પૂરવાથી છોકરીઓ વહેલી ઋતુમતી થાય છે.

૫. આપણા મસાલાવાળા ખોરાક, વધારે પડતો ચા, દારૂ, મુસલમાની ખોરાક, કમરનું કપડું, ઘાઘરો વગેરે બહુ સખ્ત પહેરવાની ટેવ, દસ્તની હમેશની કબજીઆત, ઘરની બીજી ઋતુમતી સ્ત્રીઓની પરિચર્યાના પ્રસંગો, માબાપનો વિલાસી સ્વભાવ, એ બધાં છોડીઓને વહેલી વહેલી ઋતુધર્મમાં લાવનારાં કારણો છે.

**પ્રથમ ઋતુમાં શારીરિક તથા માનસિક ફેરફાર**—પ્રથમ આર્ત્તવ દેખાવાની સાથેજ સ્ત્રીઓમાં શારીરિક અને માનસિક કેટલાક ફેરફારોનો આરંભ થઇ જાય છે, શરીર પુષ્ટ અને લાવણ્યયુક્ત થઇ જાય છે, જનન અવયવોમાં પૂર્ણતા આવે છે, શરીરમાં યૌવનનાં ચિન્હો દેખાય છે, નિતંબ પ્રદેશ વિસ્તાર પામે છે, બાળકોમાં સહેજ દેખાઇ આવતી ચપલતા દૂર થઇ બાલિકા કાંઇક કુંઠિત અને શરમાળ બની જાય છે, પ્રાચીન સાહિત્યવેત્તાઓનો પણ ઉપરની વાતમાં પુરાવો મળે છે. શ્રીમદ્ ભાનુ કવિ રસમંજરી નામના પોતાના ગ્રંથમાં **अज्ञात यौवना**નું લક્ષણ એવુંજ આપે છે.

---

*** આજકાલની સ્કુલોમાં નાની છોકરીઓને અશ્લીલતાનો પરિચય થતો ગામડામાં પણ જોવામાં આવે છે. અશ્લીલતા એટલે બિભત્સ—ખરાબ વાતો.**

**આર્ત્તવની પ્રથમાવસ્થા**—પ્રથમ રજોદર્શન થાય ત્યારથીજ **માસિકસ્રાવ** નિયમિત રીતે શરૂ થાય એવો નિયમ નથી. પ્રથમ સ્રાવ થયા પછી અનેકને કેટલાક મહિના ઋતુસ્રાવ બંધ પડી જાય છે, તે પછી નિયમિત રીતે શરૂ થાય છે; અથવા પ્રથમ દર્શન થયા પછી બે ત્રણ મહિના સુધી નિયમિત વખતે અવસન્નતા ( થાક કે અણગમો ), ક્લાન્તિ ( કરમાઇ જવું ), તથા બન્ને સ્તન, પીઠ અને કમરમાં દરદ થવું, જાંઘમાં ભાર લાગવો, વિગેરે આર્ત્તવ સાથે સંબંધ ધરાવનારાં લક્ષણો દેખાય છે, પણ શોણિત ( લોહી ) દેખાતું નથી. પરંતુ બે ત્રણ માસ એ પ્રમાણે થયા પછી નિયમિત ઋતુસ્રાવ શરૂ થાય છે. ઘણું કરીને ઘણીખરી સ્ત્રીઓને ઋતુ આવવાના દિવસોમાં બે ત્રણ દિવસ પહેલાં કેટલાંક લક્ષણો થાય છે, જેવાં કે શારીરિક થાક, બન્ને સ્તન, કમર અને પીઠમાં વેદના, બન્ને જાંઘ, સાથળ, અને કમર ઉપર ભાર લાગ્યો હોય એ જાતનું દરદ વિગેરે લક્ષણો થાય છે. વાત પ્રકૃતિવાળી ( નર્વસ ) સ્ત્રીઓમાં આ વખતે માનસિક ઉત્તેજન ( excitement ) દેખાય છે. અને જેમ જેમ શોણિત-સ્રાવ થતો જાય છે તેમ તેમ ઉપરનાં તમામ લક્ષણો ધીમે ધીમે બંધ પડી જાય છે.

**ઋતુ આવવાનો વખત**—ઘણું કરીને દર ચોથા અઠવાડી-આના છેલ્લા ભાગમાં એટલે લગભગ ૨૮ દિવસે ઋતુ આવે છે; અને કોઇ કોઇ સ્થળે તો તે વખત એટલો બધો નિયમિત જોવામાં આવે છે કે, હવે પછી બીજું આર્ત્તવ કયે દિવસે અને કેટલા કલાકે દેખાશે ત્યાં સુધી ખાત્રીથી કહી શકાય છે. જ્યારે બીજા હાથપર એ બાબ-તમાં જોઇએ એટલો અનિયમ જોવામાં આવે છે; જેમકે કોઇને દર ૨૦ દિવસે કે ૧૯ દિવસે ઋતુ દેખાય છે, ત્યારે કોઇને દોઢ મહિના પછી પણ ઋતુસ્રાવ થતો જોવામાં આવે છે. વળી કોઈવાર એવા પણ દાખલા મળે છે કે, જે સ્ત્રીને કેટલાક દિવસો સુધી દર મહિને આર્ત્તવ દેખાય છે તેને ફરીથી અમુક મુદત સુધી દોઢ મહિને આર્ત્તવ દેખાય છે, છતાં તંદુરસ્તીમાં કોઇ જાતનો વિકાર હોતો નથી. વળી એકજ કુટુંબમાં પેદા થયેલી સ્ત્રીઓ વર્ષમાં બે કે ત્રણવાર જ ઋતુમતી

થયાના દાખલાઓ પણ તબીબી દફતરમાં નોંધાયેલા છે. જ્યારે અપવાદરૂપ કોઇ કોઇ સ્ત્રીઓને ઘણી લાંબી મુદત સુધી બીલકુલ ઋતુ દેખાયું જ નથી, છતાં તેને ગર્ભાધાન થયું છે, એવા પણ દાખલા છે.

**ઋતુ દેખાવાની મુદત**—ઘણું કરીને ઋતુસ્રાવ ૩ થી ૪ દિવસમાં કે ૪ થી ૫ દિવસમાં દેખાતો બંધ પડી જાય છે. તંદુરસ્તીમાં કોઇ પણ જાતની અડચણ ન આવ્યા છતાં એકજ સ્ત્રીને કોઇવાર ઋતુ થોડો વખત દેખાય છે, ત્યારે કોઇવાર તે કરતાં ઘણો વધારે વખત દેખાય છે. કેટલીક સ્ત્રીઓને માત્ર અમુક કલાક જ આર્તવ દેખાય છે, ત્યારે કેટલીક અબળાઓને ૪–૫ કે તેથી વધારે દિવસો પણ નાવણ દેખાયા કરે છે. પ્રાચીન આચાર્યોનો આ સંબંધમાં એવો મત છે કે, સાધારણ રીતે બાર રાત્રિ સુધી ઋતુ દેખાય છે અને ત્યાં સુધી ઋતુના દિવસો ગણવા. સોળ રાત્રિ સુધી ઋતુના દિવસો ગણવા એવો બીજાનો મત છે. શોણિત અને ગર્ભાશય શુદ્ધ હોય એવી સ્ત્રીના એક મહિના સુધી ઋતુના દિવસો ગણવા, એમ પણ કેટલાકનો મત છે. આર્તવ બીલકુલ દેખાય નહિ છતાં પણ ઋતુ હોય છે, એવું પણ માનનારો વર્ગ છે.[1]

પહેલાંના આચાર્યો ઋતુમતીનાં લક્ષણો નીચે મુજબ બતાવે છે.[2]

કરમાઇ ગયેલ પણ પ્રસન્ન ચહેરાવાળી, સ્તન અને નિતંબનાં સ્ફુરણવાળી સ્રસ્ત (ઢીલી અને સ્વચ્છ) નેત્રવાળી તથા સ્રસ્ત (ઢીલી) કુખવાળી, પુરૂષની ઇચ્છા રાખનારી સ્ત્રીને ઋતુમતી સમજવી.

**સુશ્રુતમાં** લખ્યું છે કેઃ[3]—પુષ્ટ અને પ્રસન્ન મુખવાળી, શરીર

---

૧ ऋतुस्तु दृष्टार्तवो द्वादशरात्रं भवति षोडशरात्रमित्यन्ये शुद्धशोणितगर्भाशयायाः मासमपि तु केचित् तद्वदद्रष्टार्तवोप्यस्तीत्यपरे ।

૨ क्षामप्रसन्नवदनां स्फुरच्छ्रोणिपयोधरां स्रस्ताक्षिकुक्षिं पुंस्कामां विद्यादृतुमतीं स्त्रियं । અષ્ટાંગ સંગ્રહ.

૩ पीनप्रसन्नवदनां प्रक्लिन्नात्ममुखद्विजां नरकामां प्रियकथां स्रस्तकुक्ष्यक्षिमूर्धजां । स्फुरद्भुजकुचश्रोणीनाभ्युरुस्फिचं हर्षौत्सुक्यपरां चापि विद्याद् ऋतुमतीमिति ॥

મોઢું અને દાંત જાણે તરતજ ધોઇને સાફ કર્યા હોય એવા દેખાવ-વાળી, આર્દ્ર મનવાળી, પુરૂષની કામનાવાળી, વાતો કરવી ગમે એવી, કુખ, આંખો, અને વાળ શિથિલ થઇ ગયા હોય એવી, તેમજ જેને હાથ, સ્તન, કમર, નાભિ, સાથળ, જઘન, અને સ્ફીચ (નિતંબ પ્રદેશ) માં સ્ફુરણ થતું હોય તે સ્ત્રીને ઋતુમતી જાણવી.

**આર્ત્તવનું પ્રમાણ**—ઋતુશોણિતનું પ્રમાણ સર્વ સ્થળે સમાન આવતું નથી, તોપણ એક સાથે ૨ થી ૩ અથવા ૩ થી ૪ ઔંસ એટલે ૧૦ તોલા કરતાં એકી વખતે વધારે હોતું નથી. આપણા દેશમાં એટલે સામાન્યતઃ ગ્રીષ્મ કટીબંધવાળા પ્રદેશમાં ઉપરના કરતાં કાંઇક પ્રમાણ વધારે આવે છે; છતાં કોઈ કોઈ સ્ત્રીઓને એક કે અર્ધા ઔંસથી વધારે ઋતુ આવતું નથી, ત્યારે કોઈ કોઈ યુવતીના શરીરમાંથી ઘણું રક્ત જતું જોવામાં આવે છે, છતાં એથી કોઇ પ્રકારનું કષ્ટ જોવામાં આવતું નથી. સામાન્ય રીતે ઘણી ખરી સ્ત્રીઓને શીયાળા કરતાં ઉનાળામાં આર્તવ વધારે દેખાય છે. તે સિવાય ઉત્તેજક ( મરચાં, અથાણાં, પાપડ, ચાહ, કૉફી, દારૂ, મસાલાવાળા ખોરાક વિગેરે ) પદાર્થોના અતિ સેવનથી, મત્સ્ય–માછલાં ખાવાની ટેવથી, હમેશાં ભોગવિલાસમાં જ જીંદગી પસાર કરવાથી, નાટકો વિગેરે વધારે જોવાથી, પુરૂષના વધારે સહવાસથી, તેમજ જે લોકોમાં ઋતુ પાળવાનો નિયમ નથી તે જાતિઓમાં, વધારે પરિશ્રમથી તથા ઋતુ કાળમાં પણ પુરૂષના પરિચયથી, આર્તવના પ્રવાહમાં વધારો થવાનો સંભવ છે.

**આર્ત્તવ દર્શનનો ક્રમ**—ઋતુના બધા દિવસોમાં એક સરખો જ આર્ત્તવસ્રાવ થતો નથી. પ્રથમ અત્યંત સામાન્ય રૂપે દેખાય છે. ઘણીવાર તો સ્વચ્છ પ્રદરનો માત્ર ઝાંખો ગુલાબી જેવો રંગ જોઇને અને પ્રદરના પ્રવાહની કાંઇક વૃદ્ધિ જોઇને પણ યુવતીઓ દુર બેસે છે, એવું પણ દેખાય છે. પછી ધીમે ધીમે ક્રમસર તે પ્રવાહમાં વધારો થતો જાય છે. ઘણું કરીને બીજે કે ત્રીજે દિવસે બધા કરતાં વધારે રક્તસ્રાવ દેખાય છે. તે પછી ક્રમે ક્રમે ઓછો થતો જાય છે. વળી આર્ત્તવની દરેક ક્ષણમાં અથવા જેને બૈરાં ખળકો આવવો કહે

છે, તે દર ખળકાના વખતમાં એક સરખોજ રક્તપ્રવાહ આવે એવો નિયમ નથી. કોકવાર ટીપે ટીપેજ આવે છે, જ્યારે કોકવાર તે કરતાં ઘણો વધારે પણ આવે છે. જેમ જેમ આર્ત્તવના દિવસો પુરા થવા આવે તેમ તેમ થોડો સ્રાવ એકવાર દેખાયા પછી કેટલાક કલાક વચ્ચે બંધ થઇ પાછું જરાક આર્ત્તવ દેખાય છે.

**આર્તવનું પ્રાકૃતિક સ્વરૂપ**—સાધારણ રીતે આર્ત્તવનું લોહી શરીરના બીજા અવયવોમાંથી નીકળેલા રક્તની પેઠે જામી જતું નથી. પરંતુ જો રક્તસ્રાવ વધારે થાય તો પછી અંદરથી ચોખું લોહી પણ આવે છે, જે કદાચ ઠરી જાય. આર્ત્તવનું લોહી ન જામી જવાનું કારણ એવું છે કે, આર્ત્તવ ગર્ભાશયમાંથી નીકળે છે અને તેની સાથે ગર્ભાશયગ્રીવા તેમજ વરાંગપથમાંનો શ્લેષ્મ ( મ્યુકસ ) પદાર્થ મળેલો હોય છે. એવો એક સિદ્ધાંત છે કે રક્તની સાથે પસ એટલે પરૂ અથવા શ્લેષ્મ ( મ્યુકસ ) મેળવવામાં આવ્યું હોય તો લોહીની તરલતા ( પ્રવાહીપણું ) જેવી ને તેવી હાલતમાં જાળવી શકાય છે. પરંતુ ગર્ભાશયનું રૂધિર જેવું અંદરથી આવે તેવુંજ સ્પેક્યુલમ ( ગર્ભાશય વિસ્તારક નળિકા યંત્ર ) મારફત સંગ્રહી લેવામાં આવ્યું હોય અને તેને ગ્રીવા કે વરાંગપથનો સ્પર્શ થવા દેવામાં ન આવે તો બીજા અવયવોના રૂધિરની પેઠે જામી જાય છે. આર્ત્તવના રૂધિરમાં એક પ્રકારની વિચિત્ર ગંધ આવે છે.

**રૂધિરાગમન સ્થાન**—હાલમાં એ વાત નક્કીજ થઇ ગઇ છે કે, આર્ત્તવનું રક્ત ગર્ભાશયના ગર્ભમાંથી એટલે અંદરના ભાગમાંથી આવે છે. આર્ત્તવના દિવસોમાં સ્પેક્યુલમ ( ગર્ભાશય વિસ્તારક દર્શન નળીકાયંત્ર ) મારફત પરીક્ષા કરવામાં આવે તો ઉપરના સ્થાનમાંથી નીકળતું લોહી જોઇ શકાય છે.

**ઋતુ કેવી રીતે આવે છે**—ઋતુ વખતે ગર્ભાશયની શ્લેષ્મ-ત્વચા–સ્ફીત (ઉપડી આવેલી) અને રક્તપૂર્ણ હોય છે, તેમાંથી રક્ત બહાર આવે છે. વળી કેટલાકનો મત એવો છે કે, જે લોહી રક્તવહ નળીઓ મારફત હમેશાં ગર્ભાશયમાં ફરે છે, તેજ નળીઓ ફુટીને તેમાંથી જ લોહી ચુએ છે, અને તે બહાર આવે છે. પરંતુ હમણાના વિદ્વાનો

તો એવુંજ માને છે કે, ઋતુ વખતે ગર્ભાશયની શ્લેષ્મત્વચા ગર્ભાશયથી છુટી પડી જાય છે અને અત્યંત નાના નાના કટકાઓના રૂપમાં બહાર પડે છે, અને તેની સાથે રક્તપ્રણાલિની બારીક શિરાઓ તુટી જાય છે, અને તેનાં તુટેલાં મોઢાંઓમાંથી રક્ત પડે છે. આ મત અત્યારે વધારે પ્રબળ છે. ગર્ભાશયની શ્લેષ્મત્વચાની રચના વખતે પણ આ વાત કહેવાઇ ગઇ છે.

**અસ્વાભાવિક ઋતુસ્રાવ**—અસ્વાભાવિક ઋતુસ્રાવ થવો એ એક શરીર રચનાનો વિચિત્ર વ્યાપાર છે. આવા દાખલાઓમાં ઋતુ વખતે ગર્ભાશય મારફત કોઇ પ્રકારનો સ્રાવ થતો નથી, પણ તેને બદલે શરીરના કોઇ પણ સ્થાનમાંથી નિયમિત રીતે કેટલીકવાર લોહી પડે છે. ઘણું કરીને નીચેનાં સ્થાનોમાંથી આ જાતનું લોહી પડે છે.

(૧) **હોજરી**—ઘણીવાર હોજરીમાંથી લોહીની ઉલટી રૂપે અસ્વાભાવિક આર્ત્તવ બહાર પડે છે.

(૨) **નાસિકા**—નાકમાંથી પણ એવો સ્રાવ થાય છે. જુવાન છોકરીઓને આર્ત્તવ આવવા લાયક ઉમર થયા છતાં આર્ત્તવ ન આવવાથી નસકોરી ફુટવાના દાખલાઓ આ પુસ્તકના લેખકના દવાખાનામાં પણ આવેલા છે.

(૩) **ફેફસાં**—સ્તન, ( ચામડીની અંદરથી રક્ત નીકળે ) અથવા કોઇ પણ અવયવમાં થયેલ ક્ષતમાંથી તેમજ અર્શમાંથી પણ એવું અસ્વાભાવિક લોહી પડવું, એ સંપૂર્ણ તંદુરસ્તીની નિશાનીરૂપ નથીજ, એટલુંજ નહિ. ઘણી વાર એવી જાતનો અસ્વાભાવિક આર્ત્તવ દોષ જનન અવયવના ઋતુ નિરોધકર કોઇ મોટા રોગનાં ચિન્હ રૂપજ હોય છે. ઘણું કરીને આવી સ્રીઓને પ્રસવ થતો નથી. જે સ્રીઓને આવો અસ્વાભાવિક આર્ત્તવ દોષ લાગુ થયેલો હોય છે, તે ઘણું કરીને વાયુવાળી અને નબળા બાંધાની હોય છે. કોઇવાર ક્યાંકજ આવો અસ્વાભાવિક આર્ત્તવ જીવન પુરૂં થાય ત્યાં સુધી પહોંચે છે.

**આર્તવ બંધ થવાનો સમય**—સ્રીની મધ્યમ અવસ્થા પૂર્ણ થવા આવે તે વખતે સ્રી જીવનમાં કેટલાક ફેરફાર થાય છે જેથી

જાણી શકાય કે હવે તે ગર્ભાધાન માટે લાયક નથી. આ વખતે ઋતુ બંધ થઇ જાય છે. સ્ત્રીઅંડ પરિપક્વ થતાં નથી, બન્ને બાજુની ઓવરી ( બીજકોષ ) વિખરાઇ ગયા જેવી થઇ જાય છે. તેમાં પણ તેનો ઉપરનો ભાગ કરમાઇ ગયા જેવો સંકોચાઇ જાય છે. બન્ને બીજવહ સ્રોત સંકોચ પામી જાય છે અથવા એકી સાથે તદ્દન બંધ થઇ જાય છે. ગર્ભાશય નાનું થઇ જાય છે. ગર્ભાશયગ્રીવા (સર્વિકસ) લુપ્ત પ્રાય થઇ જાય છે, તેમજ તેનું ( ગર્ભાશયનું ) અંદરનું છિદ્ર આ વખતે યોનીપ્રણાલિના શેષ ભાગમાં એટલે છેડા ઉપર ઉપડી આવેલું દેખાય છે. કોઈ કોઇ સ્થળે ગર્ભાશયગ્રીવાનાં બન્ને ( અંદરનું અને બહારનું ) મુખ એક સાથે બંધ થઈ જાય છે, અને તેથી તેનું વચલું પોલાણ ( સર્વિકલ કેનાલ ) અંદર રોકાયેલા શ્લેષ્મને લીધે ભરેલું હોવાથી ફુલી જાય છે. આવી સ્થિતિમાં ઋતુ બંધ થવાની ઉમરે ઋતુ બંધ થવા સાથે પેટમાં ભાર અને ફુલાવો લાગવાથી ઘણી આતુર અબળાઓ પોતાને ગર્ભ છે એવા વહેમમાં પડે છે અને મરતાં સુધી તેનો વહેમ દુર થતો નથી. મારી પાસે ભરૂચમાં આવી એક બાઇ આવી હતી. ઋતુ બંધ થવાની ઉમરનો ચોકસ નિર્ણય કરી શકાતો નથી તોપણ ઘણું કરીને ૪૫ થી ૫૦ વર્ષની લગભગ આર્તવ બંધ થઈ જાય છે,* છતાં કોઇ કોઇ વાર ઘણું વેહેલું પણ આર્તવ બંધ થવાના દાખલા છે, એટલે કે ૩૦ વર્ષની ઉમરે પણ બંધ થઇ જાય છે. પરંતુ એ રીતે ઘણું વહેલું આર્તવ બંધ થવું, એ ઘણું કરીને રોગજન્ય હોય છે. મારે ત્યાં જામનગરમાં એક વાંઝી ( વણુકરની ઓરત ) વિધવા બાઇ કામ કરતી હતી. તેની ઉમર ૩૦–૩૨ વર્ષની હતી. પરંતુ તેને કોઇ દિવસ ઋતુ આવતું નહિ. તેને એક છોકરો હતો. સિવાય પ્રજા નહોતી. તે કહેતી કે મને ૪–૫ વર્ષથી દસ્તાન બંધ થઇ ગયું છે. એને આખે શરીરે દરાજ સિવાય બીજો રોગ નહોતો.

વળી કેટલાક દાખલાઓ ૬૦ વર્ષ સુધી આર્તવ દેખાયાના પણ

---

* याति पञ्चाशतः क्षयम् । એ રીતે જુના આચાર્યોનો પણ એજ મત છે.

મળે છે. કોકવાર ઋતુ બંધ થયા પછી ગમે તે કારણથી રક્તસ્ત્રાવ થાય તેને પણ ઋતુસ્ત્રાવ કહેવાની ભુલ કરી દેવામાં આવે છે.

**ઋતુ બંધ થવાનો ક્રમ**—ઋતુ એકદમ એક સાથેજ બંધ થઇ જતું નથી. પ્રથમ શરૂઆતમાં બેએક માસ બંધ રહી તે પછી દેખા દે છે. વળી કોકને મહીનામાં એકદમ ઘણુંજ દેખાય છે, તે પછીના મહીનામાં એકદમ ઘણુંજ થોડું દેખાય છે, એ રીતે અનિયમિત રૂપ ધારણ કરીને ક્રમે ક્રમે બંધ થઇ જાય છે. કોઇ કોઇ સ્ત્રીઓને આ અરસામાં અત્યાર્ત્તવ ( લોહીવા ) એટલા બધા પ્રમાણમાં વધી જાય છે કે, ૪–૫ કે તેથી પણ વધારે મહીના જેટલી મુદત સુધી લંબાયા કરે છે, અને સ્ત્રીનું શરીર તે પછીની આખી જીંદગી સુધી પાંડુ રોગથી કે હૃદયના દરદથી પીડાતું રહે છે.

**ઋતુ બંધ થવા વખતે ફેરફાર**—ઋતુ બંધ થવા વખતે વાયુ પ્રકૃતિની નબળા બાંધાની સ્ત્રીઓનાં શરીરમાં વાયુ બળવાન થઇ જાય છે. શરીરની દુર્બળતા–નબળાઇ, હૃદયમાં ફટકારો, ઉંઘમાંથી કોઈ જગાડે અથવા કાંઇ ભય જુએ કે કોઇ બુમ પાડે ત્યારે આ ફટકારો ખાસ થાય છે; માથું ફરી જવું, ચકરી, ચિત્તમાં ચંચળતા વધી જવી, ( કોઇ વાર કોઇ કોઇ મનુષ્ય તો ગાંડાં પણ થઇ જાય છે ) વિગેરે, સ્નાયુ સંબંધી દરદોનાં લક્ષણો ખાસ જોવામાં આવે છે. બીજા પક્ષમાં, જે સ્ત્રીઓને ગર્ભાશય અથવા ઓવરી ( બીજ-કોષ ) વિગેરે જનનેંદ્રિયના જુના રોગો હોય તે સર્વે રોગ ઋતુ બંધ થવાથી માસિક ઉત્તેજન બંધ થવાની સાથેજ એક સાથે નિર્મૂળ થઇ જાય છે. આ પ્રમાણે આર્ત્તવની પ્રથમાવસ્થા, માધ્યમિક અવસ્થા, અને અન્તીમ અવસ્થા તેમજ અસ્વાભાવિક આપણે સ્થિતિ જોઇ.

## પ્રકરણ ૩ જું.

### સ્ત્રીરોગ પરીક્ષા.

સ્ત્રીઓના સ્ત્રીત્વમાં તેની શરીર રચના અને જનન યંત્રને લીધે કેટલાક પ્રકારની વિશેષતા તેઓમાં છે. સૌંદર્ય છે, કોમળતા છે, તેમજ તેજ સ્ત્રીત્વ અથવા સ્ત્રીપણું દર્શાવનાર અને શોભાવનાર શરીરમાં કુદરતથી, ભુલથી, જાણીબુઝીને કરેલા અપરાધથી, કે પૂર્વ જન્મનાં પાપે, અથવા ગમે તે કારણથી, ખામી, દોષ કે અયોગ્ય ફેરફાર થવાથી, પુરૂષોના કરતાં સ્ત્રીઓને બીજા અનેક તરેહના રોગો લાગુ પડે છે, જેમાંના ઘણા રોગ તો એવા છે કે જેઓ સુશ્રુતમાં લખ્યા પ્રમાણે **विमलविपुलबुद्धेरपिबुद्धि माकुलीकुर्युः ।** નિર્મળ અને વિશાળ બુદ્ધિવાળા ડાક્ટર કે વૈદ્યની બુદ્ધિને પણ આકુળ કરી નાંખે છે. વધારે શું કહેવું.

સ્ત્રીઓનાં દરદો સંબંધી નવી પદ્ધતિ પ્રમાણે લખાયેલાં સચિત્ર રંગ પુરેલાં પુસ્તકોનાં માત્ર ચિત્રોજ જોવાથી પોતાના જ્ઞાન માટેનો ગર્વ ધરનારા યુવાન વૈદ્યોનો ગર્વ ઉતરી પોતાના અજ્ઞાનની ખાત્રી થઇ જાય એવું છે. અને એટલા માટેજ એ દરદોની પરિક્ષા પદ્ધતિના સંબંધમાં કાંઇક સવિસ્તર કહેવું એ યોગ્ય છે.

**વૈદ્યે પોતાની સાથે નર્સ રાખવી**—દરેક વૈદ્યે કે ડાક્ટરે બની શકે એવું હોય તો જરૂર પોતાના પરિચયમાં અથવા સમર્થ હોય તો પોતાના હાથ નીચે એક સારી રીતે કેળવાયેલી નર્સ—પરિચારિકા—અથવા સુયાણી રાખવી જોઇએ, અને તે દ્વારા સ્ત્રીઓનાં દરદોથી બરાબર જાણીતાં થઇ પછી ચિકિત્સા કરવી જોઇએ. સંપૂર્ણ રીતે રોગ જાણ્યા સિવાય, અંતરના અવયવોનાં જ્ઞાન સિવાય અને થોડું ઘણું પણ રોગનું સ્વરૂપ અનુમાન મારફત પણ પોતાના મનમાં ઉતર્યા સિવાય દરદીને દિલાસો આપીને ગમે તે રસ, રસાયન, માત્રા કે ગુટીકા આપી દેવાનો કે લેવાનો કશોજ અર્થ સરતો નથી, અને કદાચ એવી દવાથી લાભજ થાય તો તે પણ આંધળાના ધાથી કોઢું

પડવા બરોબર છે; અને એ દુઃખ દૂર થવા માટે દરેક બેન, નર્સ, સુયાણી અને મારા ભાઇઓ (દેશી વૈદ્યો) યોગ્ય મર્યાદામાં રહી એ શાસ્ત્રનો અભ્યાસ કરે એ ઘણું જરૂરનું છે.

સ્રીઓનાં દરદોની પરીક્ષા ઘણી રીતે થઇ શકે છે. ૧ આકૃતિ ઉપરથી–પ્રશ્નથી, બહારના સ્પર્શથી (પેટ વિગેરે તપાસીને), દર્શનથી એટલે નજરે કે યંત્ર મારફત જોઇને તથા આભ્યંતર સ્પર્શ એટલે અંદરના ભાગમાં આંગળીના ટેરવાના સ્પર્શથી, તેવીજ રીતે બે હાથ મારફત અને સળી મારફત પણ પરીક્ષા થાય છે.

**પુરૂષ વૈદ્યનું કર્તવ્ય**—જનન યંત્રની વિષમતાથી ઉત્પન્ન થયેલાં દરદોમાં પણ પુરૂષ વૈદ્યનો ધર્મ છે કે, બીજી કોઇ પણ રીતે પરીક્ષા થઇ શકતી હોય તો દર્શન પરીક્ષા કે ઉભય હસ્તપરિક્ષા જેવી પરિક્ષાઓ માટે દરદીને પરિશ્રમ આપવો નહિ. વળી થોડા પ્રશ્નોથી દરદ સમજવામાં આવે અને પોતાની ખાત્રી થાય તો વધારે પ્રશ્ન પુછીને દરદીને નાહક કંટાળો આપવો નહિ. બહારના ભાગો પેટ વિગેરેના સ્પર્શથી અંદરનાં દરદ ગાંઠ, સોજો વિગેરેનું જ્ઞાન થતું હોય તો ઉભય હસ્ત (બે હાથ)ની પરીક્ષા કરવી નહિ. ઘણીવાર સ્રીઓ પોતાના દરદના સંબંધે મોઢેથી ખુલાસો કરતાં શરમાય છે. પરંતુ લખી આપીને કે બીજી મોટી ઉમરની સ્રી મારફત અથવા આપણી નર્સને મોઢે ચોખ્ખો ખુલાસો કરે છે. માટે બને એવું હોય ત્યાં એ રીતે ખુલાસો મેળવીને દરદનું અનુમાન કરવું.

**યોની પરીક્ષાને લગતો કાયદો**—બહુજ જરૂરના કારણ સિવાય બાલિકા અથવા કુમારી છોકરીઓની ભગપરીક્ષા કરવી નહિ, તેમજ દરદી સાથેની વાતચીત થતાં બસ્તી પ્રદેશની અંદરનાં યંત્રોમાં ખાસ આંગળીના સ્પર્શ મારફત જાણવા લાયક દરદ છે એવી ખાત્રીવાળું અનુમાન ન થાય ત્યાં સુધી મોટી ઉમરની સ્રીને પણ ભગ (યોની) પરિક્ષા માટે સંભ્રમમાં નાખવાનું કાંઇજ કારણ નથી. વળી ઋતુમતી (અડકાયેલી) સ્રીની ભગપરીક્ષા કદી કરવી નહિ. ભગપરીક્ષા કરતાં પહેલાં રોગીલી સ્રી અને તેના પતિ કે વાલી માબાપ

અથવા જે મુરબ્બી તેણીની સાથે આવ્યું હોય તેની ખાસ સંમતિ લેવી જોઇએ; છતાં એ જાતની બન્નેની સંમતિ લીધા સિવાય પરીક્ષા કરવામાં આવે તો પરીક્ષા કરનારને કોર્ટ મારફત બળાત્કારને લગતી શિક્ષા થઇ શકે છે.

ઉપરની બાબતો અને મુશ્કેલીઓનો વિચાર કરતાં વૈદ્યે જેમ બને તેમ પોતાને માથેથી એવું પરીક્ષાનું જોખમ ઓછું થાય અને દરદ જણાય એવો પ્રયત્ન કરવો જોઇએ. છતાં કદાચ વૈદ્યને માથેજ ઉભય હસ્તનો કે દર્શન પરીક્ષાનો પ્રસંગ આવે તો બહુજ સ્વસ્થ મને, નિર્વિકાર ચિત્તે, દરદી ઉપરની દયાવાળી, દરદ તરફની જુગુપ્સા વૃત્તિવાળી, દરદ જાણવા પૂરતી તીક્ષ્ણ પણ અવિકૃત ( વિકાર વિનાની ) દૃષ્ટિથી અથવા સ્પર્શ મારફત જરૂર પુરતી પરીક્ષા નીચે મુજબ કરવીઃ—

**દર્શન પરીક્ષાનું કારણ**—એ છે કે સ્ત્રીઓના જનનયંત્રના બહારના ભાગનું એટલે કે ભગદ્વારનું અવલોકન તો કોઇ પણ જાતની સ્થાનિક વેદના, અથવા ઉપદંશ ( ચાંદી ) કે પ્રમેહ ( ગનોરીઆ ) હશે એવું અનુમાન થાય તોજ કરવું પડે છે. અથવા એમ જણાય કે વરાંગપથ ( યોનીમાર્ગ )માંથી કાંઇ બહાર નીકળેલું છે, એમ દરદીનો પોતાનો અનુભવ થાય છે, તોજ તે અવલોકન કરવું પડે છે.

**ભગાવલોકનથી જણાતા રોગો**—ભગાવલોકનથી એટલે યોનિપરીક્ષણથી ઘણું કરીને નીચે જણાવેલાં દરદોનો નિર્ણય થઇ શકે છે. મૃદુ ઉપદંશ ( શોફ્ટ શાંકર ), કઠણ અથવા ઝેરી ઉપદંશ (હાર્ડ શાંકર ), ભગોષ્ટ ઉપરના ફોલ્લા, ચાંદી કે ક્ષત, ભગદ્વારમાંથી કોઇ પણ અંદરનો ભાગ બહાર આવ્યો હોય તો તે, પ્રસવથી બેસણી ( પેરીનીઅમ ) અથવા ભગોષ્ટ ફાટી ગયા છે કે નહિ, વિગેરે બાબતો જોવાથી જ્ઞાન થાય છે, તેમજ ભગદ્વારના મોઢા ઉપર અર્શ (મસા) હોય તો પણ દેખાઇ આવે છે.

**અંગુલી સ્પર્શ પરીક્ષા**—આ પરીક્ષા કરવા માટે રોગી અને તેનાં વાલીઓની સંમતિ મેળવ્યા પછી દરદીને પરીક્ષામાં અનુ-

ફૂળ પડે એ રીતે સુવારવું જોઇએ. પ્રથમ યોગ્ય પ્રકાશવાળાં એકાંત સ્થાનમાં ઘુંટણ વાળીને દરદીને સુવાડવું, પછી બન્ને હાથની પરીક્ષા વખતે ઘુંટણ વાળીને ચત્તાં સુવા કહેવું. તે પછી પરીક્ષા કરવી. પરીક્ષા કરતી વખતે બધું શરીર વસ્રથી ઢાંકેલું રાખવું. પેટ ઉપરનાં વસ્રો નાડી, ગાંઠ, વિગેરે ઢીલાં કરી દેવાં. તે પછી પરીક્ષકે પોતાના જમણા હાથની નખ ઉતારેલી પેહેલી બે આંગળીઓ ઉપર તેલ, ઘી, માંખણ વેસેલાઇન કે એવી બીજી સુંવાળી વસ્તુ લગાડીને ડાબે હાથે જરાક વસ્ર ઉંચું કરી પરીક્ષા માટેની આંગળીઓ વરાંગપથ ( યોનીમાર્ગ ) માં દાખલ કરવી. આ વખતે નીચેની બાબતો લક્ષ્યમાં રાખવી.

( ૧ ) **ભગદ્વાર**—( યોનીદ્વાર ) ની અવસ્થા ભગદ્વાર ઢીલું છે કે સાંકડું, કોઇ ઠેકાણે વેદના છે કે નથી, અથવા દ્વારમાં આક્ષેપ કે આંચકી જેવું જ્ઞાન તંતુનું કાંઇ દરદ હોય તો તે પણ ધ્યાનમાં રાખવું.

( ૨ ) **વરાંગપથ ( યોનીમાર્ગ ) ની દિવાલની સ્થિતિ**— દિવાલનો અંદરનો ભાગ રસદાર છે કે સુકો, ગરમ છે કે ઠંડો, અંદરથી ઝરતો પદાર્થ અને તેની સ્થિતિ, તેનો રંગ વિગેરે વળી વરાંગપથમાં ગાંઠ–રસોળી, મસા અને સોજો હોય તો તે પણ ખ્યાલમાં રાખવું જોઇએ, અને અંદરની ગાંઠની સ્થિતિ પણ લક્ષ્યમાં રાખવી. **પેસરી+** વિગેરે કોઇ બહારનો પદાર્થ અંદર છે કે નહિ, તે પણ તપાસી લેવું. ભગંદર એટલે ફીસ્યુલા જેવું દરદ હોય તો તે જાણવું તથા દિવાલનો આકાર, લંબાઇ, વિગેરે પણ ખ્યાલમાં રાખી લેવું.

( ૩ ) **કમળની ( સર્વિકસની ) અવસ્થા**—કમળ મુખનો આકાર, અવયવ, તથા તે કેવી રીતે ગોઠવાયેલ છે, તે જાણવું. સ્પર્શ કરતાં કેવો અનુભવ થાય છે, કમળ સ્થૂલ છે કે પહોળું છે, ખસી શકે છે કે નથી ખસતું, કોઇ પણ બાજુ તરફ ખેંચાયેલ છે કે નહિ, કમળ ઉપર કોઇ જાતનું ક્ષત કે ક્ષતનું ચિન્હ જણાય છે કે નહિ, તે પણ અંગુલીસ્પર્શ મારફત જાણવું જોઇએ. ગર્ભાશયનાં અંદરનાં અને બહારનાં મુખ ( ઑસ ઇન્ટરનમ્ અને એકસ્ટેરનમ્ ) નો આકાર

+ ગર્ભાશયમાં નાખવાની રબરની ઘોડી.

અવયવ, ગર્ભાશય અને તેના હોઠની અવસ્થા, તેનાં છિદ્રની અવસ્થા તથા અંદર કેન્સર વિગેરે હોય તો તેનું ધ્યાન રાખવું.

**વરાંગતાલુ પ્રદેશ***—( પોસ્ટીરીઅર ફિજીકસ ) મોઢામાં ગાલના ખુણા તરફ પોલાણમાં આંગળી ફેરવીએ અને જેવી જાતનો સ્પર્શ આપણને જણાય તેજ રીતનો અનુભવ પોસ્ટીરીઅરફિજીકસ એટલે ( યોની ) વરાંગના પોલાણનો સ્પર્શ કરતાં આપણને થાય છે. જુના પ્રદાહને લીધે એકઠો થયેલો પદાર્થ અથવા નવા પ્રદાહથી ભરાઇ રહેલો પદાર્થ ઘણું કરીને આ પોલાણમાં મળી આવે છે. ગર્ભાશયનો ઉપરનો ભાગ ( ફન્ડાસ ) નમી આવ્યો હોય તો પણ આ ઠેકાણેજ તેનો સ્પર્શ થાય છે. કોઇ પણ જાતના રસનો સંચય વિગેરે અહીં સમજાય છે. વળી આગળ જણાવેલ તાલુ પ્રદેશની ઉપરના ભાગમાં આંગળી ફેરવતાં ( બ્રોડ લીગામેન્ટ ) પહોળાં ગર્ભાશય બંધનમાં અથવા આર્તવવહસ્રોત ( ફેલોપ્યન્ ટ્યુબ ) માં દરદ સોજો કે ગાંઠ હોય તો માલુમ પડી આવે છે.

**હસ્તદ્વય પરીક્ષા**—એટલે બે હાથથી પરીક્ષા કરવા વખતે દરદીને માથા નીચે બાલેશીઉં આપી ઘુંટણ ઉભા રાખી ચત્તું સુવા કહેવું. પછી પાછળથી જણાવ્યા પ્રમાણે જોનારને ફાવે તે હાથનીબે આંગળીનો વરાંગ (યોની)માં પ્રવેશ કરી બીજો હાથ પેટ ઉપર આંગળાં ભર ઉભો રાખી અંદરનાં આંગળાં અને બહારના હાથની વચ્ચે, પરીક્ષા કરવાની વસ્તુ, તેનું કદ, આકાર વિગેરે જાણી શકાય છે. આ પરીક્ષાથી ગર્ભાશય અને તેની નજીકના આંતર અવયવો અવશ્ય જણાય છે, તેમજ ગર્ભાશયનું કોઇ પણ દિશાનું સ્થળાંતર અથવા ગર્ભાશય કે તેની આસપાસના અવયવમાં કોઇ પ્રકારની ગાંઠ હોય તો બહુ ઉત્તમ રીતે માલુમ પડી આવે છે. સ્ત્રીઓનાં દરદોમાં આ પરીક્ષા ઘણો મોટો ભાગ ધરાવે છે.

---

* 'પોસ્ટીરીઅર ફિજીકસ' શબ્દનો ગુજરાતી કે સંસ્કૃત પારિભાષિક પર્યાય શબ્દ મને મળ્યો નથી, પરંતુ વ્યાખ્યા ઉપરથી ઉપરનું નામ આપવું મને ઠીક લાગ્યું છે.

**યંત્ર પરીક્ષા**—(સ્પેક્યુલમ નિરીક્ષણ)—ગર્ભાશયનું મુખ, તેમજ વરાંગનો અંદરનો ભાગ, જોવા માટે તથા ગર્ભાશયના મોઢા ઉપર દવા વિગેરે લગાડવા માટે અથવા અંદર ( ટેન્ટ ) ટોટી વિગેરે પહેરાવવા માટે જુદાં જુદાં ૪–૫ જાતનાં સ્પેક્યુલમ નામનાં ઓજારો વપરાય છે. આ નળીને બહારની બાજુએ પારો ચોપડી **જાપાન** લગાડેલું હોવાથી તેની અંદરની બાજુ આરસીની પેઠે પ્રતિબિંબ પડે એવી થાય છે. તે વરાંગ (યોની)માં ગયા પછી તેના મોઢા ઉપર સૂર્યનાં કિરણ કે અજવાળું પડવાથી અંદરનો જોવાનો પદાર્થ ગર્ભાશય તેનું મુખ વિગેરે સ્પષ્ટ દેખાઇ આવે છે. સ્પેક્યુલમ નાનાં મોટાં જેવાં કદનાં જોઇએ તેવાં વિલાયતથી આવે છે.

**શલાકા યંત્ર* (સાઉન્ડ પરીક્ષા)**—કોઇ પણ પોલાણવાળો અવયવ કે નળીની પરીક્ષા માટે જે શળી જેવું યંત્ર વપરાય છે, તેને સાઉન્ડ કહે છે. ગુજરાતી લખનારાઓ ગર્ભાશય શલાકાના નામથી ઓળખાવે છે. એ શળી એકજ નરમ ધાતુની બનેલી શળી છે, અને તે છેડેથી વાંક વળેલી હોય છે. તેના એક એક ઇંચને છેટે ખાંચા પાડવામાં આવેલા હોય છે. ઘણું કરીને સીમ્સની શળીઓ વધારે વપરાય છે. શળી સગર્ભાવસ્થામાં સંપૂર્ણ વધેલા ગર્ભાશયને પણ બરાબર સ્પર્શી કરી શકે એટલી લંબાઇનાજ તૈયાર આવે છે.

**શલાકા પ્રયોગ વખતે રાખવી જોઈતી સંભાળ**—ગર્ભાશય શલાકાનો પ્રયોગ કરતી વખતે ઘણીજ સાવધાનતા રાખવાની જરૂર છે, અને જો સંભાળ રાખવામાં ન આવે તો રોગીને વધારે નુકશાન થવાનો સંભવ છે. સ્વાભાવિક માસિક માંદગી ( અટકાવ ) ના દિવસોમાં તેમજ ગર્ભાશય, બીજકોષ (ઓવરી), પેલ્વીક પેરીટોનીઅમ+ બસ્તીગત અંત્રાવરણ અને ( કનેકટીવ ટીસ્યુ ) સંયોજક તંતુ, વગેરેના તરૂણ પ્રદાહનાં ચિન્હો જણાતાં હોય ત્યારે તથા ગર્ભા-

---

* વરાંગમાં થઇને કમળના મોઢા મારફત ગર્ભાશયમાં નાખવા માટે જે શળી વપરાય છે તે.

+ ગુજરાતી પર્યાય મળ્યો નથી.

શયના કોઇ પણ ભાગમાં કે ગર્ભાશય ગ્રીવા (નેક)માં ચાંદી (કેન્સર) હોય તો, તેમજ અટકાવ બંધ થયા પછી ગર્ભનાં ચિન્હો જણાતાં હોય તો ગર્ભાશય શલાકાથી પરીક્ષા કદી પણ કરવી નહિ. તે સિવાય શળી નાખીને પરીક્ષા કરવા લાયક દરદોમાં શલાકા પરીક્ષા કરવી પડે ત્યારે કરવી.

**પરીક્ષા કરવાની રીત**—તે રીત એવી છે કે, શળીના ઉપરના વાંકવાળા ભાગમાં ત્રણ ચાર ઈંચ સુધી કાર્બોલીક તેલ કે બીજો કોઇ પણ જંતુનાશક સ્નેહવાળો પદાર્થ ચોપડી, થોડી ગરમી તે યંત્રને આપી યંત્રનો ગર્ભાશયમાં પ્રવેશ કરાવવો. પ્રથમ આગળ જણાવ્યા પ્રમાણે, દરદીને ઉત્તાન એટલે ચત્તી સ્થિતિમાં સુવાડી કમળના મોઢાને અડે એ રીતે વરાંગપંથમાં તર્જની એટલે અંગુઠા પાસેની આંગળી દાખલ કરવી. તે પછી ડાબે હાથે આંગળીની લગોલગ નળીના વાંકનો પાછલો ભાગ આંગળી ઉપર આવે એ રીતે યંત્રનો હાથો પકડી આંગળીને અડતું યંત્ર દાખલ કરવું. આમ કરવાથી જો ગર્ભાશય પોતાની કુદરતી સ્થિતિમાંજ હશે તો શળી ગર્ભાશયનાં મુખનેજ અડશે એટલે ધીમે રહીને શલાકા કમળ મુખમાં અંદર જવા દેવી, અને જેમ મૂત્રમાર્ગમાં નળી ફેરવવામાં આવે છે તેમ ગર્ભાશયમાં પણ ફેરવવી. પણ તેમાં એટલું ધ્યાનમાં રાખવું કે, બહુ જોર કરવાની જરૂર નથી. કોઇ પણ જાતની પીડા કે દુઃખ થાય તો શલાકા પાછી કાઢી લેવી; ગર્ભાશય પશ્ચાત્વક્ર એટલે પાછળ નમેલું હશે તો શળીને ગર્ભાશયનાં તાળવામાં એટલે ગર્ભાશયને ફરતાં પોલાણમાં ફેરવવાથી સહજ રીતે તેના મોઢાને શળીનો સ્પર્શ થશે અને સહેલાઇથી અંદર ચાલી જશે.

ધ્યાન રાખવું કે આ બધું કામ ઘણું ધીમે અને સંભાળથી કરવાનું છે. ગર્ભાશય આગળ નમેલું હોય તો તેમાં શળી જઇ શકતી નથી. આ વખતે ગર્ભાશયનું આકર્ષણ કરવાનું યંત્ર આવે છે તેથી આકર્ષણ કરી પછી શલાકાપ્રવેશથી પરીક્ષા કરવી.

**શલાકાનો ઉપયોગ**—ઘણું કરીને ગર્ભાશયના સંકોચમાં તેનો વિસ્તાર કરવા માટે શલાકાઓનો ઉપયોગ કરવામાં આવે છે. તે ઉપરાંત શલાકાથી નીચેની વાતો જાણી શકાય છે.

૧. ગર્ભાશયની દીર્ઘતા—લંબાઇ–ગર્ભાશય અન્તર્મુખ* થવાથી અથવા ગમે તે કારણથી ગર્ભાશયનું કદ ઘટવાથી ગર્ભાશયની અંદરનું પોલાણ પણ જોઇએ એના કરતાં ઓછું થઈ જાય છે. એવીજ રીતે કેટલીકવાર ગર્ભાશય જોઇએ તે કરતાં મોટું થઇ જાય છે. ઉપરની બન્ને બાબતોનો નિર્ણય શલાકા પરીક્ષાથી થઇ શકે છે.

૨. ગર્ભાશયની દિશાનો નિર્ણય શલાકાથી થાય છે. સળીના નાખવાથી ગર્ભાશય આગળ પાછળ ગમે તે બાજુ હોય તે માલુમ પડી આવે છે.

૩. ગર્ભાશયની ગ્રીવા સાથેનો તેનો પોતાનો સંબંધ.

૪. આભ્યંતર અથવા બહારનાં ગર્ભાશયનાં મુખમાં વેદના હોય તો તે પણ શલાકાથીજ જણાય છે તથા ગર્ભાશયના પોલાણમાં ઠેઠ ઉપર જ્યાં ઓર ચોંટેલી હોય છે ત્યાંનું દરદ પણ સળીથીજ જણાય છે.

૫. ગર્ભાશયને ખસવાની ટેવ હોય તો તે પણ સળીથી જણાઇ આવે છે.

૬. ગર્ભાશયની અંદરની શ્લેષ્મત્વચામાં રૂક્ષતા ઉત્પન્ન થઇ હોય તો તે અને બીજાં પણ **ગર્ભાશયની અંદરના** ભાગને લગતાં દરદોમાં **શલાકા પરીક્ષા** ઉપયોગી છે. પરંતુ છેલ્લે એટલું જણાવી દેવું પણ જરૂરનું છે કે, ગર્ભાશયનાં દરદો જાણવા માટે સળીની પરીક્ષા જેટલી ઉપયોગી છે એટલીજ જોખમ ભરેલી છે; માટે કોઇ પણ વિદ્વાન ડૉક્ટર કે કુશળ મીડવાઇફ અથવા નર્સ સિવાય કદિ બીજા હાડફોડીઆઓ પાસે ગર્ભાશયમાં સળી નાખવાનો પ્રયત્ન કોઇએ પણ કરાવવો નહિ, તેમ પુરેપુરી કુશળતા અને હાથ ઉપર કાબુ મેળવ્યા સિવાય કોઇ વૈદ્યે પોતાની હુંશીઆરી બતાવવાનો પણ પ્રયત્ન કરવો નહિ.

**પરીક્ષા વખતે લક્ષમાં રાખવાની બાબતો**—સ્ત્રીઓનાં દરદોની પરીક્ષા કરતી વખતે નીચેની બાબતો લક્ષમાં રાખવાની જરૂર છે.

૧. **વેદનાનો પ્રકાર** અથવા સ્વભાવ એટલે વેદના કયી જાતની થાય છે તે.

---

* अत्याशितायाः विषमं स्थितायाः सुरते मरुत्। अन्नेनोत्पीडितो योनेः स्थितः स्रोतसि वक्रयेत् सास्थिमांसंमुखं तीव्ररुजमंतर्मुखीति सा ॥

૨. **વેદનાનું સ્થાન**—દરદી વેદનાનું સ્થાન ક્યાં બતાવે છે, તે પણ બરાબર ધ્યાનમાં રાખવું.

૩. **વેદના ઉપડી આવવાનો કે વધવાનો વખત**—એટલે ક્યારે ક્યારે વેદના વધે છે અથવા ઉપડી આવે છે, વિગેરે બાબતો ઉપર વૈદ્યે ખાસ ધ્યાન આપવું જોઇએ.

**વેદનાના પ્રકારો**—વળી સ્ત્રીઓને થતી વેદનાઓના ઘણા પ્રકારો જોવામાં આવે છે; જેમકે મૃદુ (ધીમી) વેદના, તીક્ષ્ણ વેદના, અવિરામ વેદના એટલે બીલકુલ વિસામા વગરની ચાલુ વેદના, કોઇ સુયા ભોંકતું હોય એવી વેદના, બળતું હોય એવી વેદના, શુળ જેવી વેદના વિગેરે ઘણી વેદના થાય છે. તે બધી દરદીને પુછી બરાબર જાણીને વૈદ્યે ચિકિત્સા કરતાં પહેલાં ખ્યાલમાં રાખવી જોઇએ. વળી કોઇ કોઇ સ્ત્રીઓને એ પ્રસવ વેદના જેવી વેદના થાય છે. આ વેદનાથી દરદીને એવો અનુભવ થાય છે કે **વરાંગપથ** (યોની માર્ગ)માંથી કાંઇ પદાર્થ ખેંચાઇને જાણે બહાર નીકળી પડે છે. ઘણું કરીને ઘણાં ખરાં ગર્ભાશયનાં દરદોમાં અને તદુપરાંત મૂત્રાશયની પીડામાં તથા અર્શનાં દરદમાં તેમજ આર્તવનાં દરદોમાં ખાસ કરીને પીડિતાર્તવ તથા પૂત્યાર્તવ નામના રોગોમાં એવો અનુભવ વધારે થતો જોવામાં આવે છે.

**વેદનાનું સ્થાન**—દરદનું સ્થાન નક્કી કરવાની બહુજ જરૂર છે. વેદના એકજ સ્થળે થાય છે કે બધે ફેલાતી જાય છે, તે જાણી રાખવું જોઇએ; કેમકે બીજકોષ ( ઓવરી )નાં દરદમાં બહુજ થોડી જગ્યામાં દાબતાં દરદ થાય છે અને ગર્ભાશયનાં ચાંદા ( કેન્સર )માં બસ્તી પ્રદેશની કમાનની નીચે એક જાતની **ચવાટ** જેવી વેદના થાય છે અથવા જાણે કોઇ વાટતું કે કચરતું હોય એવું દરદ થાય છે, અને તે વેદના રાત્રીએ વધે છે.

**વેદનાનો વખત**—કોઇ કોઇ વાર ઉપસ્થ માર્ગ (પેલ્વીસ)ના નવા દાહમાં રાત્રિએ વખતે વેદના થાય છે. વળી ઘણું કરીને ઘણાં ખરાં–ઉપસ્થ માર્ગનાં દરદોમાં–સેક્રલ* પ્રદેશમાં દરદ થાય છે; તદુપરાંત

* Sacral નો ગુજરાતી શબ્દ મળ્યો નથી.

સ્ત્રીઓનાં દરદોમાં થતી વેદનાઓને માસિક ઋતુ સાથે કાંઇ સંબંધ છે કે નહિ, તે તરફ પણ વધારે ધ્યાન રાખવાની જરૂર છે.

કોઇ કોઇ વાર ઋતુની સાથેજ વેદનાનો આરંભ થાય છે અને વચ્ચેના કેટલાક દિવસો તંદુરસ્તીમાં પસાર થઇ પાછી ઋતુ વખતેજ વેદના શરૂ થાય છે; વળી કોઇ વાર ઋતુ વખતથી વેદનાનો આરંભ થઇ પછી તદ્દન બંધ ન થતાં થોડી થોડી વેદના ચાલુજ રહે છે અને બીજી ઋતુ દેખાવાને વખતે પાછી વધે છે, એવું પણ બને છે.

ઘણું કરીને કોઇ પણ સ્થળે પ્રદાહ થયો હોય અને તેથી વેદના થતી હોય તો આરામ લેવાથી નરમ પડે છે, અને ઉઠતાં બેસતાં કે ઉભા રહેતાં વધે છે; પરંતુ સ્નાયુમાં શૂળ કે ચસકા હોય તો એમ થતું નથી. સ્નાયુના શૂળમાં રોગીના ઉઠવા બેસવાથી કે ફરવાહરવાથી દરદમાં કશો ફેરફાર થતો નથી. પણ દાહજન્ય વેદનામાં જરા પણ ચલનવલન કર્યું, કે વેદના વધે છે. વળી દરદ જો શરીરની કોઇ પેશીઓમાંની એકાદ પેશીમાં હોય તો જે પેશીમાં દરદ હોય તે પેશીનાં ચલનવલનથી વેદના વધે છે.

જનનેન્દ્રિયનાં દરદો સાથે હમેશાં ઝાડા પેશાબની હાજતો વખતે ખાસ દરદ થાય છે, તેમજ પીંડીઓમાં પણ ખાસ કળતર થાય છે. ગર્ભાશયમાંથી એકઠું થયેલું લોહી અથવા ચોંટી ગયેલ શ્લેષ્મ વિગેરે પદાર્થ નીકળે છે ત્યારે પ્રસવ વેદનાને લગતી વેદના થાય છે.

**સ્ત્રીઓનાં દરદોને લગતા થોડા સર્વાંગ વિકારો**— જનનેન્દ્રિય સંબંધી બધાં યંત્રનાં દરદો સાથે શરીરનાં જુદાં જુદાં બીજાં યંત્રોમાં પણ જુદી જુદી પીડાઓ માલુમ પડે છે. જો કે આ બધી પીડાઓનું વર્ણન આપણે અહીં નહિ આપી શકીએ, પરંતુ તેની દિશા માત્ર બતાવીશું.

**અગ્નિમાંદ્ય**—ઘણું કરીને જનનેન્દ્રિયનાં દરદો સાથે પાચનશક્તિ નબળી પડેલી જણાય છે, ભુખ બીલકુલ લાગતી નથી, મોળ આવે છે, ઉલટી થાય છે, તથા ઘણું કરીને ઝાડો કબજ રહે છે. યકૃત્ એટલે કલેજાની ક્રિયાઓમાં વિકાર જણાય છે. પેશાબ ઘાટો ઉતરે છે અને રાખી મુકવાથી નીચે કાંઇક પદાર્થ જામી ગયેલો જણાય છે.

**સ્નાયુશૂળ**—સ્તનની નીચે તેમજ શરીરના જુદા જુદા બીજા સ્નાયુઓમાં સ્નાયુઓને લગતાં દરદો જણાય છે.

**શિરઃશૂળ**—માસીક મંદવાડ એટલે અટકાવ વખતે માથાના જુદા જુદા ભાગમાં દરદ થાય છે; તેમજ પીઠમાં અને બીજાં પણ જુદાં જુદાં અંગોમાં વેદના થાય છે. સગાર્ભાવસ્થામાં પણ આ જાતનાં જુદાં જુદાં દરદો થાય છે.

**હૃદયસ્પંદ**—(પાલ્પિટેશન–Palpitation) છાતીમાં ફટકારો, હાથપગ ઠંડા, હિસ્ટીરીઆ, માનસિક વિકારો, મેનીઆ (Mania) અથવા ગાંડપણ વિગેરે વિકારો પણ જનનેન્દ્રિયનાં દરદો સાથે સંબંધ રાખે છે. ઘણી વાર ગર્ભાશયનાં દરદો સાથે ઘણું કરીને નબળાઇ, મૂર્છા, નિરૂદ્યમી સ્વભાવ અને થાક લાગવાની ટેવ હોય છે. એ બધી બાબતો તરફ વૈદ્યે હમેશાં ધ્યાન રાખવું જોઇએ.

## સ્ત્રીઓનો સામાન્ય સ્વભાવ, ફરીઆદ કરવાની પદ્ધતિ, અને તેના રોગોનાં અનુમાન કરવાની કળાઃ—

**સ્વભાવ**—સાધારણ રીતે સ્ત્રીઓનો સ્વભાવ હમેશાં ઘણોજ શરમાળ હોય છે. તે સાથે ભીરૂપણું–બીકણપણું–પણ સહજ હોય છે. વળી તેઓ કાંઇક માયાવી હોય છે, અને તેમાં પણ શહેરી સ્ત્રીઓ તો (વડેલી) **વર્ડલીમેન** હોય છે, એટલે કે થોડે ઘણે અંશે મિથ્યાવાદી સ્વભાવ કહીએ તો ચાલે; તેઓની કલ્પનાશક્તિ તીવ્ર હોય છે; લાગણીઓ તરત ઉશ્કેરાઇ જાય એવી તથા કેટલીક વાસનાઓ અથવા સાંસારિક કામનાઓ તેઓમાં ઘણી પ્રબળ હોય છે. વળી તેઓ ગતાનુગતિક એટલે ગાડરિયા પ્રવાહની પેઠે એક બીજાની પાછળ ચાલનારી અને પૂજીત પૂજક એટલે પૂજેલાને પુજનારી હોય એવું દેખાય છે.

શરમાળ અને ભીરૂ હોવાથી પોતાનું ખરેખરૂં દરદ બતાવતાં કે કહેતાં હમેશાં આંચકો ખાય છે અને ઘણો વખત સુધી એમનું એમ ચલાવે છે. ઘણી યુવતીઓએ આ સ્વભાવમાં પોતાના પ્રાણ ખોયાનું પણ જણાયું છે અને જણાય છે. જયારે નજ ચાલે, પોતાથી દરદ

સહન ન થાય ત્યારે પોતાની મા, બેન કે બેનપણીને કહે છે, છતાં બીરૂપણાથી યોગ્ય વૈદ્ય કે ડૉક્ટરની સલાહ લેતાં તેઓ બીએ છે, અને વૈદ્ય કે ડૉક્ટર પાસે ગયા પછી પણ પોતાનું ખરેખરૂં દરદ, તેની ઉત્પત્તિ, કારણ, વિગેરે ન જણાવતાં કાંઇક બીજી ભળતીજ ફરીઆદ કરે છે, અથવા માયાવીપણાથી ખોટુંજ કહે છે, છતાં વૈદ્ય કુશળતાથી તેને તેનું દરદ બતાવી દે તો પછી તેનો યોગ્ય ઉપચાર કરાવવાની તેઓ હા પાડતાંજ નથી. કલ્પનાવાળો સ્વભાવ હોવાને લીધે કોઇ પણ દવા લેતાંની સાથે પોતાને ઠીક પડે એવી કલ્પના હમેશાં સ્ત્રીઓ કરી લે છે. લાગણીઓ તીવ્ર હોવાથી કોઇ પણ રીતે તેઓએ માનેલા એટીકેટ એટલે વિવેકમાં ભુલ થઇ જાય તો લાગણીઓ એકદમ ઉશ્કેરાઇ કે દબાઇ જાય છે. એમ થવાથી દરદનો પત્તો લાગતો નથી.

**વાસનાઓની તીવ્રતા**—સ્ત્રીઓમાં વાસનાઓનું જોર ઘણું જોવામાં આવે છે. આ વાસનાઓ ઘણા પ્રકારની છે, જેમકે ઘરેણાંની વાસના, નોકર ચાકરની વાસના, ગાડીઘોડાની વાસના, નાટકો જોવાની, ફરવા હરવાની, કે સ્વાતંત્ર્ય મેળવવાની વાસના, પતિ તરફનું માન કે સ્નેહ વધવાની વાસના, પતિનું દુઃખ દૂર થવાની વાસના, કે તેનું ઇષ્ટ સિદ્ધ થવાની વાસના, વિવિધ વિલાસની વાસના (વિષય તૃષ્ણા તૃપ્ત ન થવાથી), અને એ સર્વ કરતાં છોકરાં થવાની અને જીવવાની વાસના સ્ત્રીઓમાં ઘણીજ પ્રબળ હોય છે.

બીજી વાસનાઓથી જુદા જુદા રોગ કે હીસ્ટીરીઆ અથવા અતત્વાભિનિવેશ (ગાંડપણ–Mania) થાય છે. એવીજ રીતે પ્રજાની વાસનાથી પણ એક જાતનો અતત્વાભિનિવેશ (મેનીઆ) સ્ત્રીઓમાં આવી જાય છે; અને એવી પુત્ર પ્રાપ્તિની પ્રબળ ઇચ્છાવાળી સ્ત્રીઓમાં ગતાનુગતિક અને પૂજીત પૂજક એ બે સ્વભાવ વધારે જોવામાં આવે છે. આવી બ્હેનો, એમ સંભળાય કે અમુક સાધુ, બાવો, ફકીર, પીર, પેગંબર, દાયણ, વૈદ્ય, હકીમ કે ડાક્તર આવે છે, તો તેની પાછળ ઘેલી થઈ પડે છે અને ઘણાં લુચ્ચાં માણસો એ બીચારીઓનાં ભોળપણનો દુરૂપયોગ કરી તેમને અનેક

રીતે ભરમાવી છેતરે છે. પરંતુ એવી સ્ત્રીઓને કાંઇ નહિ ને કાંઈ સ્ત્રીઓને લગતું દરદ હોય છેજ, તે તેઓ સમજતાં નથી. ઘણીવાર એવા અનાડીઓને હાથે ઉલટું અનિષ્ટ થયેલું પણ જણાય છે. મારી પાસે એક સ્ત્રીએ પોતાના દરદની હકીકત જણાવતાં કહ્યું કે, એક દાયણે ગર્ભાશયના મોઢામાં નાખવા માટે એક સળી આપેલી; તે પાછી નીકળી નહિ, ત્યારથી તેને સખત મંદવાડ આવ્યો હતો. તે પછી દરદ મજકુર ' પીડિતાર્તવ ' પેદા થયું છે. ઘણી બીચારી ભલી બ્હેનો પુત્ર પ્રાપ્તિના મોહમાં અજાણતાં અયોગ્ય સ્થળે ચારિત્ર ભ્રષ્ટ થઇ જાય છે એવા પ્રસંગો પણ આ વિશ્વમાં વિરલ નથી. પ્રભુ સર્વની રક્ષા કરી સર્વનું શ્રેય કરો.

અહિં કહેવાની મતલબ એટલીજ છે કે, એવી કોઇ બ્હેન કોઈ સારા વૈદ્ય કે દાયણ અથવા આ લેખ જેણે વાંચેલ હોય એવી કોઇ બ્હેનને મળે તો તેની ફરીઆદ કરવાની પદ્ધતિ ઉપર ધ્યાન આપી રોગ કેમ પકડવો, તેને માટે નીચેની પદ્ધતિથી બતાવ્યું છે, તે પ્રમાણે રોગ જાણી દરદીને ખરી સલાહ આપી તેને ફસાતાં બચાવવી. કોઈ પણ સ્ત્રી વંધ્યત્વ માટે ફરીઆદ કરવા આવે ત્યારે શા કારણથી આ વંધ્યત્વ થયું છે, તે બરાબર રીતે શોધી કાઢવું જોઇએ, અને તેટલાજ માટે બહુજ સૂક્ષ્મ દ્રષ્ટિથી તે બાબતનો વિચાર કરવાની જરૂર છે, અને તેવી રીતે વિચાર કરવામાં આવે ત્યારેજ અવશ્ય તેનું યોગ્ય કારણ મળી આવવા સંભવ છે; પરંતુ એકદમ એ જાતનું નિદાન થવું મુસ્કેલ છે. વંધ્યત્વ પ્રતિપાદક જે જે કારણો આયુર્વેદ વેત્તાઓ માને છે, તે બધાં કારણો માટે વિગતવાર લક્ષ રાખીને તપાસ કરવાથીજ તેનું ખરૂં કારણ મળી આવે એમ છે. બાદ દરદીને અમુક કારણથીજ વંધ્યત્વ પ્રાપ્ત થયું છે, તે સહેલાઇથી જાણવા માટે નીચેની શૈલી અમલમાં મુકવાની જરૂર છે. જો કે આવી જાતની તપાસ કર્યા વગર પણ વખતે વંધ્યત્વ પ્રતિપાદન કરનારૂં ચોકસ કારણ મળી આવે છે, તો પણ આ શૈલીને વળગી રહી તે પ્રમાણે દરેક દરદીમાં તપાસ કરવાથી કેટલીક વખતે જ્યાં કાંઈ પણ કારણ સહેલાઇથી નહિ મળી શકતું હોય ત્યાં તેનું યોગ્ય કારણ

શોધવાને માટે સાધન મળે છે. એટલુંજ નહિ પણ તે મુખ્ય કારણ સિવાય બીજાં પણ કેટલાંક કારણો વંધ્યત્વ પેદા કરનારાં હોય છે, તે પણ જણાઈ આવે છે. તે સાથે તે કેટલે દરજ્જે સુધરી શકે એમ છે, તે પણ જણાઇ આવે છે, અને તે કારણો દુર કરવા માટેની ચિકિત્સા–પ્રણાલી પણ હાથ લગાડે છે. એ તપાસ નીચેની બાબતો-પર ધ્યાન આપવાથી થાય છે.

**હકીકત**—પ્રથમ દરદી આવે કે તેને યોગ્ય રીતે સભ્યતા સાથે પુછવું કે તેની શી ફરીઆદ છે, અને તેના શરીરમાં શું જણાય છે. જો વંધ્યત્વ માટે પુછવા તે આવી હશે તો પ્રથમથીજ પોતાની હકીકત વંધ્યત્વ માટેની તે ઉપાડશે. આ હકીકત સ્ત્રી ગમે તે રીતે કહે અને તે કહેવાની રીત ગમે એટલી કંટાળા ભરેલી હોય, અગર લાંબી હોય, તોપણ ધ્યાન દઇને સાંભળવી. આથી કેટલેક અંશે તેને શું દરદ છે, કેવી રીતે થયું છે, અને શી રીતે વધ્યું છે, એ બધું ધ્યાનમાં આવશે. તે સાથે તે દરદીની પોતાની વાત સાંભળનાર ઉપ-રની શ્રદ્ધા વધશે. વખતે દરદી નકામી બાબતો ઉપરજ વાત કરવામાં વખત ગુમાવે તો તેમાંથી તેના દરદ સંબંધી કાંઈ અગત્યની વાત હોય તે ઉપાડી લઈ તે વિષે સવાલ પુછવા અને ખુલાસો માગવો. આથી દરદી નકામી લાંબી વાત કરતાં અટકશે. આવી જાતની હકી-કત કહેતાં સ્ત્રી જાહેર કરે કે તેના શરીરમાં કોઈ પણ પ્રકારની ખામી તથા તેના શરીરમાં આર્તવ ( અટકાવ ) સંબંધી કાંઈ રોગ છે કે કેમ, તે પણ મળી આવશે. આ સિવાય બીજાં કેટલાંક દરદો જેવાં કે સ્પર્શાસહત્વ ( વેજાઇનિઝમસ ) વરાંગપથનો વરમ કે પેટમાં કોઇ ગાંઠ હોય તો તેને માટે, તેમજ બીજા ચોકસ રોગ કે જે વંધ્યા સ્ત્રીઓમાં ઘણું કરીને હોવા જોઇએ તેને માટે તેમજ પ્રદરને માટે પણ તે પોતાની હકીકત જાહેર કરશે.

જ્યારે આવી વિકૃતિની હકીકત મળે ત્યારે તેનું કારણ શોધી કાઢવું, જેની તપાસ કરતાં ગર્ભાશયનો વ્યાધિ જો તેમાં કારણભૂત હશે તો તે પણ મળી આવશે; તેમજ પ્રમેહ, ઉપદંશ, વિગેરેની પણ હકીકત મળશે. વળી હકીકત મેળવતી વખતે પણ આપણને જે

વધારે અગત્યની બાબત લાગે તેના ઉપર જરા વધારે ઊંડા ઉતરીને તે બાબતનું જેટલું જ્ઞાન મેળવાય તેટલું મેળવવું. પ્રદર તથા ઋતુવિકાર માટે ખાસ હકીકત પુછવી, અને તેનું જે કારણ મળે તે પ્રમાણે તેના ઉપચાર કરવા.

**અવલોકન**—હકીકત સાંભળતી વખતે દરદીના બાંધા તરફ લક્ષ રાખવું, એથી વંધ્યત્વનું કારણ હશે તો તરત જણાઈ આવશે; તેમજ પાંડુ રોગ, નબળાઇ, શરીરના કોઇ પણ ભાગનો અપૂર્ણ વિકાસ, વિગેરે હશે તો જણાઈ આવશે. ઘણું કરીને શરીરના અપૂર્ણ વિકાસ સાથે અંદરના અવયવોમાં પણ અપૂર્ણ વિકાસનાં ચિન્હો હોય છે. આ સિવાય દાઢી, મુછ, વિગેરે સ્થળે વાળ હોય તો સમજવું કે તેનામાં પુરૂષત્વનો વિકાસ થયેલો છે, અને એટલે અંશે સ્ત્રીત્વ ઓછું હશે, એટલે કે તેનામાં ઉત્પત્તિ અવયવોમાં કાંઈક ખામી હશે. માથાના વાળ ખરી પડતા હોય તો તે ઉપરથી ઉપદંશનું અનુમાન થાય છે. આવી રીતે અવલોકન કરતાં સમજાય છે કે, શરીર બરાબર પ્રફુલ્લિત થયું છે, તથા હકીકત ઉપરથી તેનામાં બરાબર સ્ત્રીત્વ છે એમ લાગે તો, પછી સમજવું કે તેનામાં ઉત્પત્તિ અવયવોમાં કાંઇ અપૂર્વતા કે ખામી નથી, તેથી ગર્ભાશય કે બીજકોષ (ઓવરી) ને લગતું કોઇ દરદ છે.

હમેશાં અપૂર્ણતાની સાથે સ્ત્રીઓનાં શરીરમાં જુદીજ જાતના બેડોળ ફેરફારો થાય છે. જે ન હોવાથી એવી વિકૃતિ નથી એની ખાત્રી થાય છે.

વળી અવલોકન વખતે સ્ત્રીની ઉમર કેટલી છે, તે પણ જોવાની જરૂર છે. તેની સાથે તેનો બાંધો મજબુત છે કે નબળો, તે પણ નક્કી કરી લેવું.

આ બધી બાબતો ઉપરથી ભવિષ્યમાં દરદમાં કેટલો સુધારો થશે અને ચિકિત્સાક્રમ શી રીતે યોજવો તે જણાઇ આવશે. વળી સ્ત્રી બાલી ગઇ છે કે નહિ, પગે રસ ઉતર્યો છે કે નહિ, તે પણ અવલોકનથી જણાશે તથા પેટમાં ગાંઠ કે બીજો ઉદરવ્યાધિ હશે તે પણ જણાઇ આવશે.

હવે પછીના અવલોકનમાં આગળ જણાવ્યા પ્રમાણે નાડી, જીભ, આંખ, છાતી, પેટ, વિગેરે અવયવોની તપાસ કરી ઉપદ્રવરૂપ કે કારણરૂપ અન્ય શારીરિક રોગ હોય તો તેનો પણ તપાસ કરી લેવો. ઘણીવાર સ્ત્રીઓ એકદમ પોતાનું દરદ કહેતી નથી, તેમ જાણવા દેતી નથી. હસ્ટીરીઆવાળી ઓરતોને તો પોતાનું દરદ વૈદ્ય સમજે અથવા ઓછું વત્તું સમજે એવીજ યુક્તિ રચવાનો ખાસ શોખ હોય છે. વળી દરદ જણાયા પછી તેનો ઉપચાર કરાવવા તેઓ ખુશી નથી હોતી, વખતે પરીક્ષા પણ કરે છે. આ વખતે ધીરજ રાખવી અને દરદીને વિશ્વાસ તથા શ્રદ્ધા બેસે ત્યાં સુધી જાણે એને બીજું દરદજ નથી એમ વૈદ્યે રાખવું. એટલે પછી અનુક્રમે દરદી પોતાની હકીકત રજુ કરશે અથવા બીજાં દરદીની હકીકતથી તેને સારૂં થયું જાણીને પછી પોતે પણ પોતાની એ જાતની ફરીઆદ તેની મારફત રજુ કરશે. જો એમ બનશે તો તે પછીજ દરદીને તેના દરદને લગતા પ્રશ્નો વિગેરે પુછી તપાસીને યોગ્ય દવા અને સલાહ આપવી. આમ કરવાથી દરદીઓને વધારે વિશ્વાસ બેસે છે એવું કેટલાકનું માનવું છે.



# પ્રકરણ ૪ થું.

## સ્ત્રીઓનાં દરદો.

### સામાન્ય દરદો.

સ્ત્રીઓને લગતાં દરદોના સાધારણ રીતે પાંચ છ વિભાગ થઇ શકે એમ છે, જેમકે (૧) સામાન્ય દરદો, (૨) આર્તવનાં દરદો, (૩) ગર્ભિણીનાં દરદો, (૪) સુવાવડને લગતાં દરદો, (૫) માતૃત્વને લગતાં દરદો; અને (૬) રહી ગયેલાં અથવા કુદરતથીજ પ્રાપ્ત થયેલાં દરદો કે ખોડ ખાંપણ અથવા ખામીઓ. એ રીતે સ્થૂલ દૃષ્ટિએ આપણે છ વિભાગ પાડી શકીએ છીએ.

સામાન્ય દરદોમાં પ્રથમ આપણે જે રીતે શરીરનું અવલોકન કર્યું છે તેજ રીતે જો રોગો તરફ નજર કરીએ તો પ્રથમ બહારના અવયવો આવે છે. તેમાં સર્વથી પ્રથમ કેશભૂમિ અને ભગપ્રદેશ આવે છે, માટે ત્યાંથીજ શરૂઆત કરીએ.

### ભગનાં દરદો.

**ભગકંડુ[૧]—( પ્રુરાઇટીસ વલ્વી )-ખરજ**—ઘણીવાર સ્ત્રીઓને ગુહ્યેન્દ્રિયના બહારના ભાગ ઉપર ઘણીજ ખરજ આવે છે. આ દરદને ભગકંડુ કહે છે. કોઈ વાર આ દરદ મુખ્યરૂપે હોય છે અને કોઈવાર બીજા રોગના ઉપદ્રવરૂપે પણ દેખાય છે. ઘણું કરીને જ્યારે મુખ્ય હોય છે ત્યારે પણ સ્ત્રીની એકંદર તબીયત સારી હોતી નથી. નબળાઈ, અજીર્ણ વિગેરે ઉપદ્રવો તે સાથે હોય છે.

---

૧. સંસ્કૃત વૈદ્યકગ્રંથોમાં ખરજવાળી બે ત્રણ યોની વ્યાપદ આવે છે, તેનાં અતિચરણા, કંડુલા વિગેરે કેટલાંક નામો છે; પરંતુ આપણે તેની સ્પષ્ટતા પાશ્ચાત્ય પદ્ધતિ સાથે બરાબર કરી શકીએ એમ નથી. પરંતુ ટુંકામાં તેમાં ( પ્રુરાઇટિસ વલ્વી ), વલ્વાઇટીસ, અને વેજાઈનાઇટીસ વિગેરે દરદોનો સમાસ થાય છે.

**કારણો તથા દરદને લાયક પ્રકૃતિ**—અમુક ઉમરની ઓરતનેજ આ દરદ થાય છે એવો કાંઈ નિયમ નથી. ઘણું કરીને બાળક, વૃદ્ધ, યુવાન અથવા ગમે તે ઉમરની ઓરતને તે દરદ લાગુ પડે છે. કૃશ કરતાં સ્થૂલ શરીરવાળી–મેદસ્વી સ્ત્રીઓને તે વધારે લાગુ પડે છે. મહેનતુ કરતાં સુખી અને વિલાસી જીવન ગાળનારીઓને આ દરદ વધારે થતું જોવામાં આવે છે.

૨. ખોરાક સાથે પણ આ દરદને વધારે સંબંધ હોય એવું દેખાય છે. વનસ્પતિનો ખોરાક ખાનારાઓમાં કબજીઅત કરનારાં કઠોળ તેમજ મસાલા, રાઇતાં, દહીં, વિગેરે વસ્તુઓ વધારે વાપનારાંઓને પણ આ દરદ થાય છે અને હોય તો વધે છે. કોઇવાર વારસામાં પણ મળે છે. ગર્ભાશયના અને કમળના રોગ, દાહ, ચાંદાં, મધુપ્રમેહ, મૂત્રદ્વારના મસા, પ્રદર, અર્શ, તથા કૃમી વિગેરે દરદોના ઉપદ્રવરૂપે પણ એ દરદ થાય છે. ગર્ભના દિવસોમાં કેટલીકવાર ઘણી ખરજ આવે છે. ઘણી વાર માત્ર એ ખરજને લીધેજ ગર્ભપાત થયાના પણ દાખલા બન્યા છે. આર્તવ છેવટ બંધ થવાના વખતમાં પણ તથા કોઇ કોઈ સ્ત્રીઓને *દર મહીને ઋતુ આવતી વખતે થોડી ઘણી ખરજ આવે છે. નાની છોડીઓને કૃમીને લીધે પણ ખરજ આવે છે.

**લક્ષણ**—ભગ (યોની) ના બહારના ભાગમાં ઘણીજ ખરજ આવે છે. ખણવાથી ચામડીનાં છાલાં ઉખડી જાય છે તેથી બળતરા થાય છે. કોઈ કોઇ વાર એકલી બળતરા પણ થાય છે અથવા કીડી કે વીંછી કરડવા જેવી વેદના થાય છે. ગરમ પદાર્થ ખાવાથી કે દારૂ પીવાથી ખરજ વધે છે. ગરમીથી (ઉનાળાના દિવસોમાં) આ દરદનો ઉમેરો થાય છે.

**દરદનો વિકાસ**—દરદની શરૂઆતમાં જ્યાં સુધી તે નરમ હોય છે ત્યાં સુધી દરદી તેની ઝાઝી દરકાર રાખતાં નથી, પણ જ્યારે

---

* સને ૧૯૧૪–૧૫ માં ઝાડેશ્વર દવાશાળામાં જે દરદીઓ આ રોગનાં આવ્યાં તેમાં હિંદુઓ કરતાં મુસલમાન વધારે હતા. કૃશ કરતાં સ્થૂલ માણસો વધારે હતા તથા તેઓના ખોરાકમાંથી પાશવ પદાર્થો (માંસ, મછી વિગેરે.) બંધ કરવાથી તેઓને આરામ મળેલ છે.)

દરદનું જોર વધે છે, ત્યારે તે દરદ વરાંગમુખ આગળથી વધીને મળદ્વારના મોઢા સુધી પહોંચે છે, તેમજ તેની આસપાસની જગ્યા અને બંધમાં પણ લાગુ પડે છે. ગરમીના દિવસોમાં આ દરદનું જોર ખાસ કરીને રાતને પહોર વધે છે. કેટલીકવાર તો એટલું બધું થાય છે કે, દરદીને રાત્રે ઉંઘ પણ આવતી નથી, તેમજ દરદવાળા ભાગ ઉપર કપડું પણ સહન થતું નથી. અને ઉંઘ ન આવવાથી દરદીની તબીયત હમેશાંના ઉજાગરા, અજીર્ણ અને બેચેનીને લીધે વધારે બગડતી રહે છે. ઘણીવાર આ ખરજના કારણથી જનનશરીર ઉશ્કેરાયલું રહેવાથી પરિણામે કુટેવ (માસ્ટર બેશન) ઉત્પન્ન થાય છે. વળી કોઈવાર એટલી બધી સખત ખરજ આવે છે કે તેથી વરાંગ મુખ (યોનિ મુખ) ઉપર સોજો (Inflamation) આવી જાય છે અને તેથી વરાંગમુખ દાહ (વલ્વાઇટીસ)ની બીમારી આ સાથે લાગુ પડી જાય છે. ઘણું કરીને આ બન્ને દરદોને પરસ્પર સંબંધ છે. આ ખરજ ઘણીવાર મદનાંકુર (ક્લીટૅારીસ)ને પણ લાગુ પડે છે. સ્ત્રી આ દરદમાં એટલી બધી પરવશ બની જાય છે કે જ્યારે પોતાને દરદ ઉપડે છે અને ખરજ કરવાનું તેને મન થઈ આવે છે ત્યારે તેનાથી રહેવાતું નથી. મર્યાદાનું પણ આ વખતે તેનાથી ઉલ્લંઘન થઇ જાય છે. નજરે જોવાથી વરાંગ (યોનિ)નો બાહ્ય ભાગ ખંજવાળવાથી લાલ સુજેલો માલુમ પડે છે. પણ જો આ દરદ ઘણા વખતનું જુનું હોય છે તો ત્યાંની ચામડીનો રંગ રૂક્ષ ધોળાશ પડતો થઈ જાય છે.

આ દરદની ચેપી અસર ઘણું કરીને આ દરદવાળી સ્ત્રીના ધણીને પણ લાગુ પડવાનો સંભવ છે. આ દરદથી વરાંગના માર્ગનો સોજો થયા પછી તેમાંથી જે પ્રવાહ ઝરે છે તે પાણીનો બીજી ચામડી ઉપર સ્પર્શ થવાથી ત્યાં પણ ઘણી ખરજ થઇ આવે છે. વળી કેટલીકવાર ગુહ્ય ભાગના કોઇ એવા દરદનો પ્રવાહ વરાંગમાંથી ઝરતો હોય તો તેના સ્પર્શથી પણ આ દરદ થઇ આવે છે. આ દરદની શરીરના બીજા ભાગોપર પણ અસર હોય છે. મેદસ્વી સ્ત્રીઓના મોટા સ્તનની

નીચેના ભાગમાં પણ એક જાતનો આકાશી સફેત રૂક્ષ રંગ દેખાય છે અને ત્યાં પણ તેને તેવી ખરજ આવે છે. બગલના સાંધામાં, જાંગનાં મુળમાં, ઘુંટણના સાંધામાં, કમરમાં, અને બીજી ખુલ્લી જગ્યાએ પણ દેખાય છે.

**ચિકિત્સા-ઉપાય:**-દરદનાં કારણોને અનુસરતા ઉપાય કરવા. આગળ કારણોમાં જણાવેલાં ખાનપાનની બંધી કરાવવી. ખપતું હોય તેને પણ માંસ, સુકી મચ્છી, કે ભીંગડાંવાળી મચ્છી બીલકુલ ખાવાની મના કરવી. ખોરાક સાદો, હલકો અને અમેઘ, ( મેદ-ચરબીનો વધારો ન કરે એવો ) આપવો. જવ, જુના ઘઉં, દુધ, વિગેરે. દરદીને ચાહ પીવાની બહુ ટેવ હોય તો તે બંધ કરાવવો અગર ઓછો કરાવવો. શરૂઆતમાં એક બે સાદા જુલાબ જેવા કે, જાલપ, નસોતર, રૂબાર્બ, મેગ-નેશીઆ (સૉલ્ટ) વિગેરે આપવા, પરંતુ સખત જુલાબ આપવાની જરૂર નથી. પિત્તનું શોધન કરનારી એકાદ કલેજાની દવા આપતાં રહેવું અને ખાસ ધ્યાનમાં રાખવું કે દરદીનો દસ્ત બંધ ન થઇ જાય પણ હમેશાં એકાદ દસ્ત સાફ આવતો રહે. આ નીચે આ દરદમાં અને બીજા દરદમાં ઉપયોગી થાય એવા તેમજ હમેશાં લઇ શકાય એવા થોડા દસ્તાવર પ્રયોગો આપ્યા છે:—

**ઉપાય**—(૧) સ્વાદિષ્ટ જુલાબ-( પલ્વી. ગ્લીસ. કંપા. ) શુદ્ધ ગંધક તો૦ ૨॥, વરીઆળી તો૦ ૨॥, જેઠીમધનું ચૂર્ણ તો૦ ૨॥, સોનામુખી ( મીઢીઆવળ )નાં પાનનું ચૂર્ણ તો૦ ૭॥, દળેલી સાકર તો૦ ૧૫, મેળવવાં. માત્રા તો૦ ૦। થી તો૦ ૦॥ સુતી વખતે ઠંડા પાણીથી કે દુધથી લેવું. )

(૨) ગુલાબનાં ફુલ તો૦ ૧, મજીઠ તો૦ ૧, નસોતરનું ચૂર્ણ તો૦ ૧, હરડે તો૦ ૧, મીંઢીઆવળનાં પાનનું ચૂર્ણ તો૦ ૪, દળેલી સાકર તો૦ ૮, સર્વનું બારીક ચૂર્ણ માત્રા તો૦ ૦। થી ૦॥ સુધી સવારે અગર રાત્રે સુતી વખતે ઠંડા પાણીથી આપવું.

(૩) હિમજ તો૦ ૧, સોનામખીનાં પાન તો૦ ૧, કાળી દ્રાક્ષ તો૦ ૧, ગરમાળાનો ગોળ તો૦ ૧, નસોતર તો૦ ૧ અને સંચળ

તો૦ ૧ આ સર્વે દવા અધકચરી કરીને તેના ત્રણ ભાગ કરવા. તેમાંથી એક ભાગ પાણી તો૦ ૧૦ માં રાત્રે ભીંજવી સવારે જરા ગરમ કરી ચોળી કપડેથી ગળી લેવું. બબ્બે કલાકને અંતરે પાણી ઔંસ ૨ પીવું; અથવા તો૦ ૨ આ દવા, તેનો શેર એક પાણીમાં રીતસર કાઢો કરી ઔંસ ૨ બાકી રહે ત્યારે કપડે ગળી અંદર જરા સાકર નાખી બે વખત પીવું. આ દવાથી દરદ વગર ઘણો સારો દસ્ત આવે છે.

(૪) હિમજ તો૦ ૧, ગંધકનાં ફુલ તો૦ ૧ અને સાકર તો૦ ૨ મેળવી ચૂર્ણ કરીને દરરોજ સાંજ સવાર તો૦ ૦। ની ફાકી પાણીથી લેવી. ગંધકને લગતી તથા દરદને લગતી પરેજી પાળવી. દવા ઉપર દુધ પીવું.

(૫) નસોતરનું ચૂર્ણ તો૦ ૦।, સાકર તો૦ ૦।, મળીને તો૦ ૦॥ એકી સાથે અથવા બે વખત થઇ પુરૂં કરવું.

(૬) અવિપત્તિકર ચૂર્ણ*–( નિ. રત્નાકર અમ્લપિત્ત ચિકિત્સામાં લખેલું છે તે ) તો૦ ૦। થી તો૦ ૦॥ સુધી ટંડા પાણી સાથે લેવું.

(૭) ત્રિફલા તો૦ ૧, ગંધક તો૦ ૦।, વાવડીંગનું ચૂર્ણ તો૦ ૦। તે સર્વેને એકત્ર કરીને રાત્રીએ તો૦ ૦। થી તો૦ ૦॥ સુધી મધ તથા ઘી સાથે ચાટવું.

**બહારના ઉપચારો:**—દિવસમાં બે વખત ટંડા પાણીની પિચકારી ( ડુશ ) આપવી. એથી ખરજ અને બળતરા ઓછી થાય છે. ટંડા પાણીનાં પોતાં મુકવાથી પણ ગરમી ઓછી લાગે છે. હલકું કારબૉલીક લૉશન લગાડવાથી પણ ખરજ અને બળતરા નરમ પડે છે.

(૮) રાળનો મલમ:—વાટીને કપડે ચાળેલી રાળ તો૦ ૧। અને ચોખ્ખું તલનું તેલ૦ તો૦ ૫, પ્રથમ તેલને સારી રીતે ગરમ કરવું

*અવિપત્તિકર ચૂર્ણ—સુંઠ, મરી, પીંપર, હરડે, બહેડાં, આમળાં, મોથ, વાવડીંગ, એલચી, તમાલપત્ર, એ બધી દવાઓ સરખે વજને લેવાં. લવંગને બધાંની બરાબર લેવાં. એ બધાથી બમણું નસોતરનું ચૂર્ણ લેવું અને તે બધા ચૂર્ણની બરાબર સાકર મેળવી તૈયાર કરવું. આ દવા જમતાં પહેલાં લેવી.

અને ગરમ થયા પછી અંદર રાળ નાખી દેવી. રાળ તેલમાં મળી જાય તે પછી તેને ચૂલા ઉપરથી ઉતારી ઠંડા પાણીના પહોળા વાસણમાં નાખી વલોવવા માંડવું. એ રીતે વલોવતાં મલમ તૈયાર થઇ જશે. તેને પાણીમાં તરતો રાખવો. આ મલમ કોઇ પણ જાતના દાહમાં, ચાંદામાં કે અગ્નિએ બળેલા માટે ઉપયોગી છે. જરૂર પડે તો અંદર થોડો સિંદુર અને કપુર મેળવી આપવો.

(૯) એલાદિગણ[1]:—એલાદિગણ ઠંડા પાણીમાં વાટીને ચોપડવાથી આરામ લાગે છે.

( ૧૦ ) ધંતુરાનાં પાનનાં રસનાં પોતાં મુકવાથી કે તેની થેપલી મુકવાથી પણ ઠંડક થાય છે.

( ૧૧ ) કપુરવાળું મંજનઃ—કપુર તો. ૧, કાથો તો. ૧, હીરાદખણ તો. ૧, એલચી તો. ૧, કાંટાવાળું માયું તો. ૧, આ પાંચ ચીજોને સાથે વાટી ધોયેલા ઘીમાં મેળવી ચોપડવાથી ખરજ, વેદના અને દાહ નરમ પડી દરદીને ઠંડક લાગે છે.

( ૧૨ ) દશાંગલેપ*—ઘીનું મોણ દઇ પાણીમાં વાટી ચોપડવાથી પણ ખરજ નરમ પડે છે.

જો એમ માલુમ પડી આવે કે પ્રસવ માર્ગમાંથી અથવા ગર્ભાશયમાંથી ઝરતા પ્રવાહના સ્પર્શથી ખરજ થઈ આવે છે તો જેમ બને તેમ દિવસમાં બે ત્રણ વખત ગરમ પાણીની ડુશથી સાધનમાર્ગને ધોઇને સાફ કરવો. પછી નીકળતા પ્રવાહનો બીજે સ્પર્શ ન થાય એટલા માટે નં. ૪ વાળું મંજન રૂમાં વીંટી અંદર રાખવું.

---

૧. એલચી, મોટી એલચી, સીલારસ, ઘહુંલા, જટામાંસી, વાળો, રોહિસો, ( લેમનગ્રાસ ) કપુરી મધુરી, કઠ, તજ, તમાલપત્ર, તગર, હીરાબોળ, નખલા, મોટા નખલા, દેવદાર, અગર, રાળ, કેશર, તુળશી, ગુગળ, બેરજો, શેસગુંદર, પુન્નાગ, નાગકેસર, ( વા. સૂ. અ. ૩૫ ).

* દશાંગ લેપ—કાળીઆ સરસની છાલ, જેઠીમધ, તગર, રતાંજલી, જટામાંસી, દારૂહળદર, કઠ વાળો, એલચી, લોદર, એ દશ ચીજો ખાંડી ચૂર્ણ તૈયાર કરવું. દવા જેટલી વાટવાની હોય તેના પાંચમા ભાગનું ઘીનું મોણ દેવું. પછી પાણીમાં ઝીણી વાટી ભીનાસુકી ચોપડવી, સુકાવા દેવી નહિ.

( ૧૩ ) ગ્લીસ્રાઇન ઑફ બૅારેક્ષ, (દરેક કેમીસ્ટને ત્યાં મળે છે) તેમાં ભીંજવીને રૂનું પોતું રાખવાથી પણ ખરજ નરમ પડે છે અને પ્રદર બંધ થાય છે.

( ૧૪ ) "ગ્લીસ્રાઇન વિથ ટૅનીક" એ અંગ્રેજી દવા પણ તૈયાર મળે છે અને તે ઉપરની પેઠેજ વપરાય છે. ઘેર બનાવવું હોય તો ટેનીક એસીડ ઔંસ ૧, ગ્લીસ્રાઇન ડ્રા. ૪, મેળવવાથી તૈયાર થાય છે. આ મિશ્રણ સાદું અને સારૂં છે.

( ૧૫ ) કેટલીકવાર ક્વીનાઇનના મલમથી પણ ખરજ નરમ પડે છે. ક્વીનાઇન–ગ્રેન ૩૦, લેનોલીન ઔંસ ½ મેળવીને લગાડવું.

( ૧૬ ) રાત્રીએ ઉંઘ ન આવતી હોય તો દરદીને પોટાશબ્રોમાઇડ અથવા માફકસર શેકેલી ભાંગ ( માત્રા વાલ ૧ થી ૨ ) થોડી સાકર સાથે મેળવીને અથવા આકાર કરભાદિ ગોળી, કે લવંગાદિ ચૂર્ણ, યોગ્ય માત્રામાં આપવું. દરદ વધારે સખત રૂપમાં હોય તો કોઇ સારા વિદ્વાન ડાક્ટરની સલાહ લેવી.

## ભગોષ્ટ શોથ.

વરાંગ ( યોનિ )ના બહારના ઓઠ વિશેષે કરીને ઘણીવાર સુજી જાય છે. મૂત્રમાર્ગના દાહથી, પ્રમેહથી, તેમજ ઓઠના ભાગમાં વરમ થઈ આવવાથી પણ તે ભાગ સુજી જાય છે. કોઇવાર અંદરના ભાગમાં ક્ષત કે ચાંદુ હોવાથી ત્યાં ખરજ આવે છે અને ખણવાથી હોઠનું માંસ સુજી જાય છે, શરદી કે ઠંડો પવન લાગવાથી તથા કેટલાક અણઉતાર ઝેરી તાવમાં પણ ઓઠ સુજી આવે છે અને કેટલીકવાર બન્ને ઓઠ ઉપર સોજો આવે છે તથા કેટલીકવાર બન્ને ઓઠ સાથે પણ સુજી જાય છે. વળી ઓઠની અંદર જુદી જુદી જાતની ગ્રંથી ( ગાંઠો ) થઇ આવે છે. તેથી પણ ઓઠ સુજેલા જણાય છે. કોઇવાર અંદર રસોળી થઇ આવે છે. ક્વચિત્ ચરબીની જાતની પોચી ગાંઠ થઇ આવે છે. તે કાપી હોય તો અંદરથી ચીકણો મેંદા જેવો પદાર્થ નીકળે છે. ઘણીવાર બીજાં કોઇ પણ કારણ સવાય ઓઠની ઉપરના વાળમાં જુ હોવાથી માત્ર ખરજ આવીને ઓઠ ફુલી જાય છે.

## ભગમુખગ્રંથી.

વરાંગ (યોનિ)ના બહારના ભાગમાં જુદી જુદી ઘણા પ્રકારની ગાંઠો થઇ આવે છે. કોઇવાર રસોળી (યોનિ અર્બુદ) થઇ આવે છે અને તે પાકીને તેની અંદર પરૂ થઇ આવે છે. આવી રસોળી શસ્ત્રવૈદ્ય (સર્જન) પાસે ફોડાવી અગર કપાવીને અંદરથી પરૂ કાઢી નાંખવું.

## ભગમુખાર્શ.

કોઇવાર વરાંગ (યોનિ)ના મોઢા ઉપર કે એક અગર બન્ને ઓઠ ઉપર મસા થઇ આવે છે તેને કાપી કાઢવા અગર બાળી નાંખવા એજ સારો ઉપાય છે.

## ભગોષ્ટવૃદ્ધિ.

કોઇ વાર એક અથવા બન્ને ઓઠ વધે છે અને તે વધીને ઇંડાથી પપૈયા જેવડા થઇ જાય છે. અહીં શસ્ત્રવૈદ્યનીજ સલાહ લઇને કપાવી નાખવા સિવાય બીજો ઉપાય નથી.

ઉપર જણાવેલાં બધાં દરદોને ભગોષ્ઠશોથ સાથે થોડો ઘણો સંબંધ હોવાથી તેમજ તે બધા ઓઠનેજ લગતા સાધારણ રોગો હોવાથી બધાનો એક સાથે ખુલાસો થવાના હેતુથીજ વચ્ચે લખી નાંખ્યા છે.

**ભગોષ્ટશોથનાં ચિન્હ અને ઉપાય:**—ઓષ્ટ સુજી આવવાથી ત્યાં ભાર જેવું લાગે છે. દરદી બેચેન રહે છે. સ્પર્શ પરિક્ષાથી સુજેલા ભાગ વચ્ચે આંગળી સખત પકડાઇ રહેતી હોય એવો અનુભવ આવે છે. નાનાં બચ્ચાં કરતાં મોટી ઉંમરની સ્ત્રીઓને આ દરદ લાગુ પડે ત્યારે બીજા કોઇ સખત દરદના ચિન્હ રૂપે એને સમજી લેવું તથા તે પરિણામે વધારે ભય સુચવે છે, એમ જાણવું. શરદી જેમ બચ્ચાંને લાગે છે તેમ મોટી ઉમ્મરની સ્ત્રીઓને લાગતી નથી, અને સાધારણ રીતે ઓષ્ટનો સોજો શરદીથી વધારે થતો હોવાથી તથા મોટી ઉમ્મરની સ્ત્રીઓને શરદી લાગવાનું ખાસ કારણ ન જણાય ત્યારે બીજા ભયંકર રોગના ઉપદ્રવ રૂપેજ ઓષ્ટનો સોજો થયો છે, એવું અનુ-

માન થાય છે. ઘણેભાગે તે સોજો અંદરના ઓઠ ઉપર ક્ષત કે ચાંદુ હોવાને લીધેજ કે ખરજ કરવાથી થઇ આવે છે. પ્રમેહથી પણ થાય છે. સોજાવાળા ભાગમાં દાહ થયા કરે છે. પેશાબ કરતાં મહેનત પડે છે. સ્ત્રીને પેશાબ કરીને ઉઠયા છતાં ઉનવા નહિ પણ ઉનવાને લગતું વેદનાવાળું પેશાબમાં દરદ થયા કરે છે. જો સોજા સાથે પાક પણ થતો હોય તો સ્ત્રીને સખત તાવ આવે છે. ઝેરી તાવમાં તે ભાગમાં સખત બળતરા થયા કરે છે અને તેવે વખતે આસપાસના બીજા ભાગોમાં પણ દાહ થાય છે. ચરબીની કે બીજી ગાંઠોથી થયેલા વધારામાં દુઃખાવો કે દાહ બહુ હોતાં નથી, પણ ફક્ત બોજો અને બેચેની લાગે છે.

**ઉપાયઃ**—કારણને અનુસરીને ઉપાય કરવા. શરદી લાગી હોય તો બચ્ચાંને કે મોટી ઉમ્મરની ઓરતને વધુ શરદી લાગવા દેવી નહિ. ઠંડા પાણીએ નહાવાની મના કરવી, તેમાં પણ ચોમાસાના પાલર પાણીમાં નહાવાની ખાસ મના કરવી જોઇએ. આ દરદ ચોમાસામાં વધારે દેખાય છે. સોજાવાળા ભાગને શરદી ન લાગે માટે ફલેનલની લંગોટી રાખવી. દસ્ત સાફ આવવા માટે તેમજ ખરજ ઓછી થવા માટે આગળ કંઠુમાં જણાવેલા ઉપાય કરવા.

(૧) સુગરલેડ ડ્રામ ૧ અને ચોખ્ખું પાણી ઔંસ ૮ મેળવી તેનાં પોતાં મુકવાં એથી દાહ, ખરજ અને સોજો નરમ પડે છે.

ઝેરી તાવમાં તાવનાજ ઉપાય કરવા. તે સાથે ઉપરનાં પોતાં મુકી દરદને નરમ રાખવું. જુનો નિકાલ કરવો. ધંતુરાના રસમાં પારો વાટી ઘુંટી લગાડવાથી જુઓ મરી જાય છે. ચામડીનાં દરદો સારાં થાય છે. નાનાં બચ્ચાંના પેટમાં કૃમિ હોય તો તે મરી જવા અને કાઢવા માટે યોગ્ય ઉપાય કરવા.

(૨) વાવડીંગનું ચૂર્ણ તો. ૦ા, જેઠીમધનું ચૂર્ણ તો. ૦ા અને ત્રીફલા તો. ૧ાા મેળવી તેમાંથી વાલ ૧ થી ૪ ઉમ્મરના પ્રમાણમાં મધ તથા ઘીમાં ચટાડવું તથા આગળ જણાવેલી લગાડવાની દવાઓમાંનો નં. ૫ વાળો દશાંગ લેપ ચોપડવો અગર એકલાં આંબળાં પાણીમાં વાટી ચોપડવાથી સોજો નરમ પડે છે.

## ભગપ્રદાહ (વલ્વાઇટીસ)

આ દરદમાં વરાંગના બધા ખાસ ભાગ ઉપર દાહ થઇ આવે છે. આ દાહ અતિ મૈથુન, ઉપદંશ અને ગંદકી વિગેરે કારણોથી થઇ આવે છે. તેને લીધે થોડો ઘણો સોજો આવે છે તથા પ્રદાહવાળો ભાગ લાલ થઇ જાય છે. તે પછી પીડા શરૂ થાય છે. પેશાબ કરતાં બળતરા થાય છે. જાંગમાં દુઃખાવો થાય છે અને વરાંગ (યોનિ) માંથી સફેદ દુધ જેવો સ્રાવ (પ્રદર) થાય છે. આ દરદ હોય તે દરમીઆન સંબંધ થઇ શકે નહિ.

ટીનના પતરાંનું બનાવેલું વાસણ ટબ નામથી આવે છે. તેમાં કમ્મરબુડ પાણી ભરી તેની અંદર બેસવું. દરરોજ પાથી અડધો કલાક બેસવું. થોડા દિવસ આ રીતે બેસવાથી આરામ થશે. બને તો પાણીમાં થોડો સોડા અથવા અફીણનાં ડોડવાં (પોસ્તાં) નાંખ્યાં હોય તો વધારે સારૂં. ટબને બદલે પહોળું તપેલું ચાલે.

શુગરલેડ અથવા ફટકડીના પાણીથી પ્રક્ષાલન (વેજાઇનલ ઇરીગેશન) કરવું. ગરમ પદાર્થ, મરચાં, મસાલા ખાવાનું છેક બંધ કરવું. રાઇ અને દહીં પણ ખાવું નહિ. અને સામાન્ય રીતે કંઠુમાં બતાવેલી પરેજી પાળવી તથા તેમાં બતાવેલા સાદા જુલાબના ઉપાયો તેમજ મલમનો ઉપયોગ કરવો.

(૧) સલ્ફેટ ઑફ આયર્ન (હીરાકસી) ભા. ૧ અને ગ્લીસરાઇન ભાગ ૮, તે બન્ને દવાઓ મેળવીને તેમાં ઉંટના વાળની પીછીથી દિવસમાં બે ત્રણ વાર બ્રશ ફેરવવું.

(૨) સીલ્વર નાઇટ્રેટ (કાસ્ટીક) ગ્રેન ૧૦ અને ચોખ્ખું પાણી ઔંસ ૧ મેળવીને તેમાં પીંછી બોળી દિવસમાં એકજ વાર ચોપડવાથી પણ દાહ અને સોજો નરમ પડે છે.

## ભગચર્મ રોગ.

વરાંગ ઉપર જુદાં જુદાં ખસ, ખરજવાં, ખીલ, દરાજ, કચ્છુ, ફોલ્લીઓ અને બીજા પણ ચર્મરોગો ઘણી વાર થાય છે. તે બધાંના દરદને અનુસરતા ઉપાય કરવા. સાધારણ રીતે પારાનો મલમ, આંબળાં,

કજ્જલી, બાબચીનાં બીઆં વિગેરે ચોપડવાથી મટી જાય છે. ગુહ્ય ભાગમાં થયેલો ચર્મરોગનો ઉપાય કરતાં એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે કોઇ પણ અસાધારણ જલદ ઉપાયનો આશ્રય લેવાઇ ન જાય.

## ભગનું દુષ્ટ ક્ષત ( કેન્સર ).

વરાંગ (યોનિ) ઉપર ઘણી વાર દુષ્ટ ક્ષત થાય છે. એમાં શસ્ત્ર-વૈદ્યનો આશ્રય લઇ તેને બાળી કે કાપી નાંખવું જોઇએ.

## મદનાંકુર ( ક્લીટૉરીસ ) વૃદ્ધિ.

કોઇ વાર મદનાંકુર ( યોનિલિંગ ) વધી આવે છે અથવા તેમાં ગાંઠ પેદા થાય છે. આમાં શસ્ત્રવૈદ્ય ( સર્જન )નો આશ્રય લઇ કાપી કાઢવા સિવાય બીજો ઉપાય નથી.

## ગુદાસ્થિ શૂળ ( કોક્સિગોડાઇનીઆ ).

ત્રિકશુલ ( કેડો દુઃખવી )-ગુદાસ્થિ બરડાનું છેલ્લું હાડકું મળ-દ્વારની પાછળ આવેલું છે. તેમાં ઘણી વાર ચસકો થઇ આવે છે. ધક્કો લાગવાથી, માર વાગવાથી, પડી જવાથી, અતિ મૈથુનથી અને બીજાં કારણોથી તે હાડકાને ઇજા પહોંચે છે, ત્યારે ચસકો પેદા થાય છે.

**લક્ષણો:**—બેસતાં, ઉઠતાં, ચાલતાં, અને ઝાડે જતાં તેમાં પીડા થાય છે. ઘણું કરીને એકજ બાજુએ બેસી શકાય છે, અને બેઠા પછી આસ્તે આસ્તેજ ઉભું થઇ શકાય છે. ગુદાસ્થિ દાબવાથી દુઃખે છે. આની સાથે ઘણું કરીને જે ભાગમાં શૂળ હોય છે તે બાજુની જાંઘમાં લચક જેવું લાગે છે. સંપ્રયોગ ( મૈથુન ) વખતે દુખે છે.

## ત્રિકશુળ-કેડો દુખવી.

સ્ત્રીઓમાં ઘણું સામાન્ય અને વ્યાપક આ દરદ છે. કોઇ પણ સ્ત્રી અને તેમાં પણ આ યુગમાં ૧૫ વર્ષની અંદર બાળકને જન્મ આપેલી સ્ત્રી એ દરદથી અવિજ્ઞાત નથી. સ્ત્રીઓને લગતાં બધાં દરદની સાથે ઉપદ્રવરૂપે આ દરદ હોય છેજ. સ્ત્રીઓને કેડોનો દુખાવો એ બહુ દારૂણ દુઃખદાયક ચિન્હ છે. અને તે ઘણાં જુદી જુદી જાતનાં કારણોથી થાય છે. રજોદર્શનનું એ એક સ્વાભાવિક લક્ષણ છે. સ્ત્રીને પ્રથમ રજોદર્શન આવવાનું હોય ત્યારે તેમજ દર વખતે

રજોદર્શન થવા પહેલાં કમરમાં દુખ્યા કરે છે, તેમજ રજોદર્શન દરમીઆન પણ અને તે પછી પણ થોડો વખત તે દુઃખાવો ચાલુ રહે છે. અને આ પ્રમાણે તે તંદુરસ્ત હાલતમાં પણ યુવતિને હેરાન કરે છે તો પછી તે રજોદર્શન સંબંધી કાંઇક વિકૃતિમાં સખતરૂપે પ્રતિત થાય એમાં શું નવાઇ ?

ઘણું કરીને પીડિતાર્તવમાં અને અત્યાર્તવમાં કમરમાં બહુજ દુઃખાવો રહે છે. કેટલીક વાર પીડિતાર્તવમાં એટલો બધો તો કમ્મ-રમાં દુઃખાવો હોય છે કે સ્ત્રીનાથી બીલકુલ બેસી શકાતું નથી અને તે બેવડ પડી રહે છે. રજોદર્શન સિવાય કમળમુખ ( સર્વિક્સ ) ના ક્ષતથી તેમજ ગર્ભાશય કે ફલકોશ ( ઑવરી ) નું સ્થલાંતર થવાથી પણ કમ્મર દુખ્યા કરે છે. બાદ ઉપર જણાવેલાં મર્મસ્થાનોના વરમથી તથા કસુવાવડ કે સુવાવડની કોઇ પણ વિકૃતિ રહી જવાથી પણ કમ્મર દુઃખે છે. કોઇ પણ પ્રકારના પ્રદરની સાથે કમ્મરનો દુખાવો, બરડાની ફાટ અને પગની કળતરની ફરિયાદ હોય છેજ. વળી મૂત્રમાર્ગ, મૂત્રાશય, ગર્ભાશય કે તેનાં કોઇ પણ ઉપાંગનાં દરદ સાથે કમ્મરનો દુઃખાવો હમેશાં રહે છે.

ગર્ભાશયના વ્યાધિમાં તેમાં પણ ખાસ કરીને સ્થળાંતરને લીધે દસ્તની કબજીઆત થાય છે અને તે કમરના દુઃખાવામાં વધારો કરે છે. સંધીવા, શૂળ, અને સફરાનાં દરદો કમરના દુઃખાવાના કારણરૂપ ગણાય છે. ગમે તે કારણથી શરીરમાં નબળાઇ આવવાથી કમરમાં દુઃખાવો થાય છે. સુખી અને મેદસ્વી ( જાડી ) સ્ત્રીઓને કમરનો દુઃખાવો વધારે થાય છે. ખટાશ ખાવાના શોખવાળી અને તેમાં પણ અટકાવના દિવસો કે સુવાવડના દિવસો દરમીઆન ખટાશ, છાશ, અને મેથીઆં ખાનારી સ્ત્રીઓ જન્મ પર્યંત કમરના દુઃખાવાથી પીડાતી રહે છે, અને ઘણી સ્ત્રીઓ તો ઉઠવા બેસવાને પણ અસમર્થ થઇ જાય છે.

**ઉપાયઃ**—૧. ઉપલાં બન્ને દરદના એકજ જાતના ઉપાયો છે. પ્રથમ તો જે કારણ જણાય, તે કારણ દુર કરવું, એ પહેલો અને સહેલો ઉપાય છે. ખટાશ ખાવાનું છેક બંધ કરવું. સંભોગસુખથી તદ્દન દુર

રહેવું. ઉત્પત્તિ અવયવોના જે વ્યાધીઓ જણાય તે દુર કરવાને યોગ્ય ઉપાય કરવા. દસ્ત સાફ આવે એવા ઉપચાર કરવા. સારો પોષણકારક વાતહર ખોરાક આપવો. સાધારણ શાંત પરિશ્રમ કરવો. સુવામાં પાટીવાળો ખાટલો અને તે પર સુંવાળું બીછાનું હમેશાં ઉપયોગમાં લેવું. દિવસે વહાણના ખાટલામાં સુઇ નીચે બકરાંની લીંડીના અંગારા પાથરી સહન થાય ત્યાં સુધી શેક લેવો. અંગારાનો તાપ વધારે લાગે તો ખાટલામાં એરંડાનાં પાન પાથરીને સુવું.

૨. દસ્ત લાવવા માટે દીવેલ અથવા ગ્લીસરાઇનથી અનુવાસન બસ્તિ ( સીરીંજ ) નો ઉપયોગ કરવો. સીરીંજ એટલે કાચની નાની મોટી પીચકારીઓ તૈયાર આવે છે તે.

૩. અથવા ગ્લીસરાઇનની માછલીના આકારની સોગડીઓ તૈયાર આવે છે, તે પાયુ ( ગુદ ) દ્વારમાં પહેરવા આપવી.

૪. જો પી શકાય તો હમેશાં શુંઠના અગર ચોપચીનીના ચાહની સાથે સવા રૂપિયાભાર વિલાયતી અગર દેશી એરંડીયું તેલ દરદીને પીવા આપવું. રૂપીઆ સવા રૂપીઆભાર એરંડીયું લેતાં દસ્ત થઇ જશે એવી જાતની બીતી રાખવાનું કાંઇજ કારણ નથી.

ખાવાની દવાઓમાં નીચેના પ્રયોગો અજમાવવાથી લાભ થવાનો ઘણો સંભવ છે:—

૫. ષડ્ધરણયોગ[૧] તો૦ ૧ અને સોડા બાઇ કાર્બ તો૦ ૧ બન્ને દવા મેળવી તેમાંથી તો૦ ૦। ફાકીને ઉપર દીવેલ તો૦ ૧ નાખીને ઉની ઉની ચાહ પીવી. આ પ્રયોગ સાત દિવસથી ઓછો કરવો નહિ.

૬. યોગરાજગુગળ ભુકાના રૂપમાં તૈયાર કરાવી મધ તથા ઘી, સાથે કે મધ તથા દીવેલ સાથે ચાટીને ઉપર દુધ પીવું અથવા ઘણા લાંબા દિવસો સુધી યોગરાજની ગોળીઓનું સેવન કરવું.

૭. ગળોનું ચૂર્ણ તો૦ ૧૦૦, ગોળ તો૦ ૧૬, ઘી તો૦ ૧૬, અને મધ તો૦ ૧૬ મેળવીને તે ચૂર્ણના કે ગોળીના રૂપમાં લઇ ઉપરથી

---

૧ ચિત્રો, ઇંદ્રજવ, કાળીપાટ, કડુ, અતિવિષની કળી, હરડે, ઉપરની છ ચીજોને સરખે વજને ખાંડીને ચૂર્ણ તૈયાર કરવું. દેશી ફાર્મસીઓમાં મળે છે.

દુધ પીવું, એથી જીર્ણજ્વર, નબળાઇ, પ્રદર, કમરનો દુઃખાવો અને શરીરનું સુકાવું બધું મટી જાય છે.

૮. સતાવરી તો૦ ૦ાા, દુધ શેર ૦ાા, પાણી શેર ૦ા. ત્રણેને પાણી બળતાં સુધી ઉકાળી અંદર સાકર નાખીને પીવાથી પણ લાભ થાય છે.

૯. ચોપચીની તો૦ ૧, અને તજનું ચૂર્ણ તો૦ ૧ મેળવી તેમાંથી દરરોજ તો૦ ૦ા ઘી તથા સાકર સાથે ચાટી ઉપરથી દુધ કે ચાહ પીવાથી દરદ નરમ પડે છે અને વખતે મટી પણ જાય છે.

૧૦. વર્ધમાનપીપ્પલી–રોજ વધતી પીપર દુધમાં ઉકાળી પીવી. ૧૨ વધીને ૧૨ ઘટવી, અથવા ઠીક પડે ત્યાં સુધી એ પ્રયોગ કરવો.

૧૧. શુદ્ધ સુકી લસણની કળીઓ તો૦ ૧૬. દુધ શેર ૧ાા થી ૨, પાણી શેર ૧૨ થી ૧૬. સર્વેને ચુલે ચઢાવી ઉકાળતાં ઉકાળતાં બધું બાળી નાખી દુધનો માવો તૈયાર કરવો. અને થોડું ઘી નાખી તે માવાની કીટી તૈયાર કરી તેનાથી બમણી સાકરની ચાસણી નાખી પાક તૈયાર કરવો. આ કમરના દુખાવા માટે ઘણી સારી દવા છે.

૧૨. પીડિતાર્તવ કે અત્યાર્તવથી કમરમાં દરદ હોય તો ચંદ્રપ્રભા નામની દેશી બનાવટ ઘણા દિવસ લેવાથી તે વિકૃતિ દૂર થઇ જાય છે, અને તે સાથે કમરનું દરદ પણ મટી જશે. ડાકટરો પીડા શામક દવા તરીકે અફીણ આપવાની ભલામણ કરે છે, તથા અફીણનું સત્વ ચામડી વાટે (ઇંજેકસન) દાખલ કરવાનું કહે છે, તે વિદ્વાન ડાકટરોની સલાહ પ્રમાણે કરવું. બેલાડોના ચોપડવાની ભલામણ કરે છે. નીચેની દવા તે માટે ઠીક જણાય છે.

૧૩. લીનીમેન્ટ બેલાડોના ડ્રામ ૧, લીનીમેન્ટ કેમ્ફર કો ડ્રામ ૧, લીનીમેન્ટ ઓપીઅમ ડ્રામ ૧, ટરપીટન ઓઇલ ડ્રા૦ ૬, મેળવીને કમર ઉપર માલેસ કરવાથી દરદ નરમ પડે છે. કમરબુડ ગરમ પાણીમાં બેસવાથી, પાટો બાંધવાથી, કે ફ્લાટીનના શેકથી દરદ નરમ પડે છે. પરંતુ કોઇ ઉપાયથી આરામ ન થાય તો છેવટ શસ્ત્રવૈદ્ય (સર્જન) નો આશ્રય લઇ તે હાડકું કાપી કાઢવાની પાશ્ચાત્ય વૈદું ભલામણ કરે છે.

# મૂત્રમાર્ગને લગતાં દરદો.

## અર્શ–મસા.

મૂત્રમાર્ગમાં સ્ત્રીઓને ઘણીવાર મસા થઇ આવે છે. આ મસા નાના મોટા કદના રાઇથી બોર જેવડા થાય છે.

**લક્ષણો:**—મસાનાં ઘણાંખરાં લક્ષણો પથરીને મળતાં હોય છે. વારંવાર પેશાબ કરવો પડે છે. પેશાબ કરતાં બળતરા થાય છે. કોઇવાર પેશાબ કરતાં લોહી આવે છે, વખતે પેશાબમાંથી ધાત જેવો ધોળો પદાર્થ નીકળે છે.

**ઉપાય:**—શસ્ત્રવૈદ્યની સલાહથી શસ્ત્રાગ્નીકર્મ (કાપવું અને બાળવું) કરાવવું. કેવળ શસ્ત્રકર્મ કરવાથી તે દરદ ફરીને થાય છે. માટે અગ્નિ કર્મ જરૂરનું છે.

**મૂત્રનલી પ્રદાહ:**—મૂત્રમાર્ગમાં જ્યારે દાહ થઇ આવે છે ત્યારે ઉનવા જેવાં લક્ષણો સાધારણ રીતે જોવામાં આવે છે. વખતોવખત પેશાબ કરવા જવું પડે છે. પેશાબમાં પરૂ અને લોહી આવે છે. નજરે જોવાથી મૂત્રમાર્ગ સુઝેલો અને લાલ દેખાય છે. વખતે આ દાહ તિક્ષ્ણ હોય છે, અને વખતે જુનો હોય છે. પ્રમેહ (ગોનોરીઆ)ના સંસર્ગ સિવાય જવલેજ આ દરદ થાય છે.

**ઉપાય:**—૧. ગરમ પાણીમાં કટીસ્નાન કરવું. ગરમ ચીજ ખાવી નહિ, દારૂ પીવો નહિ, ખાવાની દવાઓમાં ગોખરૂનો ઉકાળો મધ નાખીને પીવો અથવા લીલાં ગોખરૂનો લુઆબ મધ કે સાકર નાખીને પીવો.

૨. **રસાયનચૂર્ણ:**—ગળો તો૦ ૧, ગોખરૂ તો૦ ૧ અને આંબળાં તો૦ ૧; એ ત્રણેને ઉકાળી ચાહ કરીને તેમાં સાકર નાખીને પીવું.

૩. ચંદન ઘસીને અંદર સાકર નાખીને પીવું.

૪. ડાક્ટરો બાલસમકોપેબા ૧૦ થી ૨૦ ટીપાં દિવસમાં બે વાર પીવાની ભલામણ કરે છે.

૫. દાહ રૂઝાતાં મૂત્રમાર્ગ સંકોચાઇ જાય નહિ માટે હમેશાં

શલાકા પ્રવેશ કરી મૂત્રમાર્ગ પહોળો રાખવાની જરૂર છે. કોઇ જાતની અડચણ ન પડે એવી લાબની અને રબરની ચડતા ઉતરતા નંબરની શળીઓ તૈયાર આવે છે, તે વાપરવી.

**અશ્મરી:**—સ્ત્રીઓને કોઇકજ વાર પથરી થઇ આવે છે. જો કે પુરૂષો કરતાં સ્ત્રીઓને જવલેજ પથરી થાય છે. છતાં તેનાં ચિન્હો પુરૂષોને થતી પથરીના જેવાંજ હોય છે.

**ઉપાયઃ**—૧. અનુભવી, ઠરેલ હાથવાળા, શસ્ત્રવૈદ્ય પાસે પથરી કઢાવી નાંખવી.

## પેશાબમાં બળતરા ( ઉનવા ).

પેશાબમાં બળતરા થવી એ ઘણુંજ વ્યાપક અને વિદિત દરદ છે. જુદાં જુદાં ઘણી જાતનાં કારણોને લઇને પેશાબમાં બળતરા થાય છે. ગર્ભાશયના તેમજ **વરાંગપથ** ( યોનીમાર્ગ )ના જુદા જુદા રોગોમાં પેશાબ કરતી વખતે બળતરા થવી એ એક મોટું ચિન્હ છે, અને જ્યારે પેશાબમાં બળતરા થાય છે ત્યારે પેશાબ કરવા ઘણી વાર જવું પડે છે. વરાંગપથના તીક્ષ્ણ કે દીર્ઘ વરમમાં તેમજ ત્યાંનાં કોઇ ક્ષત કે ચાંદાને લીધે પેશાબમાં બળતરા બળે છે. વળી કમળમુખ ઉપરના ક્ષતને લીધે, તેમજ કમળમુખમાંથી, ગર્ભાશયમાંથી કે વરાંગપથમાંથી કોઇ જાતનો સ્ત્રાવ ( પ્રદર ) થતો હોય તો તેને લઇને પણ પેશાબમાં બળતરા થાય છે. પ્રમેહના વિકારોથી, સુવાવડ પછીની વિકૃતિમાં તથા ઉપર જણાવેલ મૂત્રનળીના પ્રદાહમાં પેશાબમાં દાહ થાય છે. ગર્ભાશયનું સ્થળાંતર થવાથી ઝાડાની કબજીઆત અને પેશાબની બળતરા થાય છે. પીડિતાર્ત્તવવાળી ઓરતને પેશાબમાં અગ્નિ લાગે છે. બીજકોષ ( ઓવરી )માં સોજો આવવાથી, આંતરઓષ્ટ ( લ્રેબીઆમાઇનોરા )ના ક્ષતથી, ( ભગ ) યોનિ ઉપર ઉપદંશ, પ્રમેહ કે બીજાં કોઇ પણ કારણથી ક્ષત પડયાં હોય છે ત્યારે મૂત્રનો તે ભાગપર સ્પર્શ થવાથી તે ભાગ બળે છે. આ રીતે ઘણાં કારણોથી પેશાબ બળે છે. એ જાતે સ્વતંત્ર રોગ નથી, પણ બીજા રોગનાં લક્ષણ કે ઉપદ્રવરૂપ છે.

**ઉપાયઃ**—૧. કારણાનુરૂપ કરવો, કારણને દુર કરવાથી દરદ

દુર થઇ જાય છે, છતાં ઉપદ્રવ બળવાન હોય તો તેની પણ સાથે શાંતિ કરવી જરૂરની છે. બને ત્યાં સુધી મૂત્રલ, શીતલ અને શામક દવાઓ આપવી.

૨. તકમરીઆં કે ઓથમીજીરૂ પલાળીને પાવું.

૩. આબળાનું શરબત કે ત્રીફલાનો ઉકાળો મધ નાંખીને આપવો.

૪. ગળોનો રસ તો૦ રાા થી ૪, મધ તો૦ ાા નાંખીને પાવો.

૫. ચંદ્રપ્રભા ગુટીકા એ સારામાં સારો ઉપાય છે. દરરોજ ગોળી ૨ થી ૬ સુધી દિવસમાં ત્રણ વાર લેવી. તેની ૭ ગ્રેનની ગોળીઓ ફાર્મસીઓમાં તૈયાર મળે છે. ગુપ્ત ભાગ ધોઇને સાફ રાખવો.

૬. ઠંડા પાણીનાં પોતાં મુકવાં અને મરી મસાલાનો ત્યાગ કરવો. એટલાથી ઘણું કરીને દરદની શાંતિ થશે.

## વરાંગપથ ( યોનિ માર્ગના ) રોગો.

વરાંગ માર્ગાવરોધ (યોનિ માર્ગાવરોધ) (એટરેસીઆ વેજાઇની)—ભગદ્વારથી ગર્ભાશયપર્યંત સંપ્રયોગ માટે ઉપયોગી પોલાણને વરાંગપથ (યોનિમાર્ગ) કહે છે. તે માર્ગમાં કોઇ પણ જગ્યોએ કોઇ પણ પ્રકારની અડચણ હોય તેને ઉપરનું નામ આપવામાં આવે છે. એ જાતનો માર્ગાવરોધ અથવા અટકાયત ત્રણ જગ્યોએ થઇ શકે છે. પહેલો—સતીચ્છદ જોઇએ એના કરતાં દૃઢ હોવાને લીધે થાય છે. તેને ગુજરાતી ભાષામાં સતિચ્છદાવરોધ ( દૃઢ યોનિપટલ ) એટ્રેસીઆ હાઇમેનેલીસ કહે છે. બીજો—ક્ષતથી કે શુષ્કતાથી અથવા ગમે તે કારણથી વરાંગપથના સ્નાયુઓ સંકોચ પામી જાય છે, તેથી થાય છે. તેને વરાંગાવરોધ ( યોનિમાર્ગનો સંકોચ ) ( એટ્રેસીઆ વેજાઇનેલિસ ) કહે છે. ત્રીજો અવરોધ—ગર્ભાશયના મુખ આગળ કોઇ પણ જાતની અડચણ હોવાથી થાય છે, તેને ગર્ભાશય મુખાવરોધ ( કમળમુખનો સંકોચ ) વિગેરે નામ આપવામાં આવે છે. કમળમુખના સંકોચનું વર્ણન ગર્ભાશયના દરદોના વર્ણન વખતે થશે. બીજા બે રોગોનું ટુંકું વિવેચન અહિંઆ થશે.

**સતિચ્છદાવરોધ–દૃઢયોનિપટલઃ—(એટ્રેસીઆ હાઇમેનેલીસ).**

બાળક અવસ્થામાં ભગદ્વાર ઉપર એક શ્લેષ્મત્વચામય પાતળો પડદો હોય છે, જેને સતિચ્છદ (યોનિપટલ) અથવા અંગ્રેજીમાં હાઇમેન કહે છે. એ વાત આપણે આગળ જાણી ગયા છીએ. આ પડદો નીચેની બાજુએ અર્ધ ચંદ્રાકાર પાતળો હોય છે અને પ્રથમ સમાગમ વખતે ઋતુસ્રાવ વખતે ઘણું કરીને તુટી જાય છે, પણ કેટલીક વાર આ પડ એટલું બધું ચવડું હોય છે કે સમાગમ પછી પણ તુટતું નથી. તેમજ કેટલીક વાર સમાગમમાં અડચણ કરે છે; તથા ઋતુસ્રાવમાં પણ વિઘ્નરૂપ થાય છે.

**ઉપાયઃ**—૧. જો તે સાધારણ મજબુત હોય તો તેને તર્જની એટલે અંગુઠા પાસેની આંગળીથી ફાડી નાખવું અગર જરૂર પડે તો શસ્ત્રનો ઉપયોગ કરી તોડી નાંખવું. ફરી સંધાય નહિ એટલા માટે લીંટનું કપડું તેલમાં ભીંજવીને તોડેલી જગ્યાના સાંધા પાસે મુકી આપવું.

૨. કોઇ વાર આ પડ અર્ધચંદ્રાકાર નહિ પણ સંપૂર્ણ ગોળ હોય છે, અને આખા ભગદ્વાર ઉપર આવેલું હોય છે. જો નાનપણ-માં આ વાતની ખબર પડે તો ત્યારથીજ તેને આંગળી કે શસ્ત્રથી તોડી નાખી રૂઝવવામાં કાંઇ જોખમ નથી. પરંતુ ઘણી વાર આખી બાલ્યાવસ્થા પુરી થતાં સુધી અવરોધની કશીજ ખબર પડતી નથી, પરંતુ જ્યારે યૌવન શરૂ થાય છે ત્યારે અથવા સંબંધમાં કોઇ પણ જાતની અડચણ પડે છે ત્યારેજ ખબર પડે છે. ઘણું કરીને જે ભાગનો અવરોધ હોય તેની ઉપરના ભાગમાં આર્તવ (લોહી) નો જમાવ થાય છે, અને તેથી ત્યાં ગાંઠ જેવું જણાય છે. આ પ્રમાણે જો સતિચ્છદના અવરોધને લીધે અટકાયત થતી હોય તો ભગ (યોનિ) માર્ગના અંદરના ભાગમાં લોહીનો જમાવ થાય છે, અને જો વરાંગપથ (યોનિમાર્ગ)નો સંકોચ હોય તો ગર્ભાશયના ભાગમાં લો-હીનો જમાવ થાય છે. તેથી ઋતુના દિવસોમાં સ્ત્રીને પીડા જણાય છે અને દર માસ ઋતુ આવવા વખતેજ પાછી શરૂ થાય છે. આ-ર્તવનો સ્રાવ ન થવાથી રક્તના જમાવને લીધે જ્યાં લોહીનો જમાવ થયો હોય ત્યાં થોડો સોજો દેખાય છે. વચ્ચેના દિવસોમાં રક્તસ્રાવ

શોષાઇ જવાથી ગાંઠ કાંઇક નાની લાગે છે, પણ ઋતુ વખતે પાછી વધે છે. કોઇ વાર મૂત્રાશય અને મળાશય ઉપર એ રક્તના જમાવની ગાંઠનું દબાણ થવાથી ઝાડો પેશાબ કબજ થઇ જાય છે. તેમ કોઈ વાર અતિ મૂત્ર કે ઝાડો થઇ આવે છે. કોઇ વાર આ રક્તનો ભરાવો થવાથી ગર્ભાશય પણ ફુલી જાય છે.

ઉપર પ્રમાણે, વધારે આગળ સ્થિતિએ પહોંચેલું સતિચ્છદ પટલ તોડી નાંખવું, એ જેમ આગળ બતાવ્યા મુજબ સહેલું છે, તેમજ ઘણું જોખમભરેલું પણ છે. કારણ કે તે તોડયા પછી કેટલીક સ્ત્રીઓને ગર્ભાશયનો અગર શ્લેષ્મત્વચાનો દાહ થઇ આવે છે. અને આંચકી જેવા ભયંકર રોગ થઇ છેવટ મરણ નીપજે છે. માટે આવી સ્થિતિમાં સારા અનુભવી (શસ્ત્રવૈદ્ય) ડાક્ટરની સલાહ લેવી, એજ વધારે જરૂરનું છે.

## વરાંગપથ-યોનિમાર્ગાવરોધ (એટ્રેસીઆ વેજાઇનેલિસ્).

સતિચ્છદ દ્રઢ હોવાને લીધે જેમ અવરોધ થાય છે, તથા આગળ જેમ ગર્ભાશયના મુખનો સંકોચ કહેવાશે, તેવીજ રીતે વરાંગપથમાં સંકોચ કરતાં વધારે જોવામાં આવે છે. ઘણું કરીને સંકોચ વરાંગપથના ⅓ ભાગમાં હોય છે. કોઇ વાર બે ત્રણ સ્થળે જુદો જુદો સંકોચ હોય છે, સંકોચ કોઇ વાર કુદરતથીજ હોય છે અને ઘણી વાર પાછળથી પણ કેટલાક કારણોથી માર્ગનો સંકોચ થઇ આવે છે. વરાંગપથમાં કોઇ પણ જાતનો આઘાત થવાથી અથવા યોનિમાર્ગમાં પ્રમેહનાં ચાંદાં પડયાં હોય કે ઉપદંશનાં ક્ષત પડયાં હોય અને તે પાછળથી રૂઝાતાં તે સ્નાયુ (મસલ્સ)માં સંકોચ રહી જાય છે, અથવા બાળક અવસ્થામાં કે મોટી ઉંમરે ઝેરી તાવ સન્નિપાત વિગેરે થવાથી યોનિમાર્ગમાં ચાંદાં પડી આવે છે અથવા યોનિમાર્ગની શ્લેષ્મત્વચા (મ્યુકસ) સડી જાય છે, અને જ્યારે સડેલો ભાગ રૂઝાય છે ત્યારે હમેશનો સંકોચ રહી જાય છે. પ્રસંગ પછી ઘણી વાર યોનિમાર્ગમાં પાકીને ક્ષત પડી જાય છે, અને તે રૂઝાતાં પણ સંકોચ રહી જાય છે. ટાઇફોઇડ તાવ, લાલ તાવ, ઓરી, શીતળા વિગેરે પિત્ત પ્રધાન

તાવમાં હમેશાં મ્યુકસવાળાં કોમળ મર્મસ્થાનો પાકી જાય છે. વખતે કોઇ પણ કારણ સિવાય પણ યોનિમાર્ગની શ્લેષ્મત્વચા ( મ્યુકસ )માં દાહ થઇ આવીને રૂઝાતાં સંકોચ રહી જાય છે.

**ઉપાયઃ—૧.** સંકોચથી ઉપજેલ અવરોધમાં જો સ્નાયુ માત્ર રૂક્ષ થઇ ગયા હોય, પરંતુ બન્ને દિવાલો સામસામી ચોંટી ન ગઇ હોય તો તે માર્ગને હમેશાં આટાની પોટીસથી અથવા ઉનો ઉનો ઘીવાળો ભાત, ઉષ્ણ માંસ પીંડ અથવા કઠણ ખોળના પીંડાથી સારી રીતે બાફ દેવો.

૨. પછી ઉના તેલનું પોતું અંદર રાખવું અથવા ઘી ચોપડીને યોનિ વિસ્તારક યંત્ર ( [1]સીમ્સ વેજાઇનલ ડાઇલેટર ) વરાંગપથમાં હમેશ પહેરવું અને તે નીકળી ન પડે માટે કાછો મારી રાખવો. બહુ હરવું ફરવું નહિ. શક્તિવર્ધક દવાઓ આપવી, પરંતુ વરાંગપથ ( યોનિમાર્ગ ) તદ્દન બંધજ થઇ ગયો હોય તો શસ્ત્રવૈદ્યની સલાહ લેવી.

**સ્પર્શાસહ વરાંગ[1]-( યોનિહર્ષ )**—( વેજાઇનીઝમ્સ ).

કેટલાંક કારણોને લઇને એવું બને છે કે ભગદ્વારનો માર્ગ સ્પર્શ કરતાંજ એકદમ તે સંકોચ પામી જાય છે અને તેથી સંપ્રયોગ ( સંભોગ ) અત્યંત દુઃખદાયક થઇ પડે છે. આવી જાતનો ત્રાસ જેને થાય છે તે દરદને સ્પર્શાસહત્વ કે યોનિહર્ષ ( વેજાઇનીઝમ્સ ) કહે છે. આ દરદ કેટલાંક દરદના ચિન્હરૂપ છે. આગળ જણાવેલ સતિચ્છનો દઢ અવરોધ તથા વરાંગપથનો ક્ષતજન્ય સંકોચ હોય

---

૧ પરિપ્લુતા યોનિવ્યાપત્

पित्तलायानृसंवास क्षवथूद्गार धारणात् ।
पित्तयुक्तेन मरुता योनिर्भवति दूषिता ॥
शूना स्पर्शासहा सार्त्ति र्निलपीतास्रवाहिनी ।
बस्तिकुक्षिगुरुत्वातिसारारोचककारिणी ॥
श्रोणिवंक्षणरुक्तोदज्वरकृत् सा परिप्लुता ।
( अष्टांगसंग्रह )

તો ઉપર પ્રમાણે સુરત પ્રસંગમાં બહુ દુઃખ થાય છે અને કેટલીકવાર તો અશક્યજ થઇ પડે છે. વળી વરાંગપથ જોઇએ એના કરતાં ઘણો ટુંકો હોય તથા ભગદ્વાર (યોનિમાર્ગ) ઘણુંજ સાંકડું[1] હોય તો તેથી પણ સંયોગ થઇ શકતો નથી, તેમજ વરાંગપથ ભગદ્વાર કે ગર્ભાશયના મુખ ઉપરનો કે ફલકોપ (ઓવરી) ઉપરનો કોઇ ભાગ આડો છે કે કેમ તે પણ આ દરદમાં જાણવું જરૂરનું છે, કારણ કે ગર્ભાશય, ફલકોષ, કે વરાંગપથના વરમમાં તે તે સ્થળે વેદના હોય છે અને સંયોગથી તે તે વધે છે. ગર્ભાશયનાં સ્થળાંતરમાં કે ગર્ભાશયમુખથી ગળા સુધીના ભાગમાં ક્ષત હોય તો તેમાં પણ દુઃખાવો હોય છે, અને તે પણ આ દરદના કારણ રૂપ ઘણી વાર થાય છે. ગમે તે કારણથી કમરનો દુઃખાવો હોય તો પણ વિઘ્ન રૂપ થાય છે. ઉચ્ચાંગરત એટલે સ્ત્રૈણ (સ્ત્રીના)અવયવ કરતાં પૌરૂષ અવયવ ઘણો મોટો હોય એવા વિષમ સંયોગમાં પણ આ જાતનો ત્રાસ પેદા થઇ જાય છે. જેમ કેટલીક વાર આંચકી જેવાં દરદોમાં સખત દાંત ખીલી બેસી જાય છે, તેવી રીતે આ દરદમાં ભગદ્વાર તેના માર્ગ સાથે એટલું બધું સખત બંધ થઇ જાય છે કે ઘણું જોર કરવા છતાં પણ ખુલતું નથી, અને દરદીને ઘણીજ પીડા કરે છે. આ એક જાતનું નબળાઇનું (નર્વસનેસ) વાતજન્ય દરદ છે. નબળાઇ, પ્રદર કે પ્રમેહમાં વરાંગમાં સંકોચ થવાથી અથવા રસોળી કે અર્શનાં દરદથી પણ ઉપરનું દરદ થાય છે. પરિપ્લુતા યોનિવ્યાપત્ (યોનિહર્ષ) બહુજ થોડી સ્ત્રીઓને લાગુ પડે છે. ઠંડા મુલકમાં ૧૮ થી ૪૦ વર્ષની સ્ત્રીઓને લાગુ પડે છે. તોપણ ઉંમર ઉપર ખાસ આધાર રાખી શકાતો નથી. ગમે તે ઉંમરની સ્ત્રીને એ દરદ લાગુ પડે છે. તરતની પરણેલી સ્ત્રીઓને થોડો વખત સુધી આ બીમારી લાગુ રહે છે અને ઘણીને વધારે મુદત સુધી પહોંચે છે. પરંતુ ધીરજ અને હિંમતથી સંસાર ધર્મોને આધીન થવાથી એ દરદ મટી જાય છે. ઘણી વાર કુંવારી

---

૧. સુચીમુખી યોનિવ્યાપત્—

वातलाहारसेविन्यां जनन्यां कुपितोऽनिलः ।
स्त्रीयो योनिमुखद्वारां कुर्यात् सूचीमुखीतिसा ॥

છોડીઓને પણ પેટના જીવડા અથવા એવાં બીજાં દરદોથી કે અપ-દ્રવ્ય પરિચય ( એટલે હસ્તમૈથુન) અથવા તે માટે વાપરેલી બહા-રની જડવસ્તુ–મીણબત્તિ વિગેરેના ઉપયોગથી આ દરદ લાગુ પડે છે.

આપણા દેશમાં નાટકો, શહેરીવસવાટ, કામ કરવાની ખોટી શરમ, એશઆરામ, વૃત્તિઓને ઉશ્કેરનારાં વાંચન, કુટેવ, હરવા ફરવાનાં સાધનો અને ખાનપાન (ચાહ, કોફી, તમાકુ, દારૂ, મસાલાવાળાં ખાણાં, ચેવડા વિગેરે અને બીજાં) દાખલ થયાં છે ત્યારથી આવાં દરદો અને કુટેવો પણ વધી છે. આજ દિવસ સુધી હીજડા પુરૂષો માટે નપુંસક વૈદ્યોની ઑફીસો તો ઘણી હતી, પરંતુ શરમ જેવી વાત છે કે હમણાં હમણાં સ્ત્રીઓને માટે પણ એવી ઓફીસો ખુલી છે. અમને તો લાગે છે કે એવી ઓફીસોનો આશ્રય લેવા કરતાં સારા વિદ્વાન ડાક્ટરની, નર્સ, દાયણ (મીડવાઇફ) કે સદ્‌વૈદ્યની સલાહ લેવામાં ઓછી શરમ છે; ખોટી શરમ છોડીને પોતાનું દરદ બતાવી તેની યોગ્ય સારવાર કરાવવામાં પણ દંભી જાહેરખબરીઆઓનો આશ્રય લેવા કરતાં શરમ છોડીને પણ ડાક્ટરને પોતાનું દરદ બતાવી તેની સારવાર કરાવવામાં ઓછી શરમ છે.

**દરદનો સ્વભાવઃ**—દરદનો સ્વભાવ એવી જાતનો હોય છે કે એક તરફથી દરદીની રતીલાલસા બીલકુલ ઓછી હોતી નથી, પણ અત્યંત તીવ્ર હોય છે, અને બીજી તરફથી વરાંગ ઉપર વસ્ત્રનો સ્પર્શ થાય ત્યાં પણ દરદીને અત્યંત વેદનાનો અનુભવ થાય છે, અને એકદમ બધા યંત્રનો સંકોચ થઇ જાય છે. ઘણીવાર ઘણાં દરદનાં પરિણામ રૂપે ઉપરનું દરદ થયું હોય છે, ત્યાં તેના યોગ્ય ઉપાય કરવા એ જરૂરનું છે. પરંતુ કોઇ વાર તો દરદી બધી રીતે તંદુરસ્ત હોય છે. પોતે પોતાની તંદુરસ્તી અને સહવાસ માટેની યોગ્યતા જાણે છે. કેટલીકવાર હિંમત પણ કરે છે, અને ખરે પ્રસંગે દરદને આધીન થઇ જાય છે. એવા દાખલાઓ ડાક્ટરી દફતરોમાં નોંધાયા છે કે એક સ્ત્રી પોતાની મેળે બસ્તિનેત્ર ( ઇરીગેશન નળી ) સંપૂર્ણ રીતે બાર આંગળ પર્યંત ઉપસ્થ માર્ગમાં નાખી શકે, પરંતુ તેજ નળીનો સ્પર્શ પણ બીજા માણસોને હાથે તે સહન ન કરી શકે. બીજી એક

સ્ત્રી પોતાનું ધ્યાન બીજે હોય તો કઠીન વસ્તુ બીજા માણસને હાથે પણ સહન કરી શકે છે, છતાં જો દરદ તરફ તેનું ધ્યાન ગયું તો મૃદુ સ્પર્શ પણ સહન ન કરી શકે. આ જ દરદનો બીજો એવો પણ પ્રકાર થાય છે કે જેવી રીતે કોઇ માણસ મુર્ચ્છા, સન્નિપાત, કે મરણ વખતે એક વસ્તુ પકડે છે અને પછી કોઇ રીતે છોડતું નથી, જેને આપણે મડાગાંઠના નામથી ઓળખીએ છીએ, એવી રીતે દરદ મજકુરમાં કોઇ પણ વસ્તુ વરાંગપથમાં જવા વખતે કોઇ પણ જાતની જ્ઞાનતંતુની ઉશ્કેરણી કે આક્ષેપ થતો નથી, પરંતુ અંદર ગયા પછી તે વસ્તુને જ્ઞાનતંતુઓ ઉશ્કેરાઇ જવાથી સ્નાયુઓ એવી મજબુત રીતે પકડી રાખે છે કે પછી તે એકે બાજુ ખસી શકતી નથી.

**સ્ત્રીનો સ્વભાવઃ**—આ દરદનાં મુખ્ય બેજ કારણ મનાય છે.

(૧) સ્ત્રીઓનાં જનન યંત્ર સંબંધી કોઇ પણ રોગ અને તેનું પરિણામ કે ખામી.

(૨) નબળો બાંધો અને વાત પ્રકૃતિ (હીસ્ટીરીકલ સ્વભાવ)ને લીધે વધી ગયલી ચૈતન્ય શક્તિ.

પહેલા પ્રકારમાં દરદના કારણ પ્રમાણે શરૂઆતમાં વેદના અને દરદનાંજ લક્ષણો દેખાય છે. દરદને લીધે ચૈતન્યશક્તિ વધે છે. છતાં પણ અમુક વખત સુધી દરદી પોતાનો સંસારધર્મ બરાબર પાળે છે, પરંતુ ધીમે ધીમે દરદ વધતું જાય છે. હીસ્ટીરીકલ લક્ષણો દેખાતાં જાય છે, અને ઘણી વાર હૃદ્કંપન (પાલ્પીટેશન), અતત્વાભિનિવેશ ( મેનીઆ ) તથા ઉન્માદ (ગાંડપણ) અનુક્રમે પેદા થાય છે. જ્યારે બીજા પ્રકારમાં પહેલેથીજ હીસ્ટીરીઆનાં લક્ષણો હોય છે અને તે સાથેજ તીવ્ર રતીલાલસા હોય છે. શરૂઆતમાં પોતાને ચૈતન્યનું દરદ છે, એ જાતે બાલિકા જાણતી હોતી નથી. જેને આ દરદ થવાનું હોય છે તેને ઘણું કરીને ઘણી નાની ઉંમરમાં રતીવાસના પેદા થાય છે. ધીમે ધીમે દરદ વધતું જાય તેમ તેમ દરદીનો નબળો સ્વભાવ ( નર્વસ્નેસ ) વધતો જાય છે. એક બાજુથી ઉંમર વધે છે, બીજી બાજુથી વાસના વધતી જાય છે અને ત્રીજી તરફથી દરદ–સ્પર્શાસહત્વ વધતું જાય છે. પરિણામે તાણ અને આંચકીનું દરદ પેદા થાય છે. વખતે પક્ષાઘાત પણ થાય છે. ઉપરનાં બન્ને લક્ષણો છેલ્લાં છે.

શરૂઆતમાં ઉદાસીનતા, માનસિક અણગમો, ઉગ્ર સ્વભાવ, ઘડી ઘડી વારમાં ચીડાઇ જવાની ટેવ, દરેક ઇન્દ્રિયોની લાગણીઓ ઉશ્કેરાઇ જવાની ખાસ ટેવ અને માનસિક બળની ક્ષીણતા, એટલુંજ દેખાય છે. પછી હીસ્ટીરીઆને લગતાં તમામ દરદો, છેલ્લે આંચકી અને પક્ષાઘાત અથવા બેશરમપણાવાળો ઉન્માદ તથા અંતે અનિષ્ટ પરિણામ થાય છે.

**ઉપાય:**—૧. કારણોને અનુસરી કરવો. પ્રથમ તો જે કારણ જણાય તે દુર કરવું, ભગકંડુ, ભગોષ્ઠશોથ, વરાંગશોથ, સંકોચ, અંદરના અવયવનો કોઇ પણ રોગ જણાય તો તેના ઉપચારો કરવા.

૨. પતિ નાનો અગર ઘણો મોટો હોય તો બન્નેએ થોડો વખત ધીરજ રાખવી. તે સિવાય બીજો ઉપાય નથી.

૩. અપદ્રવ્ય (હસ્તમૈથુન કે બીજી વસ્તુનો પરિચય) (માસ્ટરબેશન) હોય તો જેમ બને તેમ જલદી તે ટેવનાં કારણો દુર કરવાની સાથે ટેવ દુર કરવી.

૪. દરદીને હમેશાં માણસોના પરિચયમાં રાખવી; એકલી રાખવી નહિ.

૫. દરદીના શરીરને પરીશ્રમ પડે અને મન રોકાયલું રહે એવા કામમાં ખાસ રોકી રાખવું.

૬. ઠઠા મશ્કરી, સાહેલીઓ સાથે ફરવાનું, હાલના જમાનાનાં નાટકો, ગાયનો કે રસીલી સંસારીક નવલકથાઓ જોવા સાંભળવા કે વાંચવાનું બંધ કરવું; તે સિવાય બીજાં પણ જે વૃત્તિઓને ઉશ્કેરનારાં કારણો હોય તે બધાં બંધ કરવાં જોઇએ.

**વિશેષ સૂચના**—ઉત્તેજક ખાનપાન પણ બંધ કરવાં. શહેરી વસવાટ છોડી ગામડાંની શુદ્ધ અને પવિત્ર વાતાવરણમાં થોડો વખત રહેવા જવું. તે સિવાય પરણેલી હોય તો લાયક ઉમરની છોડીને સાસરે મોકલવી. એ કુટેવ દુર થવાનો મોટામાં મોટો ઉપાય છે. કોઈ પણ ખાસ રોગ ન હોય, પરંતુ મોટી ઉમરના ધણીની માત્ર બીકથીજ અથવા કોઇ જાતનો આઘાત થવાથી સુરત ત્રાસ પેદા થયો

હોય તો, માનસિક ચિકિત્સા એ એનું મુખ્ય ઔષધ ગણાય છે. દરદીને શીખામણ આપવી. ભય દુર કરવો. દરદીના મનમાં પોતાના દરદના સંબંધમાં જે મત બંધાઇ ગયો હોય તેના સંબંધમાં કાંઇ પણ વિચાર પ્રગટ કરવો નહિ, તેમજ તેનાથી વિરૂદ્ધ મત પણ આપવો નહિ, પરંતુ તેને એટલું તો યુક્તિપૂર્વક સમજાવી દેવું કે તેની પીડા ખરેખરી પીડા નથી, પણ ફક્ત સર્વાંગિક સ્નાયુવિકાર એટલે માત્ર જ્ઞાનતંતુની નબળાઇ કે માનસિક નબળાઇથીજ પેદા થયેલી પીડા છે. તે સાથે પાછળ જણાવ્યા મુજબ સામાજિક અને સાંસારિક અવસ્થામાં ફેરફારો કરવા. ખોરાક પણ સાદો અને પૌષ્ટિક પણ અનુત્તેજક આપવો. ચાહ પીવાની બહુ ટેવ હોય તો બંધ કરાવવી.

૭. દરદીને કમરબુડ ગરમ પાણીમાં બેસારવું.

૮. ચૈતન્યશક્તિ શાંત રાખવા માટે ચારીકાનું કોકેન સોલ્યુસન કોઇ પણ કેમિસ્ટ્રને ત્યાંથી મંગાવી ભગદ્વાર, વરાંગમાર્ગ અને બીજા અવયવો ઉપર ઊંટના વાળની પીંછીથી લગાડવું.

૯. શસ્ત્રવૈદ્યની સલાહ પ્રમાણે શસ્ત્રોપચાર કરાવવો.

## દેશી ઉપચારો.[1]

૧૦. બીજો કોઇ રોગ ન હોય તો વાતહર ઉપચારો કરવા. ગરમ તેલનાં પોતાં વરાંગમાં રાખવાં અથવા દેશી રીતે તૈયાર કરેલા કોઇ પણ વાતહર તૈલની બસ્તિ (ઇરિગેશન) આપવી.

૧૧. નેપાળાનાં મૂળ તો. ૪, ત્રીફળા તો. ૪, એને કચરી ૬ શેર પાણીમાં ઉકાળો કરી દોઢશેર રહે ત્યારે ગળી લઇ તેની અંદર

---

१. दंति त्रिफला गडूची कवाथः सुखोष्णो योनेः परिषेकः । बस्ति कर्माभीक्ष्णं स्वेदं च प्रयोजयेत् ॥ विशेषतो वातहरैः सुकुमार बलातैलैः शिरिषतैलैः शतपाक सहस्रपाकैश्च अनुवासन मुत्तर बस्तिश्च एष कर्मोविशेषण योनेर्वेदना कार्कश्यस्तंभ संस्पर्शहानिघ्नः अतिचरणादिषु सर्वास्व निलजा स्वयमेव क्रमः ॥

जिङ्गिणी, शल्लकी, जंबु, धवत्वक, पंचवल्कलैः कषायैः साधितात् स्नेहात् पर्युपप्लुतयोः पिचुः ॥

વાતહર કોઇ પણ તેલ નાખી જરા ઉનો ઉનો તે કવાથથી ( ઇરી-ગેશન ) ઉત્તર બસ્તિ આપવો.

૧૨. સાલેડાંના ઝાડની છાલ, શેમળાના ઝાડની છાલ, જાંબુના ઝાડની છાલ, ધાવડાનાં ઝાડની છાલ, અને પંચ વલ્કલ (પાંચ ઝાડની છાલો)ના ઉકાળામાં ઉકાળાથી ¼ તેલ નાખીને સિદ્ધ કરવું. તે તેલનું પોતું રાખવા આપવાથી પરિપ્લુતા ( સ્પર્શાસહત્વ ) અને ઉપપ્લુતા (સર્વિકયલ પ્રદર) નામના યોનિના રોગો દુર થઇ જાય છે. ખાવા માટે ચંદ્રપ્રભા, યોગરાજ, મેધ્ય રસાયન, શતાવરી, વિગેરે દવાઓ આપવી.

## વરાંગમાર્ગ શોથ[1] ( વેજાઈનાઈટીસ )

{ યોનિ માર્ગનો દાહ કે પ્રસવ માર્ગનો સોજો, યોનિમાર્ગનો વરમ }

આ દરદ સ્ત્રીઓને ઘણીવાર થઇ આવે છે. અને પ્રદરની પેઠે કોઇ પણ યુવતી ભાગ્યેજ આથી અજાણી હોય છે. છતાં એનાં જુદાં જુદાં નામ લક્ષણની ખબર ન હોવાથી આ જાતનાં કોઇ પણ સોજાવાળાં દરદને તેવા વરાંગના નામથી ઓળખી કાઢે છે અને ઓળખાવે છે. આ દરદ બીજા અવયવો કરતાં પ્રસવમાર્ગને વધારે લગતું છે. આ દરદના મુખ્ય બે ભેદ છે. એક તો સખત પ્રકારનું ( એક્યુટ ) અને બીજું ધીમા પ્રકારનું એટલે ( ક્રોનિક ). ઘણું કરીને સખત પ્રકારનો વરાંગશોથ કોકજવાર થાય છે, અને જ્યારે થાય છે ત્યારે ઘણું કરીને નીચે જણાવેલાં કારણોમાંના એકાદ કારણથી થઇ આવે છે.

૧. પ્રમેહ અથવા ચાંદીનો ચેપ કોઇ પણ રીતે લાગવાથી આ દરદ થઈ આવે છે. તે સિવાય પણ બીજાં કારણો નીચે મુજબ છે.

૨. પ્રસવ વખતે થયેલી ઇજાથી પણ વરાંગ શોથ થઇ આવે છે.

૩. પેસરી ( ગુહ્ય ભાગમાં પહેરવાની રબરની રીંગ ) પહેરતી વખતે બરાબર લાગુ ન પડવાથી અથવા પહેર્યા પછી સહન ન થવાથી તે દાહ પેદા કરે છે.

---

૧ આ દરદ અતિચરણા નામની યોનિવ્યાપત્ હોય એવું લાગે છે.
सैवातिचरणा शोफसंयुक्तातिव्यवायतः ॥

૪. અયોગ્ય* વ્યવહારથી પણ એવો સોજો થઈ આવે છે.

૫. શીતળા, ઓરી, કે બીજા ઝેરી તાવની અસરથી પણ વરાંગશોથ થાય છે.

૬. વરાંગશોથમાં તીક્ષ્ણ ક્ષોભક દવાનો પ્રયોગ કરવાથી અથવા ગર્ભાશયમાંથી નીકળતા તીક્ષ્ણ ઝેરી પ્રવાહને લીધે પણ વરાંગ માર્ગમાં સોજો આવે છે.

૭. એકદમ ગરમ પાણીનું ડુશ (પીચકારી) લેવાથી તેમજ એકદમ ઠંડા પાણીના ડુશથી પણ સોજો આવવાનો સંભવ છે.

૮. શરીરની અસ્વચ્છતાને લીધે પણ સોજો આવવાનો સંભવ છે.

૯. કૃમિને લીધે તથા બચ્ચાંના અવયવો સાફ ન કરવાથી કે શરદીથી પણ બચ્ચાંને સોજો આવી જાય છે.

૧૦. રૂમેટીઝમ (ગાઉટ) થાય એવી પ્રકૃતિનાં આદમીને એટલે કે સુખી અને શ્રીમાન્ મનુષ્યને પણ વરાંગશોથ થવાનો સંભવ છે.

૧૧. ગરમ પદાર્થો ખાવાથી તથા દારૂ પીવાથી પણ એ દરદ થાય છે.

૧૨. અતિ મૈથુન કે હસ્ત મૈથુન પણ એ દરદનાં કારણરૂપ મનાય છે.

**લક્ષણો:**—વરાંગમાં પીડા થાય છે, ખરજ આવે છે, સોજાવાળા ભાગમાં અગન બળે છે, સ્ત્રીને ઉનવા જેવી અસર જણાય છે, કમર અને જાંગમાં દરદ થાય છે, દસ્ત આવતી વખતે દરદ થાય છે, અંદરનો ભાગ સુજેલો અને લુખો લાગે છે. દરદી પોતેજ જો તપાસ કરે તો તેને માલુમ પડી આવશે કે, વરાંગમાર્ગમાં સોજો થઇ આવવાને લીધે અંદરનો બધો ભાગ લાલ થઇ સુજીને ઉપડી આવેલો છે અને તેથીજ અંગુલી સ્પર્શ વખતે સુકો ગરમ લાગે છે. તેમજ સોજો પણ સંકોચને લીધે આંગળીને માલુમ પડે છે.

બે ત્રણ દિવસ પછી દરદનું સ્વરૂપ બદલાય છે, અને સોજાવાળા ભાગમાં રસી–પરૂ થાય છે એટલે વરાંગમાર્ગમાંથી ઉનો પરૂ જેવો સ્ત્રાવ ઝરવા માંડે છે. આ વખતે ઘણી વાર પરૂ જેવા પ્રવાહને લીધે અનુભવહીન માણસો (વૈદ્યો અને સારવાર કરનારાંઓ) ચેપી પ્રમેહ (ગોનોરીઆ)ની શંકા લઇ જવાની ભુલ કરે છે. પછી ધીમે

* બળાત્કાર વગેરે.

ધીમે આઠ દશ દિવસે જો સારા ઉપચાર કરવામાં આવે તો શમી જાય છે અથવા વેદના વિગેરે તિક્ષ્ણરૂપ શાંત પડી દરદ તેના જુના ( ક્રોનિક ) રૂપમાં આવે છે. આ વખતે પ્રદર સિવાય બીજી કોઇ જાતની ફરીઆદ દરદી તરફથી દેખીતી રીતે આવતી નથી. માત્ર રસી જેવા પ્રદરની ફરીઆદ સ્ત્રીને હંમેશાં રહે છે.

વરાંગપથનો સોજો નજરે જોઇને તથા દરદીની હકીકત સાંભળીને નક્કી કરી શકાય છે. પરંતુ તે દરદ પ્રમેહનાજ ચેપથી કે બીજા કોઇ કારણથી છે એ નક્કી થવું ઘણું કઠીન છે. કારણ કે બીજા કારણોથી થતો સોજો પણ કોઇ વાર પ્રમેહજન્ય શોથની પેઠે ઘણુંજ સખત રૂપ પકડે છે. પરંતુ સાધારણ રીતે પ્રમેહ સિવાય બીજા કારણોથી થતો દાહ બનતાં સુધી બહુ સખત રૂપમાં હોતો નથી. ઘણું કરી પ્રમેહથી થયેલ સોજા સાથે વરાંગમુખનો સોજો બહુ સખત રૂપમાં હોય છે. તે સાથે ઘણું કરીને વર્ધ્મ ( બદ )ની ગાંઠો પણ ઉપડી આવેલી હોય છે. વળી પ્રમેહ સિવાય બીજા કારણોથી થયેલ સોજો સખત હોય તો પણ થોડાજ દિવસમાં શાંત પડી જાય છે, અને પછી તે યુવતી તંદુરસ્ત બની જાય છે. પણ પ્રમેહજન્ય સોજો એક વાર થયા પછી એ અંદરના કેટલા અવયવોને બગાડશે તે કહેવાતું નથી. શરીરમાંથી તે દરદ જતું નથી, અને સ્ત્રીને ફરીને ગર્ભાધાન પણ થતું નથી.

**ઉપાય:**—૧. દરદનાં કારણોને લગતા કરવા જોઇએ. શરૂઆતમાં સખત દરદ અને વેદના શાંત કરવા માટે કમરબુડ ગરમ પાણીમાં બેસવું, એ સારામાં સારો અને સાદો ઉપચાર છે.

૨. પોસ્તનાં ડોડવાં નાંખીને ગરમ કરેલું પાણી કોકરવરણું થાય ત્યારે તેની બસ્તી ( ડુશ ) લેવી.

૩. ધતુરાના પાનનાં રસનાં પોતાં સોજાવાળા ભાગપર મૂકવાથી આરામ થાય છે.

૪. લીમડાના પંચાંગના ઉકાળવાથી પ્રક્ષાલન[1] (ધોવું તે) કરવું,

---

१ प्रक्षालितं सुबहुषः पिचुमंदतोयैर्निबत्वचातदनुानिर्मितधूपकार्यम् ।
स्त्रीणां नितंबकुहरं प्रविमुक्तगंधं पैच्छिल्यदोषरहितं च भवेत् प्रगाढम् ॥

અને પછી લીમડાની અંતરછાલની ધુમાડી માંચાપર બેસીને લેવી.

૫. ન્યગ્રોધાધિગણ (સુ. સૂ. અ. ૩૮)ના ક્વાથની બસ્તી (ડુશ) લેવાથી પણ લાભ થાય છે.

૬. એલાદિગણ થોડું ઘી નાંખી ગુલાબજળમાં વાટીને ચોપડવાથી અથવા પોટલીના રૂપમાં લેવાથી પણ ફાયદો થાય છે.

૭. આગળ બતાવેલ કપુરવાળું મંજન ચોપડવાથી કે પોટલીના રૂપમાં લેવાથી પણ ફાયદો થાય છે. દરદીને શાન્ત રીતે સુવાડી રાખવાની જરૂર છે, કારણ કે ઉઠવા બેસવા કે ફરવાહરવાથી ઘસારો લાગીને સોજો વધે છે.

૮. ખાવાની દવાઓમાં પ્રથમ દરદનાં કારણો દુર કરવાં, બીજા દરદના ઉપદ્રવરૂપે દરદ થયું હોય તો પહેલાં તે દરદને લગતી સારવાર અને પથ્યાપથ્ય આપવાં.

૯. દસ્ત બંધ રહેવાથી દરદ થાય છે, અને દરદથી દસ્ત બંધ રહે છે, માટે નિયમિત દસ્ત આવે એવી સાદી દવા આપવી. (જુઓ આગળ આપેલાં મિશ્રણો) નેપાળાવાળો કે બીજો સોજો લાવનાર જુલાબ આપવો નહિ.

૧૦. ગરમાળાની શીંગ, કાળી દ્રાક્ષ, દિવેલ, એ ઉત્તમ જુલાબ છે. દરદીને સારો ખુલાસીને પેસાબ આવે, લોહી સુધરે, ઉંઘ આવે, અને પુષ્ટિ મળે, એવો ખોરાક અને દવા આપવી.

૧૧. ચંદ્રપ્રભા ગુટીકા ઘણા દિવસ સુધી ચાલુ રાખવી. કોઇ પણ દેશી વૈદને ત્યાં એ દવા મળી શકે છે. બની શકે તો ચંદ્રપ્રભામાં ૮ તોલા સુરોખાર અને ૮ તોલા માક્ષીક ભસ્મ નંખાવીને ખાસ તૈયાર કરાવવી. કારણ કે બજારનો શિલાજીત વિશ્વાસપાત્ર હોતો નથી.

૧૨. લવંગાદિ ચૂર્ણ (શારંગધર સંહિતા) રાત્રે સુતી વખતે બે આની ભારથી પાવલી ભાર આપવું. ઉપર દૂધ પીવા આપવું. એ દવા શામક, મૂત્રલ અને નિદ્રા લાવનાર હોવાથી દરદીને ઠીક પડે છે.

૧૩. ગોક્ષુરાદિ ગુગળ (શારંગધર સંહિતા) દરરોજ સાંજ સવારે બેથી ચાર ગોળી આપવી.

૧૪. સુરજમુખીના[1] ઝાડમાં ફૂલ આવતા પહેલાં ઉખાડી લીધેલું મૂળ સુખડની પેઠે ઘસીને આશરે બે ઔંસ જેટલા ચોખાના ધોવણ સાથે જરા મધ નાંખીને આપવું.

૧૫. અંગ્રેજી ઉપાયોમાં શરૂઆતમાં પીડા શાન્ત થવા માટે ટિંક્ચર ઓપીઅમ ડ્રામ ૧ અને ગરમ પાણી રતલ ૧I મેળવીને પીચકારી મારવી.

૧૬. ગ્લીસરાઇન બોરેક્સ ડ્રામ ૧ અને ગરમ પાણી રતલ ૧I મેળવી પીચકારી મારવી.

૧૭. ઉંઘ લાવવા માટે પોટાશ બ્રોમાઇડ ડાક્ટરની સલાહથી યોગ્ય માત્રામાં આપવો.

૧૮. દસ્ત લાવવા માટે તથા પાચન થવા માટે ફ્રુટસોલ્ટ આપવું. દસ્ત માટે વિલાયતી મીઠું આપવું.

૧૯. પરેજીમાં સાદો ખોરાક આપવો. મશાલા અને દારૂ તથા રાઇ અથાણું કે મરચાંનો બિલકુલ ત્યાગ કરાવવો. દરદીને જેમ બને તેમ આરામ અને આનંદ આપવો.

૨૦. સંસારધર્મ (મૈથુન) નો બિલકુલ પ્રતિબંધ કરવો. શરીર સ્વચ્છ રાખવું. શરદી લાગવા ન દેવી. દરદી ભેજવાળા સ્થળમાં હોય તો ત્યાંથી દુર કરવું. એ બધું દરદીને વહેલું આરામ થવામાં જરૂરનું છે. પ્રમેહના ચેપથી કે ઝેરી તાવથી દરદ થએલું જણાય તો તે દરદોને લગતા ઉપાયો પણ સાથેજ કરવા, કારણકે મૂળ રોગ શાન્ત થવાથી ઉપદ્રવ એની મેળેજ શાન્ત થઇ જાય છે, એવો શાસ્ત્રનો સિદ્ધાંત છે. પ્રમેહના ઉપાયોમાં સુખડનું તેલ, કોપેબાનું તેલ અને ચણુકબાબનું તેલ દાક્તરો વાપરે છે. તેમજ દેશી દવાઓમાં લીંબોળીનું તેલ અને સરગવાનું તેલ પણ પીવા અપાય છે. દરેક તેલ દૂધમાં ટીપાં નાંખી વપરાય છે.

---

[1] सूर्यकांताभवं मूलं पिवेद् वा तंदुलाम्बुना ।
(भावप्रकाश—योनिदाहे)

## પ્રદર. ( લ્યુકોરીઆ )

આ વ્યાધી સ્ત્રીઓમાં ઘણે સામાન્ય અને જાણીતો છે. ભાગ્યેજ કોઇ સ્ત્રી આ દરદથી અજાણી હોય છે. જુદા જુદા દેશમાં જુદા જુદા નામથી તે દરદ ઓળખાય છે. આપણી ભાષામાં પણ તેનાં ભિન્ન ભિન્ન નામો છે, જેમકે પ્રદર, ધુપણી, વાંધું, પાણી પડવું અથવા ધાત જવી, અથવા નબળાઇ જવી વિગેરે ઘણાં નામોથી તે રોગ પ્રસિદ્ધ છે. અંગ્રેજીમાં એને લ્યુકોરીઆ અથવા વ્હાઇટસ કહે છે.

ભગપ્રદેશ અગર વરાંગમાંથી નીકળતા શ્વેત તરલ સ્વચ્છ ચીકણા પ્રવાહીને ઉપરનાં નામ આપવામાં આવે છે. પ્રદર એ પોતે સ્વતંત્ર રોગ નથી, ઘણું કરીને બીજાં દરદોના ઉપદ્રવરૂપ હોય છે. તેમજ પ્રદરના પ્રવાહને આવવાનો રસ્તો અને દ્વાર એકજ હોવા છતાં તે પ્રવાહ ઉત્પન્ન થવાનાં સ્થાન ભિન્ન ભિન્ન છે, અને તે પ્રમાણે તેનાં જુદાં નામ પણ ધારીએ તો આપી શકાય, જેમકે ભગપ્રદર, વરાંગપ્રદર, ગર્ભાશયપ્રદર, ગર્ભાશયગ્રીવાજન્યપ્રદર, બાળપ્રદર, વિગેરે વિગેરે.

દરેક સ્થાનના પ્રદરના પ્રવાહમાં થોડો થોડો ફેર છે; અને તે જરૂર જાણી રાખવો એ ઉપયોગી છે. એનાથી ચિકિત્સા વખતે ઘણી સહાય મળે છે. ભગપ્રદરનું પ્રવાહી ચીકણું પાણી જેવું હોય છે અને બહાર આવ્યા પછી ભગપ્રદેશ પાસે સુકાઇને ધોળી છારીના રૂપમાં જામી જાય છે. ઘણું કરીને બાળ પ્રદરવાળી બાળાઓને સવારમાં ભગપ્રદેશ ઉપર આવી જાતની છારી બાઝેલી દેખાય છે. આ પ્રદર બાળક છોકરીઓને તેમજ ઉમરે પહોંચેલી સ્ત્રીઓને પણ થાય છે.

### બાળપ્રદર.

ભગપ્રદરનું બીજું નામ અહિં બાળપ્રદર આપીએ છીએ, કારણ કે આ દરદ વિશેષે કરીને નાની છોકરીઓનેજ થાય છે. સાત માસથી તે અગીઆર વર્ષની ઉમર સુધીની છોકરીઓને આ દરદ થતું જોવામાં આવ્યું છે. ઘણું કરીને નબળા બાંધાની છોકરીઓને, જેનાં માબાપ નબળાં હોય એવાં છોકરાંને, સ્ક્રોફયુલા નામનું એક લોહીવિકાર અને

કુષ્ઠ જેવું જણાતું ક્ષયરોગને મળતું દરદ છે, તે જેને થયું હોય એવાં બાળકને, તથા જેના પેટમાં કૃમિ હોય એવાં બાળકને, આ દરદ લાગુ પડે છે. વખતે અજીર્ણથી પણ થાય છે.

**લક્ષણ**—ઘણું કરીને સુંવાળી જગ્યાએ બચ્ચું ખજવાળ્યા કરે છે અને તેથી ભગોષ્ટ છોલાયેલા, લાલ અને સુજેલા રહે છે. કોઇ કોઇ વાર ચાંદું પણ પડે છે અને ભગદ્વાર વાસ મારે છે. નાનાં બચ્ચાંને બહુ આગ બળે છે અને તેથી રડીને બહુ ત્રાસ આપે છે. કોઇ વાર દરાજ, ખરજવું, કે એવાં ચામડીનાં દરદથી એ દરદ થઇ આવે છે.

**ઉપાય**—૧. બચ્ચું સવારમાં ઉઠે કે તરત દરદવાળો ભાગ સાધારણ ઉના પાણીથી ધોઇ નાખવો. ધોતી વખતે અંદર થોડો બોરીક એસીડ કે આંબળાંનો ભુકો નાખ્યો હોય તો સારૂં. રાત્રે સુતી વખતે દરદ ઉપર ધોયેલું કે સાદું ઘી ચોપડવું અથવા આગળ બતાવેલું કપુરવાળુ મંજન ઘી મેળવી ચોપડવું. વેસેલીન ઔંસ ૧ તથા ઝીંક ઑકસાઇડ ડ્રામ ૧ મેળવીને ચોપડવું.

૨. સ્ક્રોફ્યુલા[1] સાથે દરદ થયું હોય તો સ્ક્રોફ્યુલાને લગતા પૌષ્ટિક અને રક્ત શુદ્ધિ કરનારા ઉપાયો કરવા. સ્ક્રોફ્યુલાના કારણમાં માબાપની ચાંદી કે એવું દરદ માલુમ પડે તો નીચેની દવા આપવી.

૩. શુદ્ધ પારદ ભા. ૧, શુદ્ધ ગંધક ભા. ૧, આમળાંના રસથી સિદ્ધ કરેલ લોહભસ્મ ભા. ૨, ત્રીફલા ભા. ૧૨, મેળવીને તેમાંથા યોગ્ય માત્રામાં મધ ઘીમાં ચટાડવું.[2]

૪. ગળોની રસક્રિયાની ગોળીઓ[3] આશરે મગ જેવડા પ્રમાણમાં કરીને બચ્ચાંને ઉમરના પ્રમાણમાં યોગ્ય માત્રાથી આપવી.

---

૧. Scroffula–લોહી બીગાડનું દરદ જેમાં લોહીમાં ક્ષયના જંતુઓ હોય છે, અને ચામડીમાં ગાંઠો, ગડ ગુમડ વગેરે ફુટે છે.

૨. गंधकेन हतः सूतः कान्तं धात्रीरसेन च ।
त्रिफला सहितं खादेज्जीवेद् आचन्द्रतारकम् ॥

૩. ગળોના ચૂર્ણને ઉકાળીને તેનું ઘન ( Extract ) કરવું તે.

૫. પ્રદરના કારણમાં સુકતાન ( બાળશોષ ) ( રિકેટ્સ[1] ) માલુમ પડે તો પ્રથમ તેના ઉપાયો કરવા, એટલે પ્રદર તેની મેળેજ શાંત થશે.

૬. ચુનાનું નીતરૂં પાણી અને દુધ બચ્ચાંને પાવું.

૭. પ્રવાળની ભસ્મ વાલ ½ થી ૧ માખણમાં ચાટવા આપવી. અથવા અમદાવાદમાં મળતું પ્રસિદ્ધ ખાપરીયું એટલે ધાપાણુની[2] ભસ્મ માખણમાં ચાટવી, અથવા શરીરે ચોળવા આપવી.

૮. ગળોની રસક્રિયાની ગોળી પણુ બચ્ચાંને ખાવા અપાય છે.

૯. જો કૃમિથી દરદ થયું હોય તો કૃમિના ઉપચાર કરવા. ખાખરાનાં બી મધમાં ચટાડવાં.

૧૦. જેઠીમધ તથા વાવડીંગનું ચૂર્ણ સરખે વજને મધ તથા ઘી સાથે આપવું.

મોટી ઉમરની સ્ત્રીઓને ભગકંડુની સાથે આ દરદ થાય છે માટે તેના ઉપાય તે દરદમાં બતાવ્યા મુજબ કરવા.

## વરાંગ પ્રદર.

ઘણું કરીને વરાંગમાંથી નીકળેલું પ્રવાહી અમ્લ[3] ( એસીડ ) સફેદ દહીં જેવું નીકળે છે. સગર્ભાવસ્થામાં સ્વચ્છ તરલ પ્રવાહી નીકળે છે. તેને સંસ્કૃતમાં સોમ રોગ એવા નામથી ઓળખે છે. તેમજ માસિક આર્ત્તવની પહેલાં અને પછી બે ત્રણ દહાડા થોડું ઘણું પ્રવાહી નીકળે છે તથા કેટલીક વાર બિલકુલ આર્ત્તવ ન આવતાં તેને બદલે સફેદ પ્રવાહ નીકળે છે. એ બધા વિકારોને પ્રદરમાં ગણવા ન જોઇએ, એવો કેટલાકનો મત છે.

---

૧. આ સુકતાન નામના રોગને ઇંગ્રેજીમાં રિકેટ્સ એવા નામથી ઓળખે છે. એ બચ્ચાંઓને લગતું હાડકાંઓનું દરદ છે. હાડકાંમાં ચુનાનો ભાગ ઓછો હોવાથી એ દરદ થાય છે એમ મનાય છે.

૨. કાચા ધાપાણને ઇંગ્રેજીમાં 'સલ્ફેટ ઓફ લાઇમ' કહે છે. પ્રાચીન રસવૈદ્યો કર્પુરાસ્મના નામથી ઓળખે છે. દેશી વૈદ્યો ઘણા મોટા પ્રમાણમાં ઘણી છુટથી ઘણા રોગમાં છુટે હાથે વાપરે છે. બાળેલા ધાપાણને અંગ્રેજીમાં પ્લાસ્ટર ઓફ પેરીસ કહે છે.

૩. પરીક્ષા—લીટમસ પેપરને એસીડનો રંગ આપે છે.

**કારણ**—આ દરદનાં બે જાતનાં કારણ જણાય છે. સ્થાનિક અને સર્વાંગિક. સ્થાનિક કારણોમાં વરાંગ, કમળ, ગર્ભાશય વિગેરે અવયવોના દાહ, ચાંદાં અને એવા બીજા વ્યાધીઓમાં આવી જાય છે. તથા સર્વાંગિક કારણોમાં નબળાઇ, સ્કોફ્યુલા, ઉપદંશ ( ટાંકી ) ક્ષય, પાંડુરોગ, વિગેરે દરદો આવે છે. બાળકને બહુ વખત ધવરાવ્યાથી પણ પ્રદર થાય છે; તેમજ અતિ સહવાસથી પણ એ દરદ થાય છે. વળી આર્તવ બંધ થવાની વખતે ઘણા દિવસો સુધી યુવતી પ્રદરથી પીડાતી રહે છે. આર્તવના દરદોથી પણ પ્રદર થાય છે.

**લક્ષણો**—વરાંગમાંથી સફેદ દહીં કે છાશ જેવું પ્રવાહી નીકળ્યા કરે છે, જેને સાધારણ રીતે ધાત કહેવામાં આવે છે. તેની સાથે કમરનો દુઃખાવો, અગ્નિની મંદતા, કળતર, ચિંતાતુર અને ચીડીઓ સ્વભાવ, કબજીઆત, મગજનું ખાલીપણું, હાથપગની બળતરા, આંખોની બળતરા, ઝીણો તાવ, અને બીજાં પણ નબળાઇ, જીર્ણજ્વર, ક્ષય, તથા પાંડુરોગને મળતાં ચિન્હો જોવામાં આવે છે. તે સાથે વરાંગમાર્ગમાં ઉપરના ભાગમાં તથા કમળમુખ ઉપર દાહનાં ચિન્હો જણાય છે. તે ભાગ જરા સુજેલો અને લાલ દેખાય છે, અને ત્યાંથી પ્રદર વહે છે. કોઇવાર એ ભાગની શ્લેષ્મત્વચા ( એપીથીલીયમ )ના ઉપરના પડની ખોળ ઉતરી આવે છે. ગર્ભાશય પ્રદર અને વરાંગ પ્રદર નક્કી કરવા માટે દર્શન નલીકા ( સ્પેક્યુલમ ) નો ઉપયોગ કરીને જાણવું જોઇએ કે પ્રવાહ ક્યાંથી આવે છે. ઘણું કરીને વરાંગ પ્રદર પ્રસવ થયા પહેલાં એટલે ચૌદ ને વીસ વર્ષની અંદરની સ્ત્રીઓને થાય છે અને ગર્ભાશય પ્રદર વધારે પ્રૌઢ અવસ્થામાં એક બે પ્રસવ થયા પછી ઘણી સુવાવડો આવવાથી કે એકાદ સુવાવડ થવાથી થાય છે. ગર્ભાશય પ્રદર થયા પછી ઘણું કરીને સ્ત્રીઓને ગર્ભ રહેતો નથી. કોઇ વાર બન્ને પ્રદર સાથ થાય છે.

**ઉપાય**—૧. ખરૂં કારણ જાણ્યા પછી બની શકે ત્યાંસુધી તે કારણ બંધ કરીને ઘણા દિવસો સુધી સંભાળથી ઉપાય કરવા જોઇએ. વળી સ્થાનિક તથા સર્વાંગિક બન્ને જાતના ઉપચારો એક સાથે કરવાથી લાભ થાય છે.

૨. રસાયન દવાઓ–પ્રથમ સર્વાંગિક ઉપચારોમાં દરદીની શક્તિ જેટલી હોય તેટલી જળવાઇ રહે અને ધીમે ધીમે હોય તેના કરતાં વધતી જાય. શરીરમાં સારી રીતે ચોખ્ખું લોહી ફરતું રહે, ભુખ લાગે, દસ્ત સાફ આવે, ખાધેલું પચે, તથા શરીરનાં સર્વ યંત્રો (સીસ્ટમો) ને એક સરખી રીતે પોષણ મળવાની સાથે કોઇ પણ યંત્રમાં ક્ષોભ કે અવસાદ અથવા ઉષ્ણ કે શીત અસર ન કરતાં પોતાનું સમશીતોષ્ણ વીર્ય અને સંશમન ધર્મ બરાબર જાળવી રાખે એવી રસાયન[1] દવાઓ આપવી જોઇએ, તથા જેથી દરદીની શક્તિ વધે અને તરત પાચન થાય એવા મનોહર, સ્નિગ્ધ, મધુર, ખોરાક આપવા જોઇએ.

૩. ઇંગ્રેજી દવાઓમાં ક્વીનાઇન, લોહ, ફેરી એટ ક્વીનાઇન સાઇટ્રસ, પેપ્સીન વિગેરે દવાઓ યોગ્ય પ્રમાણમાં આપવી જોઇએ. સિવાય કોડલીવર ઓઇલ, માલ્ટાઇન, સ્કૉટ ઇમલશન અને હાલમાં નવાં નીકળેલાં ટૉનીક કેમીકલ ખોરાકમાંનો કોઇ પણ ફુડ ડાક્ટરોની સલાહ પ્રમાણે લેવો, જેનાથી દવા અને ખોરાકનું બન્ને કામ થાય.

૪. દેશી દવાઓમાં તાજી ગળોનો રસ ઔંસ ૨ તથા ગોળ, ઘી, અને મધ મળીને ઔંસ ૧ એટલે ગોળ તો. ૧ ઘી, તો. ૧ તથા મધ તો. ૦॥ મળીને કુલ તો. ૨॥ મેળવીને દરદીએ સવારમાંજ પીવું.

૫. સુકી[2] ગળોનું ચૂર્ણ ભાગ ૧૦૦, ગોળ ભા. ૧૬, ઘી ભા. ૧૬ તથા મધ ભા. ૧૬ મેળવીને તેમાંથી દરરોજ આશરે તો. ૦। થી તો. ૦॥ સુધી ફાકીને ઉપર દુધ શેર. ૦॥ થી શેર ૧ પીવું.

૬. સંશમની નં. ૩ ગોળી ૧૦ થી ૩૦ એક સાથે ખાઇને ઉપર ગોળ, ઘી, મધ તથા દુધ મેળવીને પીવું. ચંદ્રપ્રભા ગુટીકા દરરોજ ૧ થી ૨ ખાઇ ઉપરથી સતાવરીની ચાહ પીવી.

૭. જીવન ( ચ્યવનપ્રાશ ) એ પણ નબળાઇ અને પ્રદર રોગની સારામાં સારી દવા છે.

---

૧. लाभोपायोहिशस्तानां रसादिनां रसायनम् ॥ चरक्
रसायनं तु तद्ज्ञेयं यज्जराव्याधिनाशनम् ॥ शार्ङ्गधर

૨. ભાવ પ્રકાશમાં ઉપરના મિશ્રણને " અમૃતાદિ મોદક " કહે છે અને જીર્ણજ્વરમાં વાપરવા લખેલ છે.

૮. પાંડુ રોગ જેવું જણાતું હોય તો બપોરે જમ્યા પછી લોહભસ્મ રતી ૧ થી વાલ ૧ સુધી આપવી અથવા માક્ષિકભસ્મ વાલ ૧ થી ૨ સુધી જમ્યા પછી લેવી. મંડુરની ગોળી જમ્યા પછી લેવી.

૯. નવાયસ લોહ[1] વાલ ૧ થી ૨ જમ્યા પછી મધ તથા ઘી સાથે ચાટવું અથવા બૃહન્નવાયસ[2] વાલ ૧ થી ૨ જમ્યા પછી આપવું.

લોહ આપવાથી દસ્ત કબજ રહે તો રાત્રિએ દસ્ત લાવનાર એકાદ મિશ્રણ આપવું અથવા લોહ સાથે થોડું ત્રિફલા ચૂર્ણ કે નસોત્તર આશરે વાલ ૪ કે જાલપના મૂળનું ચૂર્ણ વાલ ૨ મેળવીને આપવું.

૧૦. હાથ પગમાં દાહ બળતો હોય તો સિતોપલાદિ ચૂર્ણ તથા વસંતમાલતિ નં. ૨ કે નં. ૩ મધ અને માખણ સાથે જમ્યા પછી આપવાં.

૧૧. હાથ પગે તેલ ચોળાવવું, સુકું તાજું કોપરૂં એક ગોટાનો એક ચતુર્થાંશ તથા બદામ મીઠી નં. ૫ સારી રીતે દુધ સાથે વાટીને બારીક કપડાથી છણી લઇને થોડી સાકર તથા સુગંધી માટે યોગ્ય પ્રમાણમાં એલચી, કેશર, જાયફળ મેળવીને સાંજની કે સવારની દવા સાથે દરદીને પીવા આપવું.

૧૨. ઠંડા સુરકામાં હાથ પગ બોળવાથી પણ દાહ નરમ પડે છે.

૧૩. કમરનો દુઃખાવો ઘણો હોય તો ચોપચીનીનું ચૂર્ણ તો૦ ૦ા મધ તથા એરંડીયાના તેલ સાથે મેળવી આપવું. ઉપરથી ઉનું દુધ પાવું.

૧૪. અથવા રસાયન ચૂર્ણ તો. ૦ા અને ચોપચીનીનું ચૂર્ણ તો.

---

१ त्रिफला चित्रक त्रिकटु विडङ्गमुस्तानां नवभागाः तावन्त एव कृष्णायस चूर्णस्य तत्सर्वं ऐकध्यं कृत्वा यथायोगं मात्रां सर्पिमधुभ्यां संसृज्य उपयुंजीत । एतन्नवायसं एतेन जाठर्य न भवति, शन्नोऽग्निराप्यायते, दुर्नामशोफ पांडुकुष्ठ रोगाविपाक श्वासकासप्रमेहाश्च न भवन्ति ॥ सु. चि. अ. १२

२ त्रिकटुत्रिफलैलाभिर्जातिफललवङ्गकैः ॥ यो. र. क्षयचि०

ળ મેળવી ગોળ, ઘી, મધ તથા એરંડીયા તેલ સાથે આપી ઉપર દુધ પાવું.

૧૫. એક વખત ચંદ્રપ્રભા ગોળી ૧ અને એક વખત યોગરાજ ગુગળ ગોળી ૨ આપવાથી પણ દરદીને ઠીક પડે છે.

૧૬. લોહગુગ્ગુલુ[1] નિયમિત રીતે દુધ સાથે આપવાથી લાભ થાય છે.

૧૭. **સ્થાનિક ઉપચારો**—૧. પ્રથમ ગરમ પાણીથી પ્રક્ષાલન (ઇરીગેશન) કરવું, દરદીના ગુપ્ત શરીરમાં કોઇ બહારનો પદાર્થ અંગડી (પેસરી) જેવું હોય તો કાઢી નાખવું.

૨. પંચવલ્કલ અથવા બાવળની છાલના ઉકાળાથી પ્રક્ષાલન કરવું.

૩. લીમડાના પંચાંગના કવાથથી પ્રક્ષાલન કરી અંતર્છાલની ધુણી આપવાથી લાભ થાય છે. પ્રદર ઘણા વખતનું જુનું હોય અને શરીર ઢીલું પડી ગયું હોય તો નીચેની ઇંગ્રેજી દવાની પીચકારી (ડુશ) આપવી.

૪. સલ્ફેટ ઓફ ઝીંક (જસતનાં ફુલ) ડ્રામ ½ થી ૧, ફુલાવેલી ફટકડી ડ્રામ ½, ટેનીક એસીડ ડ્રામ ૧ અને પાણી શેર ૧ા મેળવીને તેની પીચકારી દિવસમાં એકવાર આપવી. સખત દવાનો ઉપયોગ કર્યા પછી તેલનું પોતું રાખવું. અગર મધ ચોપડવું. ઉપર લખેલા મિશ્રણોની કોઇ એક દવા પણ પાણી રતલ ૧ામાં ડ્રામ ૨ પ્રમાણે ભેળવી વાપરી શકાય છે.

૫. કોઇ કોઇ વાર પ્રદરના પાણીમાં વાસ હોય છે તે વખતે પરમેંગનેટ ઓફ પોટાસ (લાલ રંગની ચળકતી પાસાદાર ભુકી આવે છે) ગ્રેન ૧૦ પાણી રતલ ૧ા માં ઓગાળી તેની પીચકારી આપવી.

---

૧. अयः पलं गुग्गुलु रत्रयोज्यः पलत्रयं व्योषपलानि पंच।
पलानिचाष्टौ त्रिकलारजश्च कर्षं लिहन्यात्यमरत्वमेव ॥
(भा. प्र. उ.)

લોહભસ્મ તો. ૪, ગુગળ તો. ૧૨, સુંઠ, મરી, પીપર ત્રણે મેળવેલ તો. ૨૦, હરડે, બેડાં તથા આંબળાં ત્રણ મળીને તો ૩૨. સર્વે મેળવીને ટંકે ૧ તોલો અથવા ખવાય એટલું ખાવું. (દુધ સાથે)

૬. પહેરવાની દવાઓમાં ગ્લીસરાઇન ઑફ ટેનીક એસીડ બજારમાં તૈયાર મળે છે તેનાં પોતાં વરાંગમાં રાખવાં. કોઇ પણ સેવાની દવા બરાબર બાર કલાક શરીરમાં રાખ્યા પછી બારથી ચોવીસ કલાકનો આરામ આપવો.

૭. કારબોલીક એસીડ ડ્રામ ૧ અને ગ્લીસરાઇન ઔંસ ૧૨ પ્રમાણે મેળવીને તે દવાનો પણ પોતાં માટે ઉપયોગ કરી શકાય છે.

૮. આગળ બતાવેલી દવાઓ, કપુરવાળું મંજન મધમાં ગોળી વાળીને કે કાંટાવાળું માયું તો૦ ૧, કપુર તો૦ ૦। અને મધ જોઇએ તેટલું મેળવીને ગોળી વાળી રાખવા આપવી.

૯. કાસીસાદિ ગોળી[1]:—હીરાકસી તો૦ ૧, ત્રીફલા તો૦ ૧, ફટકડી તો૦ ૧, જાંબુના ઠળીયા તો૦ ૧, આંબાની ગોટલી તો૦ ૧ અને ધાવડીનાં ફુલ તો૦ ૧ એ દવાઓ ખાંડી ચૂર્ણ કરી મધમાં ગોળી કરી પહેરવા આપવી. અષ્ટાંગ હૃ. ઉ. અ. ૩૪

**પરેજી:**—પુરૂષ સંસર્ગથી હંમેશાં દૂર રહેવું, એ આ દરદની મોટામાં મોટી પરેજી છે. મારે આ સ્થળે ઘણી શરમ સાથે કહેવું પડે છે કે આપણા દેશની સ્ત્રીઓના મરણનું કારણ પચાસ ટકા પતિનો અસાધારણ અયોગ્ય સ્નેહ છે અને પોતે મરતાં સુધી પતિને અસંતોષ ન આપવો એ આપણા દેશની અબળાઓની અયોગ્ય ધર્મભિરૂતા છે. બીજા દેશોમાં આપણે સાંભળીએ છીએ કે વધારે પડતા નખ દંતક્ષત વ્યાપારના કેસો પણ કોર્ટમાં દાખલ થયા છે અને ડાઇવોર્સ (છુટાછેડા) થઇ ગયા છે. જ્યારે આ દેશની સ્ત્રીઓ અન્યાયભરેલી રીતે ચલાવેલા અયોગ્ય પાશવ વ્યવહારથી પોતાનું થતું ખુન પણ સહન કરે છે. ધન્ય છે, આર્યદેશની ધર્મભાવનાને ! પણ એક બાજુ તરફથી સારો વૈદ્ય કે ડાક્ટર સ્થાનિક ઉપચારોથી પ્રવાહ દૂર કરવાનો પ્રયત્ન કરે છે, ત્યારે બીજી બાજુથી દરદીનું અત્યંત ભલુ ઇચ્છનારૂં અને તેનું દરદ મટે એટલા માટે દરદીને વૈદ્યનું ઘર બતાવનાર પ્રાણ-

[1] ૧. આ બનાવટ ઝાડેશ્વર દવાશાળામાં વપરાય છે, અને મેં ઘણા દિવસ વાપરી છે.

નાથ (જીવલેણ) ઘણી ચાંદું ઘસીને તાજું અને મોટું કરી આપે છે. ફરી બીજે દિવસે વૈદ્ય પાસે દવા લેવા આવતાં જણાવે છે કે, "દરદીને દવાખાવાનો કંટાળો છે અને આપે આપેલી પેલી લેવાની દવાથી ઘણો ફાયદો છે; પરંતુ વૈદ્યરાજ! આજે મને પોતાને શક્તિની દવા આપો." આથી આગળ શરમ મુકીને લખવામાં મારી કલમ ઉપડતી નથી. પરંતુ મારે જણાવવું જોઇએ કે, જ્યાંસુધી પુરૂષો સ્ત્રીઓ તરફનો પોતાનો ધર્મ નાહ સમજે ત્યાં સુધી દેશમાંથી પ્રદરનાં દરદો અને તેથી થતાં સ્ત્રીઓનાં મરણનું પ્રમાણ ઓછું થશે નાહ. પ્રભુ સૌને સુબુદ્ધિ આપો. બાળક ધાવતું હોય તો છોડાવી દેવું. ખોરાકમાં પાપડ, ચીભડાનું અથાણું, કાચરી કે બીજું પણ અથાણું અથવા મરચાં ખાવાં નહિ, વધારે પડતો ચા પીવાની ટેવ હોય તો છોડાવી દેવી. ખાતા હોય તેણે મુસલમાની ખોરાક અને મચ્છીનો પણ ત્યાગ કરી દેવો. સુવામાં હમેશ ખાટલા અને ગાદલાંવાળી સુંવાળી પથારી વાપરવી. અજીર્ણ થવા દેવું નહિ, ઝાડો કબજ રહેતો હોય તો તેનો ઉપાય કરવો. ખુલ્લી હવામાં ફરવા જવું. મન ખુશીમાં રાખવું તથા બની શકે એટલી કસરત કરવી; અને સામાન્ય તંદુરસ્તી બગડે એવા કોઇ પણ કારણને અવકાશ આપવો નહિ. હવાફેર કરવી.

**ગર્ભાશય-પ્રદર:**—તે ઘણું કરીને આધેડ ઉમ્મરની તેમજ વૃદ્ધ સ્ત્રીઓને લાગુ પડે છે. એનો પ્રવાહ સફેદ રંગનો હોય છે. તેની સાથે કફ મિશ્ર થયેલો હોય છે. નીકળતી વખતે ઇંડાની સફેદી જેવો હોય છે અને તે ક્ષાર ગુણ બતાવે છે. કોઇ કોઇ વાર તે સાથે પરૂ પણ મળેલું હોય છે. એ પ્રદર સાથે દુઃખાવો હોય છે. ગર્ભાશય પ્રદરના બે વિભાગ પાડવામાં આવ્યા છે. એક ગર્ભાશય ગ્રીવાજન્ય પ્રદર અને એક બીજું ગર્ભાશયજન્ય. ગ્રીવાના પ્રદરને ઇંગ્રેજીમાં સર્વિકયલ લ્યુકોરિઆ કહે છે. અને ગર્ભાશયના પ્રદરને ગર્ભાશયપ્રદર (યુટેરાઇન લ્યુ૦) કહે છે. કર્પોરીયલ લ્યુકોરિઆ એટલે ગર્ભાશય પ્રદરમાં ગર્ભાશયમાંથી ચોખ્ખો પાણી જેવો પ્રવાહ નીકળે છે અથવા કોઇ વાર શ્લેષ્મની સાથે મળેલો રસ ઝરે છે. ઋતુની પહેલાં અથવા ઋતુ

વખતે કે આર્તવના દિવસો સમાપ્ત થયા પછી વધારે પડતો પ્રવાહ બહાર નીકળે છે.

**લક્ષણ**–કમરમાં દરદ થાય છે, કમર ઢીલી થઇ જાય છે, એકદમ નબળાઇ આવી જાય છે, પેડુના ભાગમાં ભાર જેવું લાગે છે, વરાંગ {યોનિ} શિથિલ થઇ જાય છે, ગર્ભાશય પોતાના સ્થાનથી ખસી નીચું આવે છે, ગર્ભાશયની ગ્રીવા સુજેલી હોય છે, ગર્ભાશય છિદ્ર લાલ રંગનું જણાય છે અને તેમાં રક્તનો સંગ્રહ થયેલો માલુમ પડે છે. ભુખ લાગતી નથી, અગ્નિ મંદ થઇ જાય છે, ઝાડો કબજ રહે છે, અને આંતરડાં તથા પૃષ્ઠવંશ ( સ્પાઇનલ કોર્ડ ) ઉગ્ર બની જાય છે. હૃદયસ્પંદ ( પાલ્પીટેશન ) અને બીજી પણ જ્ઞાનતંતુઓની નબળાઇ આ દરદમાં દેખાય છે. ઘણું કરીને ઓરતને ડાબા પડખામાં હમેશ દુઃખાવો રહે છે.

**કારણઃ**—ગર્ભાશયના મુખ ઉપર અથવા ગ્રીવા ઉપર દાહ થવાથી, નબળાઇથી, અટકાવ બંધ થવાથી, ગર્ભપાત થવાથી કે ઘણી સુવાવડો આવવાથી તથા ગર્ભાશયથી ગ્રીવામાં રક્તસંગ્રહ એકઠો થવાથી તથા સુવાવડ પછી દુધ ઉત્પન્ન થતી વખતે ઘણું કરીને આ રોગ શરૂ થાય છે.

બીજવહ નળીનું પ્રદર ( ટયુબ્યલ લ્યુકોરીઆ )–આ દરદમાં ઘણું કરીને પરૂમિશ્ર રસ ઝરે છે. કોઇ કોઇ વાર શ્લેષ્મવાળો કે પાણીવાળો રસ પણ નીકળતો માલુમ પડે છે. જે રસ નીકળે છે તે પહેલો નળીમાં એકઠો થાય છે. પછી તે નળીને પહોળી કરી ગર્ભાશયમાં થઇ બહાર પડે છે. નળીમાં રસ એકઠો થતી વખતે તેમ નળીમાંથી નીકળતી વખતે દરદીને અત્યંત પીડા ને વેદના થાય છે અને રસ બહાર નીકળી ગયા પછી વેદના શાંત થાય છે.

**ઉપાયઃ**—ગર્ભાશય પ્રદર–ગર્ભાશયગ્રીવાજન્ય પ્રદર અને બીજવહ નળીના પ્રદરની ચિકિત્સા હવે પછીના પ્રકરણમાં ગર્ભાશયને લગતાં ભયંકર દરદો કહેવામાં આવશે તેને લગતી કરવી. દરદીને ગરમ પાણીમાં બેસાડવું, ગરમ પાણીનો શેક કરવો. શક્તિની દવાઓ આપવી. દાહ ઓછો થાય, અને આર્તવ શુદ્ધ નિયમિત થાય એવી ચિકિત્સા

કરવી. બાકીના ઉપાય પ્રદરને લગતા કરવા. દરદીને સારી રીતે આરામ આપવો.

## હસ્તમૈથુન ( માસ્ટરબેશન ).

અસ્વાભાવિક ઉપાયોથી રતિવિલાસનું સુખ લેવાનો પ્રયત્ન કરવામાં આવે તેને અંગ્રેજીમાં માસ્ટરબેશન કહે છે.

પુરૂષોમાં આ દરદ હાલમાં વધી ગયું છે અને તેના હજારો પેટંટ ઇજારદાર વૈદ્યો નીકળ્યા છે! એટલે અમે આ શરમભરેલી બીનાનો વધારે વિસ્તાર કરવા ઇચ્છતા નથી. પરંતુ હાલમાં આ દરદ પુરૂષોની પેઠે કોઇ કોઇ યુવાન બાલિકાઓને પણ લાગુ પડવા માંડયું છે. તેથી તેના સંબંધમાં થોડું કહેવું જરૂરનું છે.

ઘણાં કારણોથી આ કુટેવ ઉત્પન્ન થાય છે. શરૂઆતમાં કૃમિ, મલિનતા, અજીર્ણ, કબજીઆત અથવા ગમે તે કારણથી બાલિકાને ભગપ્રદેશમાં કોઇ જગોએ ઉગ્રતા પેદા થાય છે, જે ઉગ્રતાને લીધે કુદરતી રીતે જેમ છોકરાંને આંગળીથી ખણવાનું મન થઇ આવે છે એવી રીતે ખણતાં કોઇ વાર વધારે વખત લાગવાથી એક જાતના સુખનો અનુભવ થાય છે, અને પછી ધીમે ધીમે હમેશાં અને દિવસમાં ઘણી વાર એ સુખાનુભવ કરવાની ટેવ પડવાથી બાળકોને એ ટેવ પડે છે. મોટી ઉંમરની સ્ત્રીઓને મધુમેહનાં દરદને લીધે ભગકંડુનું દરદ થાય છે. એ વાત આગળ કહેવાઇ ગઇ છે. તેમાંથી ધીમે ધીમે આ કુટેવ પડી જાય છે. તેમજ કેટલાંક માનસિક દરદો, ઉન્માદ વિગેરે કારણોને લીધે પણ એ ટેવ પડે છે. યુવાન કુમારી બાળાઓને, પરણેલી પણ ઘણા કારણોથી પિતાને ઘેર વસતી છોકરીઓને, વિલાસી સ્વભાવવાળી, નિશ્ચિંત સ્થિતિવાળી, બાળ વિધવાઓને, અને કેટલી સુખી યુવાન સૌભાગ્યવતી યુવતીઓને પણ એ ટેવ ઘણું કરીને પડે છે.

ઘણું કરીને જે સ્ત્રી અથવા પુરૂષને આ કુટેવ પડે છે, તેને છેવટ અસાધ્ય માનસિક[1] રોગ (મેનીઆ કે ઉન્માદ) પેદા થાય છે.

---

૧. જામનગરમાં મારી પાસે સંસ્કૃત શીખતો ગીરનારા બ્રાહ્મણનો એક યુવાન બાળક આ કુટેવથી ગાંડો થઈ ગયો હતો.

રોગની શરૂઆતમાં દરદમાં અયોગ્ય શરમ ( ધૃણા ) પ્રાપ્ત થાય છે. કામમાં તેનાથી દ્રઢ નિશ્ચય જાળવી શકાતો નથી. બીજા માણ-સોની હાજરીમાં તેને રહેવું ગમતું નથી. રોગી હમેશાં એકલું રહે-વાનો પ્રયત્ન કરે છે. ક્રમે કરીને મનમાં ભય અને બીજાં ઉપરનો અવિશ્વાસ પેદા થતો જાય છે. સ્વભાવ રૂક્ષ અને ખિન્ન થતો જાય છે. ધીમે ધીમે જેમ દરદ વધતું જાય છે તેમ તેમ એને એવી બીક લાગતી જાય છે કે જાણે બીજા માણસો તેને ખોરાકમાં ઝેર આપ-વાનો પ્રયત્ન કરે છે, અથવા તો વગર કારણે નિર્મૂળ ચિંતા થયા કર છે. રોગીની ધાર્મિક વૃત્તિઓ ઘણી સતેજ થતી જાય છે, અને ધીમે ધીમે બુદ્ધિભ્રંશ તથા સ્મૃતિભ્રંશ પેદા થાય છે. તે પછી એક જાતનો ઉન્માદ–ગાંડપણ થઇ આવે છે. હૃદયસ્પંદ ( પાલ્પીટેશન )નું દરદ ઘણું કરીને આ દરદ સાથેજ હોય છે અને બીજાં પણ જ્ઞાન-તંતુઓનાં દરદો થાય છે. હસ્તમૈથુનમાંથી ઉન્માદ થયા પછી તેમાંથી આરામ થવો મુસ્કેલ છે, તેમજ પછી તે કુટેવ જતી પણ નથી.

શરીર ખાલી થઇ જવાથી જે દરદો થવાં જોઇએ તે બધાં–કળતર, માથાનો દુઃખાવો, ઉત્સાહનો ભંગ વિગેરે વિકારો આમાં પણ થાય છે. સ્રીઓને આ કુટેવ લાગુ પડયા પછી તેઓમાંથી પહેલાં હૃદયના ગુણો, કોમળતા, માયા, સ્નેહ વિગેરેનો લોપ થઇ જાય છે. વળી આ દરદને લીધે દરદીને અસાધારણ ભુખ લાગે છે. કોઇ કોઇ વાર સ્રીઓ ખાટા, તીખા મસાલેદાર પદાર્થો વધારે પ્રમાણમાં ખાય છે. કેટલાકને વળી મટોડી, ચાક, કોલસા વિગેરે ચીજો ખાવાનો શોખ થઇ આવે છે. વળી આ કુટેવથી પાછળ જણાવેલું દરદ પ્રદર પણ થાય છે. બીજા કોઇ પણ પ્રદરના કારણ સિવાય જો સ્રી દરદી પ્રદરની ફરિયાદ કરે તો તેના મૂળમાં ઉપરની કુટેવ છે એમ સમજવું. વળી જેઓને આ કુટેવ પડેલી હોય છે તેઓનાં આંગળાંના નખના મૂળમાં ( રૂટસ્ ઑફ ધી નેલ્સ્ ) કહોવાટ જેવી ફાટો માલુમ પડે છે. આ ફાટો કે ચીરા ઘણું કરીને જમણા હાથની પહેલી બે આંગ-ળીઓના નખ ઉપર હોય છે. વળી ઉપર જણાવેલાં કારણોથી નખની ફાટોમાં વળવળાટ થવાથી દરદીને વખતોવખત નખ કરડવાની આદત

પડે છે, છતાં ઘણી વાર તંદુરસ્ત બાંધાની સ્ત્રીઓને પણ નખ કરડવાથી કુટેવ હોય છે, એ ભૂલવા જેવું નથી. ચહેરા ઉપરથી પણ એ કુટેવ જણાઇ આવે છે. એવી દરદીની આંખો હમેશાં ઝાંખી અને સુસ્ત જેવી દેખાય છે. તે આંખો તેજદાર હોતી નથી. ઘણું કરીને હાથ પગ ઉપર બરફ (આઇસ) મૂકયો હોય એવા ઠંડા રહે છે.

**ઉપાયઃ**—આ ટેવના ઉપાયોમાં પ્રથમ ગંદકી કે બીજાં કારણોથી ઉગ્રતા થઈ હોય તે દુર કરવી. મધુમેહ જેવું કારણ જણાય તો તેના ઉપાય કરવા અને ડાક્ટર કે વૈદ્યની સલાહ લેવી. ભગકંડુના દરદમાં કહેલા ઉપાયો કરવા ઉપરાંત દરદીને મસાલાવાળો ઉત્તેજક ખોરાક કે સ્ટીમ્યુલન્ટ પીવાની ટેવ હોય તે બંધ કરાવવી. દરદીને હમેશાં કામમાં વળગાડેલું રાખવું. એકાંતમાં રહેવા દેવું નહિ. જાજરૂમાં પણ બહુ વાર બેસી રહે છે એમ જણાય તો તે ઓછું કરાવવું અગર દરદીને મેદાનમાં જવાની સલાહ આપવી. બીજાં યુવાન માણસોના વિલાસના પ્રસંગો કે પશુ પક્ષી વિગેરેની પણ એવી ચેષ્ટા જોવાનો દરદીને પ્રસંગ ન મળે એવી ખાસ સંભાળ રાખવી. વાર્તાઓ વાંચવાનું અને નાટકો જોવાનું બંધ કરવું. જેને આવડતું હોય તેને બાઇસીકલ કે ઘોડા ઉપર બેસવાનું બીલકુલ છોડાવી દેવું. દરજીનો સાંચો કે હારમોનીયમ ઉપર કામ કરવું એ પણ એવા દરદીઓ માટે સલાહભરેલું નથી. દરદીને ઘંટી દળવાની તથા પાણી ભરવાની અને ખુલ્લી હવામાં ફરવાની ખાસ સલાહ આપવી.

દવામાં મેધ્ય રસાયન તો. ૦ા મધ તથા ઘી સાથે ચાટવા આપવું.

ઇંગ્રેજી દવાઓમાં પોટાસ બ્રોમાઇડ યોગ્ય માત્રામાં આપવો એ સારી દવા મનાય છે. દરદીને ઠંડે પાણીએ નહાવાની ટેવ પાડવી. દસ્ત સાફ આવવા માટે હમેશાં હરડેનું ચૂર્ણ તો. ૦ા સાકર સાથે આપવું. બાકી આ દરદ માટે સારી સોબત, પુરૂં ન થઈ શકે છતાં અવશ્ય કરવું પડે એટલું કામ, યોગ્ય કસરત અને સાદો ખોરાક એજ સારો ઉપાય છે. દરદી પોતાનું દરદ કદી કબુલ કરતો નથી એવી આ દરદની ખાસીયત છે, માટે ઘરનાં માણસોએ દરદી દરદમાં ફસેલું હોય તે વખતે તેને પકડવું એ દરદ નક્કી કરવાનો રસ્તો છે.

## હીસ્ટીરીઆ.

આ એક જમાનાને લગતું નવું દરદ છે. આને સંસ્કૃત અથવા દેશી શું નામ આપવું તે મારા મનમાં ચોક્કસ નિર્ણય થયો નથી. તેમ દરદ એટલું વ્યાપક અને જાણીતું છે કે નવા જમાનાનું છોકરૂં પણ એ દરદથી અવિજ્ઞાત નથી. દેશી વૈદ્યો કેટલાક ગુલ્મ, કેટલાક આક્ષેપક, કેટલાક વાયુ, અને કેટલાક વળી કામોન્માદના નામથી પણ એને ઓળખે છે.

દરદનાં પ્રકાર, લક્ષણ અને કારણો અનેક જોવામાં આવે છે. નબળા મનના પુરૂષોને પણ કોઇ કોઈવાર લાગુ પડે છે, પણ વધારે ભાગે સ્ત્રીઓનેજ એ દરદ લાગુ પડે છે. બીજી અવસ્થા કરતાં ચૌદથી ચોવીસ વર્ષની ઉમ્મર સુધીમાં યુવાન સ્ત્રીઓને એ દરદ વધારે થતું જોવામાં આવે છે. ઘણું કરીને પ્રજાવતી કરતાં છોકરાં વગરની સ્ત્રીઓને, બે શોક્યોમાંની એકને, વધારે મોટી ઉમરના બીજવરને પરણેલી યુવતીને, ગરીબ સસરાને ત્યાં પરણેલી ગૃહસ્થની છોકરીને, પતિ કરતાં મોટી ઉંમરની છોકરીને, શહેરી જીવનમાં ઉછરેલ બાળીકાને, કાંઇ પણ કામ વગરની ખાટલેથી પાટલે થનાર શેઠાણીઓને, યુવાન વિધવાઓને, અને બીજી પણ નબળી સ્ત્રીઓને એ દરદ લાગુ પડે છે.

માનસિક નબળાઈ, આર્તવનું કાંઇ દરદ, કફના કૃમિ, બીજા કૃમિ, પ્રદર, સ્પર્શાસહત્વ, રસત્વચા એટલે બ્રૉડલીગામેન્ટ કે પેરીટોનીયમનો સોજો અને બીજાં એવાં કોઇ દરદનાં લક્ષણ કે પરિણામમાં પણ એ દરદ થાય છે.

**ચિહ્નો:**—બધાં દરદીઓમાં એક સરખાં હોતાંજ નથી, તેમજ એક દરદીમાં પણ એક વખતે એક અને બીજી વખતે બીજું એમ ફરતાં લક્ષણો માલુમ પડે છે અને એજ આ દરદનું મોટામાં મોટું લક્ષણ છે. તેમજ જે લક્ષણનું કારણ ન મળે તે **હીસ્ટેરીકલ** છે એ મત આપવાથી અમારો (વૈદ્યોનો) બચાવ પણ ઠીક થાય છે, છતાં સામાન્ય રીતે નીચેનાં ચિહ્નો દેખાય છે. સંપૂર્ણ જાગ્રતિ કે ભાનવાળી આંચકી ( ખેંચતાણ–ફીટસ્ ), ભાન બેભાનવાળી સ્થિતિમાં

હસવું, રોવું, ગાવું, બોલવું વિગેરે દરવખતે વડીલો પાસે પણ અમર્યાદ વર્તન, ઘડી ઘડીમાં અન્ય અન્ય ભાગમાં સમજી સમજાવી ન શકાય એવી પીડા, દરદની સ્થિતિનો કાળ પણ અનિયમિત હોવો, પોતાને અમુક દેવ-દેવી કે પિતૃ, ભૂત વિગેરેનો વળગાડ છે એમ માનવું, પોતાને ભયંકર રોગ છે તે કોઇને સમજાતો નથી, આવા દરદને ઢોંગ માને છે એમ ધારી લેવાનો સ્વભાવ, વિગેરે લક્ષણો મુખ્ય દેખાય છે.

**ઉપાય**—૧. કારણને અનુસરીને કરવા, બનતાં સુધી કૃમિઘ્ન, વાતહર, અનુલોમન અને આર્તવશુદ્ધિ કરનારા તથા મગજને શુદ્ધ કરનારા ઉપાય કરવા.

૨. દ્વિરૂત્તર હિંગાદિ ચૂર્ણ[1] વા. ૪ થી તો. ૦। સુધી સાંજ સવાર બે વખત ઉના પાણી સાથે આપવું. જરૂર જણાય તો અંદર ૧ થી ૨ વાલ જેટલો એળીઓ પણ ઉમેરી આપવો. ઉપરની દવાથી હીસ્ટીરીઆના તમામ શારીરિક દોષ નિવૃત્ત થવાથી દરદ કમી થશે કે મટી જશે.

૩. દ્રાક્ષારસ તો. ૧૬, સુંઠનું ચૂર્ણ તો. ૦॥, એલચીનું ચૂર્ણ તો. ૦॥, તજનું ચૂર્ણ તો. ૦॥ તથા એળીઓ તો. ૧॥ એ સર્વ દ્રાક્ષારસમાં મેળવી બુચ બંધ કરીને ભરી મેલવું. શીશી દિવસમાં એક બે વાર હલાવવી, તેમાંથી દરરોજ ઔંસ ½ પીવાથી એક મહીનામાં દરદમાં ઘણો ફેર પડી જશે.

---

૧ द्विरुत्तरं हिंगुवचाग्निकुष्ठं सुवर्चिका चैव विडंग चूर्णम् ।
उष्णांबुनानाद्द विसूचिकार्ति हृद्रोग गुल्मोर्ध्व समीरणघ्नं ॥

હિંગ તો. ૧, વજ તો. ૨, ચિત્રો તો. ૪, કઠ તો. ૮, સાજીખાર તો. ૧૬, વાવડીંગ તો. ૩૨. चरक.

અથવા હિંગ તો. ૧, વજ તો. ૨, ચિત્રો તો. ૪, કઠ તો. ૮, સાજીખાર તો. ૧૬, બિડલવણ તો. ૩૨ અને ક્રીરમાણી અજમો તો. ૩૨. वाग्भट्ट.

વાગ્ભટ્ટના પાઠમાં મૂળમાં અજમોદ છે પણ મેં ક્રીરમાણી અજમો નાખીને ઝાડેશ્વર દવાશાળામાં ૭ મહિના સુધી વાપર્યું છે.

૪. એળીઓ તો. ૧, શુદ્ધ હીરાકસી તો. ૨ અનેશેકેલી હીંગ તો. ૪ મેળવી ગુલકંદમાં ગોળી વાળી દરરોજ ગોળી ૧ થી ૨ આપવી. ઉપર દુધ પીવું.

૫. યોગરાજ, ચંદ્રપ્રભા, અને મેધ્ય રસાયન વિગેરે દવાઓથી પણ દરદ લાંબે દિવસે મટે છે.

૬. તાત્કાલિક ઉપચારમાં અરીઠાનું પાણી કરી દરદીના નાકમાં ટીપાં નાંખવાં. નાકે છીંકણી સુંઘાડવી, ચહેરાપર ઠંડા પાણીની છાલકો મારવી, આંખમાં સૈંધવાદિ અંજન[1] તેલમાં વાટીને ચોપડવું.

દરદીને થોડા દિવસ જુનું ઘી[2] ખવરાવવું. જાગ્રત થયા પછી દરદીની લાગણી દુઃખવવી નહિ. પરેજી ખાસ કાંઈ નથી. દરદીએ દુઃખ માન્યું હોય તે તેના મનથી દૂર થાય એટલે દરદ એની મેળેજ નરમ પડે છે. ખરૂં દરદ આર્તવની અનિયમિતતા કે અપૂર્ણતાથીજ થયેલું હોય છે અને તે દૂર થવાથી મટી જાય છે. કૃમિ અગર કફ માલુમ પડે તો તેના ઉપચાર કરવા. ગર્ભવતી સ્ત્રીને હીસ્ટીરીઆના ફીટ્સ્ આવતા હોય તો એળીઆવાળી કોઇ પણ દવા આપવી નહિ પરંતુ તેને ખુશીમાં રાખવી; અને જરૂર જણાય તો એકાદ સાદો (એરંડીઆનો) જુલાબ આપવો. હીસ્ટીરીઆ એ જો કે નાડી તંત્ર ( નર્વ્સ્ ) ને લગતુ છે પરંતુ સ્ત્રીઓમાં ઘણુંજ સામાન્ય હોવાથી સામાન્ય દરદોમાં ગણ્યું છે. ઘણું કરીને પ્રદરની નબળાઇમાંથી જ્ઞાનતંતુઓ નબળા પડીને પણ છેવટ હીસ્ટીરીઆ થઇ આવે છે, માટે પ્રદર પછી તરત એને ગણ્યું છે.

## યોનિકંદ.[3]

( પ્રોલેપ્સ વેજાઇના ) { યોનિભ્રંશ }–કોઇ કોઇ વાર વરાંગની આમણ નીકળતી જોવામાં આવે છે. ઘણું કરીને વરાંગનો બધો ભાગ

૧. સિંધવ, પીંપર અને શુદ્ધ મનસીલ તેલમાં વાટીને આંજવું.

૨. મેં ભરૂચના એક ભાર્ગવની છોકરીને હીસ્ટીરીઆ માટે જુનું ઘી લગભગ વીસ દિવસ ખવરાવ્યું હતું. તે દરદ મટી ગયું છે. હવે સારૂ છે અને એક બે પ્રજા પણ છે.

૩. શાસ્ત્રોમાં જુનું નામ મળે છે માટે તેજ નામ રાખ્યું છે.

બહાર નીકળતો નથી, પણ તેનો આગળનો અથવા પાછળનો ભાગ નીચે ઉતરી આવે છે. જ્યારે આગળનો ભાગ બહાર નીકળે છે ત્યારે તેની સાથે મૂત્રાશયનો પણ કેટલોક ભાગ ખેંચાઇ આવે છે. તેમાં મૂત્ર ભરાઇ રહે છે, કાળે કરીને ગંધાય છે અને પેશાબમાંથી ધાત (પ્રદર) જેવો પ્રવાહ નીકળે છે. જ્યારે પછવાડાનો ભાગ નીચે ઉતરે છે ત્યારે તેની સાથે મલાશય {સફરા}નો કેટલોક ભાગ ઉતરી આવે છે અને તેથી તેની અંદર મળ ભરાઇ રહે છે. આમણુ ધીમે ધીમે વધતી જાય છે, પેઢુમાં મરડાની પેઠે દુઃખ્યા કરે છે, ભાર લાગે છે, પ્રદર થાય છે અને તર્જની પરિક્ષાથી તેની ખરી સ્થિતિ સમજાઇ આવે છે અને જો દરદ વધારે હોય છે તો સ્રીઓને બેસતાં ઉઠતાં નીકળતો આમણુનો ભાગ બહાર પણ દેખાય છે. સ્રીઓ પોતાની ભાષામાં શરીર ખસવું, ડીલ નીકળવું, અથવા શરીરનો બંધારો નથી એવા શબ્દોથી ઓળખાવે છે.

**કારણો**—ગર્ભાશય અને વરાંગને પોતાને સ્થાને બરાબર પકડી રાખનારા સ્નાયુઓ ઢીલા પડવાથી ઘણું કરીને આ દરદ થાય છે. ડીલ નીકળવાનું દરદ કોઇ દિવસ એકલું હોતુંજ નથી. ઘણું કરીને તેની સાથે ગર્ભાશયનો ભ્રંશ હોય છેજ. ગર્ભાશયનો ભ્રંશ જેટલા અંશમાં હોય તેટલા અંશમાં આ દરદ વધતું ઓછું હોય છે. આ દરદની ત્રણ સ્થિતિ મનાય છે. પ્રથમ ગર્ભાશયનું મુખ વરાંગમાં ઉતરી આવે તે પહેલી સ્થિતિ છે. આ વખતે સ્રીને પોતાનું શરીર સ્થાનચ્યુત થયાની (ખસ્યાની) ખબર ઘણુંકરીને પડતી નથી. બીજી સ્થિતિમાં ગર્ભાશયનું મુખ વરાંગમુખની બહાર નીકળી આવે છે. આ વખતે દરદીને પોતાને થયેલાં દરદની ખબર પડે છે, અને જો સારા ઉપચાર કરવામાં આવે તો દરદ મટી પણ જાય છે. ત્રીજી સ્થિતિમાં આખું ગર્ભાશય વરાંગમુખની બહાર નીકળી આવે છે, અને તે વખતે વરાંગનો પણ કેટલોક ભાગ તેની સાથે ખેંચાઇ આવે છે, અને તે સાથે મૂત્રાશય કે મળાશય પણ થોડે ઘણે અંશે ખેંચાઇ આવે છે. ગર્ભાશયમાં ભાર વધવાથી ગર્ભાશય નમી જાય અથવા ભ્રષ્ટ થઇ જાય છે. ગર્ભાશયનાં બંધન ઢીલાં થવાથી પણ તે બહાર નીકળી આવે છે.

કછોટો ટુંકો હોવાથી તથા ઉપરાઉપર ઘણી સુવાવડો આવવાથી, દોડ-વાથી, ઠેકડા મારવાથી,[1] જમીન ઉપરથી બોજો ઉંચકી માથા ઉપર મુકવા જતાં પણ વખતે ગર્ભાશય ખસી જાય છે.

નબળા બાંધાવાળી સ્ત્રીઓને તેમજ મેદસ્વી સ્ત્રીઓને એ દરદ વધારે થતું જોવામાં આવે છે. જો કે આ દરદ ઘણું કરીને ૩૫ વર્ષ પછીની એટલે લગભગ આધેડ ઉમરની સ્ત્રીઓને ઘણી સુવા-વડો આવ્યા પછી થાય છે, છતાં પણ નાની ઉંમરની અને સંતતિ વગરની સ્ત્રીઓ પણ નબળા બાંધાની હોય તો તેને એ દરદ થતું જોવામાં આવે છે. મોટી ઉમરના મોટા પુરુષને પરણેલ નાની સ્ત્રીને આ દરદ થાય છે અથવા કોઇ પણ રીતે **ઉચ્ચાંગરત**[2] થવાથી આ દરદ થાય છે, ત્યારે તેને **અણ્ડિની**[3] નામની વ્યાપત્તિ ભાવ-મિશ્ર કહે છે.

આ દરદ થયા પછી ઘણું કરીને સ્ત્રીને ગર્ભાધાન થતું નથી, તેમજ ઘણી વાર એવું પણ જોવામાં આવે છે કે સ્ત્રીઓને થોડે ઘણે અંશે શરીર ખસેલું હોય છતાં પ્રજા થયા કરતી હોય છે. ગર્ભાશ-યનો સંપૂર્ણ ભ્રંશ થયા પછી કોઇ રીતે ગર્ભ રહેતો નથી, એ વાત સિદ્ધ છે.

**લક્ષણો**:—ગર્ભાશય નીચે ઉતર્યા પછી, વરાંગભ્રંશ થયા પછી અને હાલતાં ચાલતાં, પેઢુમાં દુખ્યા કરે છે. તેનાથી કાંઇ પણ મહે-

---

૧. કાઠીઆવાડમાં જામનગરની ભાટીઆ મહાજનની કોમમાં લગ્નના દીવસોમાં સ્ત્રીઓ રાતના બાર બાર વાગતાં સુધી હીંચ કુદે છે, તેથી ઘણીવાર તે કોમમાં આ દરદ ઘણાંને થઇ આવે છે. એ સ્ત્રીઓ નાચતી વખતે બોલે છે કે, "હારેરે હારે તેના વર ગધેડાં ચારે". સ્ત્રીને ઉપરનું દરદ થાય તો પતિ પછી ગધેડાં ચારતોજ રહે એમાં નવાઇ નથી.

૨. વાત્સ્યાયન સૂત્રના મત પ્રમાણે અશ્વજાતિના પુરૂષ સાથે મૃગી જાતિની સ્ત્રીનું લગ્ન કે સંયોગ એ પ્રમાણ વિષમ **ઉચ્ચાંગરત** કહેવાય છે.

૩. महामेढ्र गृहीताया बालाया अण्डिनी भवेत् ॥ महामेढ्रपुरुषः तेनगृहीतायाः बालायाः सूक्ष्म योनिच्छिद्रायाः अण्डिनी अण्डवल्लंबमाना योनि र्भवतिः **ભાવપ્રકાશ-યોનિવ્યાપાર.**

નતનું કામ થઇ શકતું નથી અને મહેનત કરવા જાય તો તેનું ડીલ નીકળી આવે છે. સ્ત્રીથી કોઈ પણ કામમાં ઉતાવળ થઇ શકતી નથી, ઝાડે જતાં તેમજ પેશાબ કરતાં અથવા ઉભે પગે બેસતાં તથા ખાંસી ખાવાથી પણ તે કંદ બહાર નીકળી આવે છે. પેશાબ કરતાં મહેનત પડે છે, ઉનવા બળે છે, ઝાડો કબજ રહે છે; અને આ દરદવાળી સ્ત્રીને પ્રદર પણ હમેશાં થયા કરેછેજ. ગર્ભાશયનું મોઢું બહાર રહેવાથી તેના ઉપર ક્ષત (ચાંદાં) પડવાનો પણ સંભવ છે.

**પરીક્ષાઃ**—જો શરીર વધારે બહાર નીકળ્યું હોય તો તેને ઉભડક બેસારી માત્ર દર્શન પરિક્ષા કરવાથીજ દરદ જણાઇ આવે છે અને દરદની શરૂઆત હોય તો તર્જની પરિક્ષા કરીને દરદની સ્થિતિની ખાત્રી કરવી. કોઇ વાર ગર્ભાશય ઘણું ખસેલું હોતું નથી પણ ગમે તે કારણથી કમળમુખ વધી જાય છે ત્યારે પણ તે વરાંગમાં આવી પડે છે. આ વખતે એટલો બધો ભ્રંશ ન હોવા છતાં વધારે હોય એવું લાગે છે. આવે વખતે ગર્ભાશયશલાકા[1] (સાઉંડ) થી પરીક્ષા કરવી એટલે તે નળી જેટલી ઉંડી જાય તે પ્રમાણમાં ગર્ભાશય વધ્યું છે એવી ખાત્રી થઇ જશે.

**ઉપાયઃ**—આ દરદના ઉપાયના સાધારણ ત્રણ વિભાગ પાડવા જોઇએ. ૧. ભ્રંશ અટકાવવાના ઉપાય. ૨. નીકળેલ અવયવને પાછો પોતાને સ્થાને બેસારવાના ઉપાય. ૩. શરીર પોતાને સ્થળે બેઠા પછી ત્યાં તેની સ્થિતિ કાયમ થવાના અને સ્નાયુઓને જોર આપવાના ઉપાય.

૧. ગર્ભાશય ખસવા માંડયું છે, એવું જણાય એટલે તેને ઉતરતું અટકાવવા માટે દરદીએ પોતાના વર્તનમાં ફેરફાર કરી નાંખવો. ચાલવામાં, હરવા ફરવામાં અને કામ કરવામાં શાંતિ રાખવી. કોઇ પણ વજનદાર ચીજ વાંકા વળીને જોર આવે એવી રીતે ઉપાડવી નહિ. માથે ઘણું વજન લેવું નહિ. વધારે પડતા વિષય સુખનો ત્યાગ

---

૧. સાઉંડ એટલે શલાકા પરીક્ષા અણઘડ વૈદ્યોએ કરવી એ જોખમ ભરેલું છે, માટે ફીરસ્તાઓ જતાં ડરતા હોય ત્યાં શેતાનોએ દોડી જવાની ઉતાવળ ન કરવી એ સારૂં છે.

કરવો. દસ્તનો ખુલાસો રહે એ તરફ હમેશાં ધ્યાન રાખવું. ગર્ભ વખતે અને સુવાવડમાં સ્ત્રીઓને લગતી માવજત બરાબર કરવી. તે વખતે ઝાઝું ચલન, વલન, મૈથુન કે મહેનત કરવાં નહિ. ગર્ભાશયનો સંકોચ બરાબર થાય એ તરફ ખાસ લક્ષ્ય આપવું.

૨. **દવાઓ:**—દસ્તના ખુલાસા માટે આગળ જણાવેલાં દસ્ત લાવનાર મિશ્રણોમાંનું કોઇ પણ એકાદ રાત્રિએ જરૂર લેવું.

૩. ઠંડા પાણીની પીચકારીથી અથવા કમરબુડ ઠંડા પાણીમાં બેસવાથી ફાયદો થાય છે. પરંતુ કોઇ કોઈ વાર ઠંડા પાણીથી કળતર થાય છે. જો કળતર થાય તો ઠંડા પાણીનો ઉપયોગ બંધ કરવો.

૪. વાપરવાની દવાઓમાં ફટકડી અને કાંટાવાળાં માયાં ઉપર મને વધારે શ્રદ્ધા છે. આ દરદમાં મેં આગળ જણાવેલું કપુરવાળું અંજન ઘણા માણસોને આપ્યું છે.

૫. બાવળના પૈડા (શીંગો)નું ચૂર્ણ મધમાં વાટી તેની ગોળીઓ ચણીબોરથી મોટી કરવી, તે પહેરવાથી ફાયદો થાય છે. કુકડવેલનું પંચાંગ પાણીમાં ઉકાળી તે પાણીની પિચકારી લેવાથી પણ કોઇ કોઇને ઠીક પડે છે. આમણને લગતા ઉપાયો કરવાથી ફાયદો થાય છે.

૬. કમળ (પોયણાં)નું ચૂર્ણ મધ સાથે ચાટવાનું આમણ માટે લખ્યું છે.

૭. કમળકાકડી[1] (પબડી)નું ચૂર્ણ મધમાં કે સાકરમાં લેવાથી સ્ત્રીઓનાં સ્નાયુઓ મજબુત થાય છે. એ સિવાય બીજી પણ શક્તિની દવાઓ તેમજ ગર્ભાશયના સ્નાયુઓનો સંકોચ કરવાવાળી કોઇ પણ દવા આપવામાં અડચણ નથી.

૮. ક્વીનાઇન, ઝેરકોચલાં (અગ્નિતુંડી) આકડાનાં મૂળ, કપાસનાં મૂળ, અર્ગટની રસક્રિયા (એકસ્ટ્રેકટ ઓફ અર્ગટ) કે થોડું અફીણ પણ આપવાને અડચણ નથી. ખાંસી હોય તો તેના ઉપાય તરત કરવા.

---

૧. સ્તનના અને વરાંગના સ્નાયુઓ મજબુત કરવા માટે કમળકાકડી સારો ઉપાય છે, એમ મુરબ્બી વૈદ્યરાજ જાદવજી ત્રીકમજી આચાર્યે મને કલકત્તામાં રસ્તે ચાલતાં વાતના પ્રસંગમાં પોતાના અનુભવ સાથે કહેલ હતું, મેં પણ મારા દવાખાનામાં એ ચૂર્ણ તૈયાર કર્યું છે.

૯. ગર્ભાશય ઘણીવાર ભ્રષ્ટ થવાની સાથે પેટ તરફ નમી આવે છે. આ વખતે પેટ આગળ લચી પડે છે. આવી રીતે પેટને ઢળતું અટકાવવા માટે પેટ ઉપર બાંધવાના વિલાયતી પટા તૈયાર આવે છે તે ઢળી આવતા પેટના આગલા ભાગને ઉંચો રાખે છે. સ્ત્રીઓને પોતાનું શરીર ખસી જાય એવી બીક લાગતી હોય તેણે ગર્ભવતી હોય ત્યારે જરૂર આ પટાનો ઉપયોગ કરવો જોઇએ. આ પટાઓમાં અંદર રબર હોવાથી પેટ ઉપર તેનું બીલકુલ દબાણ થતું નથી.

૧૦. હવે બહાર નીકળેલા ભાગને અંદર રાખવા માટે પ્રથમ સ્ત્રીને યોગ્ય સ્થિતિમાં સુવાડીને બહાર નીકળેલ ભાગને[1] તેલ લગાડીને દાબી બહાર નીકળેલો ભાગ બેસારી દેવો. ઘણી વાર તો સ્ત્રી પોતાને હાથેજ દાબે છે અને તે બેસી જાય છે, પણ ઘણો વખત બહાર રહેવાથી સોજો વિગેરે થયું હોય ત્યારે વૈદ્યની જરૂર પડે છે. સ્ત્રીને બીછાનામાં સુવાડી રાખવી તથા બહાર નીકળેલા ભાગને ટેકો આપી ચડીઆતો રાખવો, પછી તે ઉપર બરફનાં કે ઠંડા પાણીનાં પોતાં મુકવાં. રાળના લેપનો પાટો બાંધવો અને બહાર નીકળેલ ભાગનું કદ ન્હાનું થાય ત્યાર પછી બેસારવાની ક્રિયા કરવી. વાગ્ભટ્ટમાં કુલીર[2] નામના પ્રાણીની અને સુવરની ચરબીથી ઢીલા સ્નાયુઓને જોર મળે છે એમ લખ્યું છે, તથા બહાર નીકળેલા ભાગને દુધની બાફ આપી ઘી ચોપડીને પછી બેસારવાનું લખેલું છે. બને ત્યાં સુધી વાયુની ચિકિત્સા

---

૧. स्निग्ध स्विन्नां तथा योनिं दुःस्थितां स्थापयेत् समां पाणिनोन्नमयेज्जिह्मां संवृतां व्यधयेत् पुनः प्रवेशयेन्निसृतांतु विवृतां परिवर्तयेत् स्थानापवृत्तायोनिर्हि शल्यभूतास्त्रियोमता सर्वांव्यापन्न योनिं च कर्मभिर्वमनादिभिः मृदुभिः पंचभिर्नारीं स्निग्धास्विनामुपाचरेत् सर्वतः सुविशुद्धायाः शेषं कर्म विधीयते.

૨. कुलीर सुकरवसा सर्पिभिर्मधुरैः श्रृतैः पुरयित्वा महायोनीं बध्नीयात् सौमनस्कैः प्रशस्तां सर्पिषाभ्यज्य क्षीरास्विन्नां प्रवेशयेत् बध्नीयात् वेशवारस्य पिंडं मूत्रेण कल्कितं. यच्च वात विकाराणां कर्मोक्तं तच्च कारयेत् न हि वाताद्दते योनिर्वनितानां प्रदूष्यति.

કરવી; કારણ કે વાયુ વિના એવી જાતની વ્યાપત્તિ થતી નથી એવો પણ તેનો મત છે.

૧૧. બહાર નીકળેલો ભાગ પોતાને સ્થાનકે બેઠા પછી ફરી ફરી ખસી ન જાય એટલા માટે વનિતાને આરામ આપવો. બનતાં સુધી સુવારીજ રાખવી. આગળ જણાવેલી સ્તંભન દવાઓનાં પોતાં અને પિચકારીઓ આપવી. ધોવામાં હમેશાં ઠંડું પાંણી વાપરવા કહેવું. દરદીને આગળ જણાવ્યા પ્રમાણે ટૉનિક–શક્તિની દવાઓ આપવી. ખાંસી જેવો વ્યાધિ થવા દેવો નહિ. ગ્લીસરાઇન અથવા ગ્લીસરાઇન વિથ ટૅનિક ઍસિડનાં પોતાં રાખવા આપવાં. ઉપર જણાવેલ વસા (ચરબી)નાં પોતાં રાખવાં તથા હમેશાં એક્સ્ટ્રેક્ટ ઑફ અર્ગટ (અર્ગટની રસક્રિયા) બજારમાં તૈયાર મળે છે તેનાં ૧૫ ટીપાં દીવસમાં ત્રણ વખત આપવાં. આ દવા થોડા દિવસ આપવાથી ગર્ભાશય ઘણું બળવાન થાય છે. આપણા દેશમાં કપાસનાં મુળ એ અર્ગટના જેવો ગુણ કરે છે, એવું સદ્‌વૈદ્યોનું માનવું છે. કપાસીઆના તેલનું પોતું રાખવાથી પણ આ દરદમાં સ્નાયુઓને જોર મળે છે તથા એનાથી પ્રદર મટે છે. મેં સન ૧૯૧૦ માં આ દવાશાળામાં કપાસીઆનું તેલ વાપર્યું હતું.

૧૨. આ સિવાય ખસેલા ગર્ભાશયને પોતાને સ્થાને બરાબર પકડી રાખવા માટે જુદી જુદી જાતની પેસરીઓ (જેને સ્ત્રીઓ બંગડી અથવા કડીઓને નામે ઓળખે છે) આવે છે તે ઉપયોગી છે. બધામાં હોજીસે બનાવેલી પેસરીને હોજીસ પેસરીના નામથી ઓળખાય છે તે વધારે સારી ગણાય છે. બીજી પણ કોઈ બંગડી પહેરવામાં અડચણ નથી. એટલું ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે એ પેસરીથી કોઇ જાતની નવી વ્યાપત્તિ (પીડા) ઉભી ન થાય, અને થાય તો તરત તેના ઉપચાર કરાવવા. આ બધાથી દરદ ન મટે તો સારા દાક્તર પાસે શસ્ત્રકર્મ કરાવવું એ તેનો અંતિમ ઉપાય છે. પેસરી પહેરવાનું કામ પણ સારી રીતે જીતહસ્ત થયેલ દાયણ પાસે કે દાક્તર પાસેજ કરાવવું. અનાડી માણસોનો ભરૂંસો ન કરવો એવી મારી સલાહ છે.

## વરાંગ પર્દન-અવાજ.

જેવી રીતે અપાનદ્વાર વાટે ઘણીવાર વાસવાળો કે વાસ વગરનો શબ્દવાળો વાયુસ્રાવ અથવા અધોવાયુ થાય છે, એવીજ રીતે ઘણી-વાર ઘણી અબળાઓને બેસતાં ઉઠતાં, વાંકા વળીને ઉભા થતાં અથવા કાંઇ બળવાળી ક્રિયા કરવા જતાં, તેમજ સંપ્રયોગ* પછી વરાંગમાંથી શબ્દવાળો વાયુસ્રાવ થાય છે અને તે કાંઇક વધારે સંભળાય છે. સ્ત્રીઓને આ દરદ કાંઇ બીજી અડચણ કરતું જણાતું નથી પરંતુ તેનાથી તેઓ બહુજ કંટાળે છે, અને શરમાય છે, એટલું તો ખરૂંજ છે. તેમ એ દરદ સ્નાયુઓ ઢીલા છે અને શરીરનો બંધારો નથી એટલું બતાવી પણ આપે છે. વળી ઘણું કરીને ઉપર બતાવેલાં ભ્રંશના દરદના પૂર્વરૂપમાંજ ઘણું કરીને આ દરદ થાય છે. ઘણી સુવાવડો પછી અથવા પહેલી કે બીજીજ સુવાવડે થઇ આવે છે. કેટલીકવાર એકાદ સુવાવડ પછી એ દરદ થઇ બીજી સુવાવડ આવતાં સુધી રહી બીજી સુવાવડમાં સારી માવજત થવાથી આપો-આપ પણ મટી જાય છે.

આ દરદ કાઠીઆવડ કરતાં આ દેશમાં એટલે ગુજરાત કહાન-મમાં વધારે જોવામાં આવે છે, કારણ કે કાઠીઆવાડમાં સુવાવડમાં જાણ્યે અજાણ્યે પણ કાંઇક અંશે શાસ્ત્રીય રીતિ એટલે ચરકમાં લખેલી સુવાવડની પદ્ધતિ થોડી ઘણી જળવાઇ રહી છે. કાઠીઆ-વાડમાં સ્ત્રીઓ ૧૦ દિવસ પુરેપુરો આરામ લે છે, તાપ શેક ચાલુ રાખે છે અને સ્નેહવાળી તેમજ પંચકોલ કે ત્રીકટુયુક્ત રાબ કે શીરા શિવાય બીજો ખોરાક લેતી નથી. તેમજ, ભલે દેશી પદ્ધતિના અને દેશી દાયણો મારફત, પણ યોગ્ય સ્થાનિક ઉપાયોનો આશ્રય લે છે.

આ ગુ૦ પ્રાંતમાં સુધારાનું અનુકરણ વધારે હોવાથી સ્ત્રીઓ શેક કરતી નથી. પહેલાજ દિવસથી ચલનવલન અને ફળીઆમાં બેસીને સ્નાન શરૂ કરે છે. બચ્ચાંને નડે નહિ એવા હેતુથી કે વહેમથી પહેલા પાંચ દિવસમાંજ બધો ખોરાક, તેમાં પણ ખાસ કરીને વાતલ-વાલ,

* મૈથુન.

ચોળા, કોળું અને બીજા એવા પદાર્થો લેવા માંડે છે. તેમ સુધરેલી પદ્ધતિ પ્રમાણે મદ્યપાન અને મદ્યસ્નાન કે પિચુ લેવામાં તેઓની ધર્મભાવના આડી આવે છે. સ્થાનક લેવાની દવાઓથી તો અજ્ઞાન હોય છે, અને જેઓ જાણે છે તેઓને તે દવાઓ "અપટુ ડેટ" ન હોવાથી ગમતી નથી! આવાં આવાં ઘણાં કારણોથી વરાંગપર્દનનું દરદ આ દેશમાં વધારે જોવામાં આવે છે. ઉપાયમાં દરદનું કારણ મળી આવે તે દૂર કરવું. વરાંગના સ્નાયુઓ બળવાન થાય એવા ઉપચારો કરવા. સ્નિગ્ધોષ્ણ અને વાતહર ચિકિત્સા કરવી.

૧. મેથી, ગુંદર, જંગલી કળથી (ચીમેડ) વિગેરે દવાઓ સુખડીમાં મેળવીને ખાવાથી શરીર મજબુત થાય છે, એવું સ્ત્રીઓ માને છે.

૨. સ્થાનિક ઉપચારોમાં ૧. સુવાનું ચૂર્ણ, મેથીનું ચૂર્ણ તથા હીમજનું ચૂર્ણ સરખે વજને મેળવી મલમલના કકડામાં બાંધી તે પોટલી ગરમ તેલમાં બોળીને વરાંગમાં રાખવાથી વરાંગનો અવાજ મટી જાય છે. ૨. એકલા સુવાની પોટલીથી પણ ફાયદો થાય છે. ૩. ગુગળ દેવતા ઉપર નાંખીને માંચીએ બેસીને ધુમાડી લેવાથી પણ લાભ થાય છે. બીજી પણ સમજુ દાયણો બતાવે તે ઉપચારો કરવા. એક સુવાવડ કથળી હોય તો બીજી સુવાવડમાં સારી માવજત કરવી. ૪. સુવાવડ પછી સુવા વાપરવા. ૫. પેટ ઉપર પાટો બાંધવો. ૬. વાતહર, સ્નિગ્ધ, ઉષ્ણ, ખોરાક લેવો તથા ૭. પેટ ઉપર પથરો મુકીને શેક કરવો, એથી સુવાવડની વિકૃતિ ઘણું કરીને દૂર થઇ જાય છે અને તે સાથે શબ્દ પણ દૂર થઇ જાય છે.



# પ્રકરણ ૫ મું.

## ગર્ભાશયનાં ભયંકર દરદો.

અત્યાર સુધી જે દરદોનું વર્ણન આપ્યું છે તે ઘણુંખરાં ઘણાજ સામાન્ય દરદોનાજ સંબંધમાં આપ્યું છે. જે દરદોનો સામાન્ય રીતે ઘણી ખરી યુવતીને અનુભવ હોય છે એવાં દરદનુંજ વર્ણન આપ્યું છે. તે સાથે આપણે જે ક્રમે શરીરરચના જોઇ ગયા છીએ તે ક્રમને પણ લગતુંજ આપ્યું છે. અહીંથી હવે ગર્ભાશયને લગતાં દરદોનું વર્ણન શરૂ થાય છે. આ દરદો પણ સ્ત્રીઓનેજ થાય છે, પરંતુ વૈદ્ય કે દાક્તરની અથવા દાયણની મદદ સિવાય સ્ત્રી જાતે એમાં ઘણું ઓછું સમજી શકે એવું છે, તેમજ દેશી વૈદ્યોમાંના સર્વને અને બધી દાયણોને પણ એ દરદ સમજતાં મુસ્કેલી પડે એવું છે, એટલે તેને આપણે સામાન્ય દરદોથી કાંઇક જુદાં પાડીશું; એમ છતાં શરીરરચનાનો ક્રમ જોતાં વરાંગનાં દરદો પછી ગર્ભાશયનાં દરદો આવવાં જોઇએ; માટે અહીંજ તેના સંબંધમાં કાંઇક કહેવું એ ઠીક છે.

## ગર્ભાશયની ગ્રીવાનો અવરોધ-(એટ્રેસીઆ ઑફ ધી સર્વિકસ્).

આ દરદ કુદરતથી કોઇકનેજ થાય છે. પરંતુ જ્યારે તે કુદરતથી હોય છે ત્યારે સ્ત્રીની પુખ્ત ઉંમર થયા પછી ઋતુસ્ત્રાવનો વખત થાય તે વખતે સ્ત્રીને હંમેશાં પેઢુમાં પીડ થાય છે અને તે પીડ દર માસે ઋતુસ્ત્રાવ વખતે વધે છે. સાધારણ રીતે આવી કુદરતી ખોડવાળી સ્ત્રીને કમરમાં હંમેશાં ઝીણો ઝીણો દુખાવો રહે છે. બીજી રીતે તેના શરીરનો બાંધો બરાબર હોય છે, તેમ તેને સંસારસુખમાં કોઇ જાતની અપ્રીતિ હોતી નથી. વરાંગનો માર્ગ તથા ગર્ભાશય બરાબર હોય છે. પરંતુ તર્જનીપરીક્ષાથી તપાસ કરતાં ગર્ભાશયના મુખનું છિદ્ર જણાતું નથી. વળી દર્શનનળીકા ( સ્પેક્યુલમ )થી પરીક્ષા કરતાં ગર્ભાશયના મોંઢા ઉપર પાતળું પડ જણાય છે, અને અવરોધ

પાછળથી થયેલો હોય છે તો ગર્ભાશયના મુખની અંદર ધોળો પદાર્થ ભરેલો જણાય છે તથા કમળમુખ સુજેલું માલુમ પડે છે તથા સોજો અને સ્રાવ ઘણા વખતનો હોય છે તો કમળમુખનો સ્પર્શ કડણ લાગે છે.

ઘણું કરીને કુદરતી સિવાય નીચેનાં કારણોથી આ દરદ વધારે ભાગે થતું જોવામાં આવે છે. ગર્ભાશયના મોંઢા ઉપર ઇજા થવાથી, પ્રસવ પછી ગર્ભાશય અગર તેનાં મોંઢા ઉપર ક્ષત થયું હોય તે પાકીને રૂઝ આવતી વખતે સંકોચ થઇ જવાથી, ચાંદી, પ્રમેહ કે બીજા કોઈ દરદને લીધે ગર્ભાશયના મોંઢા ઉપર કાસ્ટિક (સીલ્વર નાઇટ્રેટ) જેવી દાહક દવા લગાડવી પડે અથવા શસ્ત્રોપચાર કરવો પડે અને તે ક્ષત રૂઝાય તે વખતે બરાબર સંભાળ ન રહે અને ગર્ભાશયના મુખની બન્ને દિવાલો સામસામી ચોંટી જાય તેથી; વળી કેટલીક વાર કમળના મોંઢા ઉપર ક્ષત હોવાથી તેમાં ખીલ જેવા ઝીણા ઝીણા દાણા ઉપડી આવે છે, તેથી ગર્ભાશયનું મુખ બંધ થઇ જાય છે, અથવા ખીલને લીધે અંદર એક જાતનો સફેદ પદાર્થ એકઠો થઇ જાય છે અને તે પણ અવરોધના કારણરૂપ થઇ જાય છે. બહારના મુખની પેઠે અંતર-મુખમાં પણ પ્રતિબંધ હોય છે. બન્નેનાં કારણો એકજ છે. તે સિવાય ગર્ભાશયની વક્રતાથી પણ અંદરનાં મુખનો અવરોધ થાય છે.

ગર્ભાશયનાં મોઢાં ઉપર ક્ષત હોય તો તેથી સ્પર્શ સહન થઇ શકતો નથી. આર્તવનો વિકાર હમેશાં રહે છે; તથા કમર, સાથળ વિગેરે અવયવોમાં દરદ રહે છે.

**ઉપાયઃ**—કારણ જણાય તે પ્રમાણે કરવા. આ દરદમાં ઉપર જણાવેલાં લક્ષણો ઉપરથી તથા બની શકે એટલી પરીક્ષાથી દરદની ખાત્રીવાળી પરીક્ષા કરી આપવી એટલુંજ આપણું કાયચિકિત્સકો (ફીઝીસ્યન્સ)નું કામ છે. બાકીની બધી ક્રિયા કુશળ શસ્ત્રવૈદ્યોને હાથેજ થવા દેવી અને મહારાજ દૃઢબળનું વચન બરાબર યાદ રાખવું કે **तत्र धान्वंतरीयाणा मधिकारः क्रियाविधौ वैद्यानां कृतयोगानां ।** આવી બાબતોમાં ધન્વંતરિય (સર્જનો) શાખાના વૈદ્યોનેજ કામ કરવાનો અધિકાર છે, અને તે પણ કૃત-

યોગ્ય (કૉલેજમાં ગુરૂ પાસે શીખેલા) હોવા જોઇએ. દાક્તરોનાં વાસણો ઉપાડીને બની બેઠેલા ન હોવા જોઇએ! વૈદ્યોની ફરજ છે કે જે કામ પોતે ન જાણતા હોય એવા કામમાં બીલકુલ માથું ન મારતાં તે કામ સારી રીતે જાણનાર પાસેજ જવાની દરદીને સલાહ આપવી જોઇએ. બીજા ધંધાઓમાં કદાચ પોતાનું અજ્ઞાન બતાવવાથી આબરૂ ઘટતી હશે; પરંતુ વૈદ્યકના ધંધામાં તો એવું અજ્ઞાન બતાવવાથી બીલકુલ આબરૂને ધક્કો લાગતો નથી, એવું અમારૂં માનવું છે.

## ગર્ભાશયની ગ્રીવાનો સંકોચ (સ્ટેનોસીસ ઑફ ધિ સર્વિકસ).

ઘણું કરીને અવરોધની પેઠે સંકોચ પણ ગર્ભાશયના બાહ્ય મુખમાંજ વધારે જણાય છે. બાહ્ય મુખ એક ઝીણી (પિન) ટાંકણી[1] જેવું માત્ર જણાય છે, અને સંકોચની ઉપરનો ભાગ પહોળો લાગે છે. આ રોગ પણ જન્મથી તેમજ પાછળથી થયેલો હોય છે. ઘણું કરીને પ્રસવ પછીનાં સુકાં ચાંદાંથી અથવા ગર્ભાશયની ગ્રીવા ઉપર શસ્ત્ર ક્રિયા કરવાથી કે દાહક ઔષધોના પ્રયોગથી અથવા દાહવાળી શ્લેષ્મ-ત્વચા સામસામી ચોંટી જવાથી પણ એ રોગ થઇ આવે છે.

**લક્ષણો:**—અટકાવ આવતાં પીડા {કષ્ટાર્તવ}, વાંઝીઆપણું, સંપ્રયોગ (મૈથુન) વખતે પીડા, એ આ રોગમાં મુખ્ય લક્ષણરૂપે દેખાય છે. કોઇ કોઇ વાર એ બધાં લક્ષણોની સાથે અત્યાર્તવ પણ દેખાય છે. આ રોગ ઘણા દિવસ રહેવાથી પરિણામે પેલ્વીક પેરીટો-નાઇટીસ્ એટલે બસ્તીની રસત્વચાનો દાહ અથવા ટુંકામાં લીગામેંટ કે રસત્વચાનો દાહ પણ ઉપદ્રવરૂપે થઇ આવે છે.

**ઉપાય:**—આ દરદમાં સાંકડા માર્ગને કાપીને અથવા ટેન્ટ નળી વિગેરે સાધનો મારફત પહોળો કરવો, અને પહોળો રાખવો એજ જરૂરનું છે. આ દરદમાં ડાક્ટરોની સલાહ લેવી અને તે પ્રમાણે વર્તવું. બીલકુલ દરદની ઉપેક્ષા ન કરવી. અને કપાવવાના સંબંધમાં ખોટો વહેમ ન રાખવો.

---

૧. આ દરદ કદાચ પ્રાચીન વૈદ્યોનું "सूचीमुखी योनिव्यापत्" નામનું દરદ હોય. वातलाहार सेविन्यां जनन्यां कुपितोनिलः स्त्रीयोयोनिमणु-द्वारां कुर्यात सूचीमुखीतिसा.

## ગર્ભાશય પ્રદાહ તથા ગર્ભાશય પ્રદર (મેટ્રાઇટીસ્).[1]

ગર્ભાશયના દાહના ૧. તીક્ષ્ણ પ્રદાહ અને ૨. દીર્ઘ પ્રદાહ એવા બે ભેદ છે.

તીક્ષ્ણ દાહના લક્ષણમાં મુખ્ય ગર્ભાશયમાં વેદના થાય છે. ગર્ભાશય અથવા ફલકોષ ( ઓવરી )ને દાબતાં વેદના વધારે થાય છે. જાંગમાં તથા કમ્મરમાં દરદ થાય છે, અને તે દરદ જાંગથી કમ્મર સુધી ફેલાયેલું હોય છે. પેઢુમાં બોજો લાગે છે, પેશાબની હાજત વારંવાર થાય છે અને પેશાબ કરતાં મરડાની પેઠે ઘણું જોર કરવું પડે છે. મૂત્રકૃચ્છ્ર થઇ આવે છે. પેટ ચડેલ જેવું લાગે છે. વખતે આફરો ચડી આવે છે. વળી ઘણું ખરૂં ઉપર જણાવેલાં સ્થાનિક લક્ષણો સિવાય નીચે જણાવેલાં શારીરિક અથવા સર્વાંગ વિકારનાં લક્ષણો પણ જણાય છે. જેમકે તાવ મોળ અને ઉલટી થાય છે. તેની સાથે કોઇ કોઇ સ્થળે હિસ્ટીરીઆનાં લક્ષણો પણ જોવામાં આવે છે. રોગ ઘણો વધે તેની સાથે થોડો ઘણો બકવા, આળસ, નિદ્રા અથવા ઘેન અને અત્યંત નબળાઇ વધતી જાય છે. કોઇ કોઇ વાર ઝાડા પણ થઇ આવે છે. પ્રથમ દરદની શરૂઆતમાં ઘણું કરીને પ્રદર જેવો સ્રાવ નીકળતો નથી, પરંતુ બે કે ત્રણ દિવસ પછી અત્યંત દુર્ગંધવાળો, શ્લેષ્મ તથા પરૂથી મિશ્રિત અને કોઇ કોઇ જગ્યોએ રક્તમિશ્રિત ચીકણો સ્રાવ ઝરવા માંડે છે. તર્જની પરીક્ષાથી તપાસ કરતાં ગર્ભાશય જરા વધેલું મોટું દેખાય છે તથા તેમાં સ્પર્શથી વેદના થાય છે, તેમજ ગર્ભાશયની ગ્રીવાનો સ્પર્શ કરતાં ગર્ભાશયની રક્તવાહીની ( ધમની )નો થડકો આંગળીને માલમ પડે છે. ગર્ભાશયનો પદાર્થ વધુ દાહવાળો તથા સોજાવાળો અને કોમળ જણાય છે. રોગની પ્રબ-

---

૧. મેટ્રાઇટીસ એ વ્યાધિ પૈત્તિક યોનિવ્યાપત્ જેવો લાગે છે પૈત્તિક આર્તવ દોષનાં પણ કેટલાંક લક્ષણો છે.

यथा स्वैर्दूषणै र्दुष्टं पित्तं योनिसमाश्रितं ।
करोति दाहपाकोषा पूतिगंधज्वरान्वितां ॥
भृशोष्ण, भूरि, कुणप, नील, पीत, सितार्तवां ।
सा व्यापत् पैत्तिकी रक्तयोन्याख्याऽसृगतिस्रुतेः ॥

ળતા વધવાની સાથે તેના ( ગર્ભાશયના ) ટીસ્યુઓમાં પરૂ પેદા થઇ ક્રમે ક્રમે ફોડલાઓ થઇ આવે છે. બસ્તી પ્રદેશના કોષના તંતુ ( પેલ્વીક સેલ્યુલર ટીસ્યુ )ઓની શીરાઓમાં તેમજ પૃથુબંધન એટલે બ્રૉડ લીગામેન્ટના પડમાંથી પણ પરૂ મળી આવે છે.

**કારણો:**—સાધારણ રીતે પ્રદાહનાં જે કારણો હોય છે તેજ કારણો આને પણ લાગુ પડે છે. એકાએક ગર્ભસ્થાનને ઠંડી લાગ- વાથી અથવા અલ્પાર્તવ કે નષ્ટાર્તવનાં દરદોને લીધે તથા સંકોચક ઔષધોની સખ્ત પિચકારી મારવાથી, હદ ઉપરાંત સંપ્રયોગથી એટલે વિષય ભોગવવાથી પ્રમેહનો ચેપ લાગી ચાંદુ પડી તે દાહ ધીમે ધીમે ફેલાવાથી, કાંઇ બાહ્ય પદાર્થનો ગર્ભાશયનાં મોઢાં ઉપર આઘાત થવાથી, આ તીક્ષ્ણ પ્રદાહ થઇ આવે છે. પ્રમેહનો ચેપ એ મુખ્ય કારણ મનાય છે. અને પ્રસવ વખતનો આઘાત એ તરૂણ પ્રદાહને ઉત્તેજન આપે છે.

ચિકિત્સામાં પ્રથમ દરદીને જેમ બને તેમ આરામ આપવો. દર- દીને પથારીમાંજ સુઇ રહેવા ફરમાવવું. સુવાવડમાંથી ચેપી ઝેર લાગુ પડીને દરદ થઇ આવ્યું હોય તો તથા અંદરથી નીકળતો પ્રદરનો પ્રવાહ વધારે દુર્ગંધવાળો હોય તો કોઇપણ, ચેપને અટકાવનારી દવા, જેવી કે પરમેંગનેટ ઓફ પોટાસ, કારબોલીક એસીડ વિગેરે ઔષધના પ્રવાહીથી ગર્ભાશયનું પ્રક્ષાલન કરવું, તેમજ પિચકારી ( એનીમા ) એટલે બસ્તીથી આંતરડાં સાફ કરવાં. પેટની નીચે પેઢુના ભાગ ઉપર ગરમ પાણીમાં બોળેલ કકડાથી અથવા અળસીની કે ઘઉંની પોટીસથી અગર રોટલાથી શેક કરવો. ( આ દરદમાં શેક ઘણો સારો ફાયદો કરે છે, એવું મેં અનુભવ્યું છે. ) સ્ટવ કે સગડી ઉપર તપેલી મુકી તેમાં પાણી ભરી તે પાણીની અંદર ૧ થી ૨ ઔંસ ટેરપેન્ટાઇન નાંખીને ગરમ કરવું. તેમાં વરાળ થવા માંડે ત્યારે તેની ઉપર ચાળણી કે હવાલો ઢાંકી તે વરાળમાં કકડા ગરમ કરી શેક કરવો.

ખાવાની દવાઓમાં ક્વિનાઇન આપવું. બીજી પણ શક્તિની

દવાઓ અને શોથહર દવાઓ આપવી જોઇએ, તદુપરાંત કોઇ પણ કારણુથી થયેલ ગર્ભાશય પ્રદાહનાં દરદમાં દરદીને પથારીમાંજ સુવારી રાખવું, એ ઉત્તમ ચિકિત્સા છે. પ્રદાહ ઉગ્ર હોય અને જરૂર જણાય તો કમળના મોઢા ઉપર અથવા વરાંગ પ્રદેશમાં થોડી જળો મુકીને ખરાબ લોહી કાઢી નાંખવું. પેઢુ, ઉદર, ગર્ભાશય અગર સોજાવાળા ભાગને ઠેકાણે રાઇનું પ્લાસ્તર મારવું. દોષઘ્ન લેપ ( સરસવ, સાટોડીનાં મૂળ, સરગવાની છાલ, સુંઠ અને તેલીઓ દેવદાર એટલી દવાઓને દોષઘ્ન લેપ કહે છે. ) છાશમાં વાટીને પેઢુ ઉપર પોટીસની પેઠે મોટો લોચો બાંધવો એથી ઉપરની ચામડી લાલ થઇ લોહી ઉપર ખેંચાઇ આવવાથી અંદરનો સોજો નરમ પડે છે. દરદ પછીની નબળાઇમાં ગરમ પાણીથી દરદીને સ્નાન કરાવવું. ગરમ પાણીની પીચકારી ( ડુશ ) આપવી, અને શક્તિની દવાઓ આપવી. ગ્લીસરાઇનનાં પોતાં મુકવા આપવાં તથા ગર્ભાશય અને વરાંગને ઘણા દિવસો સુધી આરામ આપવો; મતલબ કે સંસાર ધર્મથી મુક્ત રહેવું. દેશી વૈદ્યે દરદ સમજાય ત્યારથીજ દરદીને આશ્વાસનપૂર્વક સમજાવીને વિદ્વાન દાક્ટરના હાથની સારવાર નીચે સોંપી દેવાની તજવીજ કરવી. એમાંજ દરદીનું અને વૈદ્યનું કલ્યાણ છે.

## જુનો ગર્ભાશય પ્રદાહ—{ મક્કલ }

આ રોગની ભિન્ન ભિન્ન અવસ્થાઓમાં ગર્ભાશયની અંદર જુદા જુદા નૈદાનિક ફેરફારો થાય છે. રોગની શરૂઆતમાં ગર્ભાશય વધેલું રક્તપૂર્ણુ અને કોમળ જણાય છે. પાછળની અવસ્થામાં તે દઢ, રક્તહીન અને કઠણુ થઇ જાય છે. રસત્વચાનું ( પેરીટોન્યલ ) આવરણુ પોતાનાં સ્વાભાવિક રંગનુંજ રહે છે અથવા એમાં ઠેકાણે ઠેકાણે દાહને લીધે નીકળી આવેલાં લોહીનાં છાંટણાં દેખાય છે. ગર્ભાશય બધી દિશાએથી એક સરખી રીતેજ વધેલું હોય છે.

આવી અવસ્થામાં જો ગર્ભાશયમાં કાપ મુકીને તપાસ કરવામાં આવ્યો હોય તો પહેલી સ્થિતિમાં દરેક ટીસ્યુ કોમળ અને લાલ જણાય છે, પણ પાછલી અવસ્થામાં ધોળા અને ઉપાસ્થિ (કાર્ટિલેજ)

જેવા જણાય છે. ગર્ભાશયની દીવાલ જોઇએ તેના કરતાં વધારે જાડી તથા ગર્ભાશયની અંદરનું પોલાણ જોઇએ તેના કરતાં વધારે મોટું શરૂઆતમાં હોય છે અને છેલ્લી અવસ્થામાં ગર્ભાશયમાં સંયોજક તંતુ ( કનેકટીવ ટીસ્યુ ) વધારે દેખાય છે અને પેસીઓ તથા સૂત્રોનું પરિમાણ ઓછું થયેલું જણાય છે.

**કારણોઃ**—૧. ગર્ભાશયમાં ફૂલ અથવા ઓર ( પ્લેસન્ટા )નો કોઈ અંશ, સડેલી શ્લેષ્મત્વચા કે એકઠું થયેલું જામેલું રક્ત, રહી જવાથી, ૨. ગર્ભાશય ગ્રીવા ફાટી જવાથી, ૩. પ્રસવ પછી બસ્તીનો પ્રદાહ થવાથી, ૪. સુવાવડ પછી એકદમ શરીરમાં જોઈએ એવી શક્તિ આવતાં પહેલાં ઉઠવા બેસવા તથા ફરવા હરવા મહેનત કરવાથી, ૫. એકાએક ધાવણ ચડી જવાથી કે બચ્ચું માંદુ પડવાથી અથવા મરી જવાથી ધાવણનો પ્રવાહ તદ્દન બંધ થવાથી, ૬. વખતો વખત કસુવાવડો થવાથી, ૭. ગર્ભાશયની અંદરની અગર તેની પાસેની કોઇ ગાંઠ મોટી થવાથી તેનો બોજો ગર્ભાશય ઉપર પડવાથી, ૮. ગર્ભાશયની અંદરની શ્લેષ્મત્વચાનો પ્રદાહ ( એન્ડો મેટ્રાઇટીસ ), થવાથી ૯. તેમજ ચિકિત્સા માટે વધારે પડતાં દાહક ઔષધોનો ઉપયોગ થવાથી, આ દરદ ઉત્પન્ન થાય છે.

**લક્ષણ**—ઘણું કરીને ઘણેખરે ઠેકાણે સુવાવડ પછી આ રોગની શરૂઆત હમેશાં થતી જોવામાં આવે છે. વળી ઘણે ભાગે એવું પણ જોવામાં આવે કે, જીર્ણ ગર્ભાશય પ્રદાહવાળી સ્ત્રીઓને દર વખત કસુવાવડો ઉપરાઉપર થયા કરે છે. દરદી સુવાવડમાંથી ઉઠયા પછી તેને શરીરમાં પહેલાંના જેવી શક્તિ આવતી નથી. પીઠ અને કમરના ભાગમાં ક્ષીણતા જણાયા કરે છે, કોઇ કોઇ જગાએ પીડમાં વેદના થાય છે, બસ્તી એટલે પેઢુના ભાગમાં ભાર લાગે છે, તેમજ હાથપગ ઢીલાં ઢીલાં લાગે છે. પ્રદર ( ગર્ભાશય પ્રદર ) અત્યાર્તવ ( મેનોરેજીઆ ) અને વાંઝીઆપણું પણ આવે છે. ગર્ભાશય વધેલું અને મોટું જણાય છે અને ગર્ભાશયમાં સળી ( સાઉન્ડ ) દાખલ કરી હોય તો ગર્ભાશયના પોલાણમાં તે સળી આમ તેમ બધે ફરી

વળે છે. તે સળી અઢી ઇંચ ઉપર ગર્ભાશયમાં ચાલી જાય છે. જઠરાગ્નિ મંદ પડી જાય છે, અન્ન પચતું નથી, ઝાડો અનિયમિત આવે છે, કમર તથા માથું દુખે છે, શક્તિ ઓછી થતી જાય છે અને ચહેરો ફીક્કો પડી જાય છે.

**ઉપાયઃ**—૧. દાહને લીધે બસ્તીની અંદરના યંત્રોમાં ધીમો રક્ત સંચય થયા કરે છે તે ઓછો થવા માટે પ્રથમ પ્રયત્ન કરવો જોઇએ. દરદીએ અત્યંત આળસુ[1] સ્વભાવ છોડી દેવો, તેમ રોગીણીને ઘણી· વાર ઉંધ્યાજ રહેવાની મના કરવી, કારણ કે આ દરદમાં જો કે આરામ આપવાની પણ જરૂર છે. તોપણ આરામ આપતાં ખાસ ધ્યાન રાખવું જોઇએ કે એ આરામથી શરીરની તંદુરસ્તીને કે પોષણને જરા પણ નુકશાન ન થાય. હમેશાં થોડી માફકસર કસરત અને તે સાથે આરામ એમ બન્ને થવાં જોઇએ.

૨. દાક્તરો આ દરદમાં ગર્ભાશયની રક્ષા કરવા માટે પેસરી ( ઘોડી ) પહેરવાની ભલામણ કરે છે. તે સંબંધમાં તેઓનીજ સલાહ લેવી એ ઠીક છે.

૩. સુવા પહેલાં ૧૦ મિનિટથી ોા કલાક અગાઉ ઠંડા અગર કોકરવરણા પાણીની પિચકારી ( ડુશ ) લેવી એ ઘણું સારૂં છે. પુરૂષસંસર્ગ ઓછો કરવો. દરરોજ સવારે ઠંડાપાણીથી કટીસ્નાન એટલે કમરબુડ પાણીમાં બેસવાનું રાખવું. દસ્તસાફ આવે તેને માટે ખાસ સંભાળ રાખવી.

૪. દાક્તર લોકો જુના ગર્ભાશય પ્રદાહમાં પોટાશ બ્રોમાઇડ અને

---

૧. આપણા દેશની છોકરીઓ અને યુવતીઓ કામકાજ કરવું એ પોતાનો દરજ્જો ઉતારી પાડનારૂં સમજે છે અને તેને લીધે સાધારણ મધ્યમ સ્થિતિનાં કુટુંબોમાં શેઠાઇ વધી ગઈ છે અને હજુ વધતી જાય છે. તેની સાથે રોગો પણ વધતા જાય છે. કારણકે કુદરતને કાંઈ આપણી શેઠાઇની શરમ આવતી નથી. યુવાન છોકરીઓએ સમજવું જોઇએ કે કામ કરવાથી માબાપની કે સાસરાની આબરૂ જતી નથી. પણ કુટુંબની સાહાઈ જણાય છે, અને રોગથી બચાય છે.

પોટાશ આયોડાઇડ[1] આપવાની ભલામણ કરે છે.

૫. દેશી ઉપચારોમાં ગળોની રસક્રિયા ગોળી ૧૦, લીલી દુર્વા(ધ્રો)નો સ્વરસ ઔંસ ૧, મધ તોલા ½ થી ૧ નાખીને સવારે પીવું. ઉપર દુધ પીવું.

૬. યોગરાજ ગુગળ ગોળી ૨ થી ૩, ઘસેલા ચંદનના પાણી ઔંસ ૧ સાથે લેવી. ઉપર દુધ શેર ½ થી ૧ પીવું.

૭. શતાવરીનું ચૂર્ણ તો. ૦। અને ત્રીફલા તો. ૦। સાંજ સવાર મધની સાથે ચાટીને ઉપરથી કુંણી વડવાઇનો રસ ઔંસ ૧ પીવો.

૮. મંજીષ્ટાદિ ક્વાથ ( મજીઠ, હરડે, બહેડાં, આંબળાં, કડુ, વજ, દારૂહળદર, ગળો અને લીમડાની અંતરછાલ )નો ઉકાળો કરીને થોડા દિવસ પીવાથી પણ ગર્ભાશયની સ્થિતિ સુધરી જાય છે.

૯. ઇલ્યાક નામના બસ્તીના ભાગ ઉપર પ્લાસ્તર મારવાથી કે ગર્ભાયના મોઢા આગળ બહારના ભાગમાં આયોડીન લગાડવાથી પણ લાભ થાય છે. ગ્લીસરાઇનનાં પોતાં મુકવા આપવાં.

## ગર્ભાશય પ્રદર.

આગળ પ્રદરના પ્રકરણમાં આ પ્રદર લખ્યું નથી. ઘણું કરીને આગળ જણાવેલાં પ્રદરને લગતાં કારણોથી, ઉપર જણાવેલા એ રોગથી તથા ગર્ભાશયના અંતરપડના દાહ ( એન્ડોમેટ્રાઇટીસ્ ) થી આ દરદ થાય છે. ગર્ભાશય પ્રદરની ધાત કમળના મુખમાંથી નીકળે છે ત્યારે ઇંડાંની અંદરના રસ જેવી હોય છે, પણ બહાર

---

૧ સ્ત્રીઓને ઘણા દિવસ પોટાસ આયોડાઈડ આપવાથી થોડેઘણે અંશે મારો પોતાનો મત વિરૂદ્ધ છે. એક બાઇને સાંધામાં દરદ થયેલું અને દાક્તરોને બતાવતાં એવું નક્કી થયું કે તેને પોટાશ આયોડાઇડ આપવો. છેવટે તે પ્રમાણે કરવામાં આવ્યું અને લાંબી મુદત તેણે તે દવા લીધી. તે પછી તે બાઇને દર બીજે વર્ષે કસુવાવડ બરાબર ૭ મહીને થાય છે. તેની પહેલાંનાં છોકરાં ચાર તંદુરસ્ત હયાત છે. એ એકજ દાખલો છે. પણ મને એવો વહેમ ગયો છે કે એ ક્ષારની ખરાબ અસરથી બાઇને એવું થયું હશે.

આવતાં સાબુના ફીણ જેવી અને વખતે પીળા રંગની થઇ જાય છે, વખતે બહુ ઘાટી હોય છે.

**લક્ષણઃ**—પ્રદરને લગતાં ઘણાં ખરાં લક્ષણો આમાં પણ જણાય છે.

**ઉપાયઃ**—ગર્ભાશયનો જે રોગ જણાય તેની ચિકિત્સા સાથે પ્રદરને લગતા ઉપાયો કરવાથી આરામ થાય છે.

## ગર્ભાશયની શ્લેષ્મત્વચાનો દાહ (એન્ડોમેટ્રાઇટીસ્) ગર્ભાશયનાં અંતરપડનો વરમ]

ગર્ભાશયની અંદરની શ્લેષ્મત્વચાના પ્રદાહને અંગ્રેજીમાં એન્ડો-મેટ્રાઇટીસ કહે છે. તેના પણ બે પ્રકાર છેઃ—એક તીક્ષ્ણ અને બીજો દીર્ઘ (ક્રોનીક) એવા પ્રકારો પાડવામાં આવ્યા છે. તરૂણ શ્લેષ્મ-ત્વચાનો દાહ ગર્ભાશયના સંબંધમાં કોકજ વાર જોવામાં આવે છે.

કોઇક વાર ઋતુ વખતે શ્લેષ્મત્વચાની અંદરનો રક્તસંચય શ્લેષ્મત્વચાના દાહના રૂપમાં પરિણામ પામે છે. તે સિવાય રજસ્વળા અવસ્થામાં અત્યંત ઠંડી લાગવાથી, વધારે પડતો સંપ્રયોગ (મૈથુન સેવન) કરવાથી, તેમજ સાધનમાર્ગની અંદરનો પ્રમેહજન્ય દાહ વધારે વિસ્તાર પામવાથી એન્ડોમેટ્રાઇટીસ્ ઉત્પન્ન થાય છે. સિવાય ટાઇફ્સ, લાલ તાવ, શીતળા, કોલેરા, વિગેરે ઝેરી તાવની ગરમીથી અને ફાસ્ફરસના ઝેરથી પણ તરૂણ ગર્ભાશય શ્લેષ્મત્વચા પ્રદાહ પેદા થઇ આવે છે. પ્રસવ પછી ગર્ભાશયના પ્રદાહમાંથી પણ એન્ડોમેટ્રા-ઇટીસ્ થઇ આવે છે.

હવે જુનો શ્લેષ્મત્વચા પ્રદાહ એટલે એન્ડોમેટ્રાઇટીસ્ ઘણું કરીને તીક્ષ્ણ પ્રદાહમાંથીજ ધીમે ધીમે પરિણામ પામે છે. વળી નીચેનાં કારણોથી પણ ઘણેભાગે આ રોગ પેદા થઇ આવે છે.

ગર્ભસ્ત્રાવ અથવા પ્રસવ પછી વિશેષે કરીને જ્યારે ગર્ભાશય સંપૂર્ણ ખાલી ન થયું હોય તો, અથવા આર્તવ વખતે ઘણી ઠંડી લાગીને કે કોઇ પણ કારણથી રક્તસ્ત્રાવ રોકાઇ જાય તો તેમાંથી, કે ગર્ભાશય સ્થાનચ્યુત થયું હોય અથવા ગર્ભાશયમાં કોઇ જાતની ગ્રંથી

પેદા થઇ હોય, તથા સળી (સાઉન્ડ) અથવા ટેન્ટ ગર્ભાશયમાં દાખલ કરતાં ધ્યાન આપવામાં ન આવે અને તેને લીધે ગર્ભાશયને આઘાત લાગે તેથી, વધારે પડતો વિલાસ ભોગવવામાં આવે, સાધન અથવા ગર્ભાશય ગ્રીવા ઉપરનો સાદો અથવા પ્રમેહજન્ય પ્રદાહ વધીને આગળ જાય ત્યારે, અને તે સિવાય સ્ક્રોફ્યુલા, ક્ષય, ટયુબરક્યુલોસીસ (વ્રણ-શોષ) વિગેરે રોગમાં પણ ગર્ભાશયની શ્લેષ્મત્વચાનો દીર્ઘ પ્રદાહ દેખાય છે.

**લક્ષણો:**—નવા અથવા તીક્ષ્ણ દરદમાં પ્રદાહ ઘણો જોરમાં હોય છે, તેની સાથે સખ્ત તાવ આવે છે. પીઠમાં અને પેઢુના ભાગમાં ઘણું દરદ થાય છે. પહેલાં શરૂઆતમાં પાણી જેવો પદાર્થ (ધાત) નીકળે છે અને પછીથી નીકળેલો રસ દુધ જેવો અને પરૂવાળો થઇ જાય છે. કોઇ કોઇ વાર ઋતુ બંધ થઇ જાય છે. દીર્ઘ અથવા જુના રોગમાં પ્રદર, અત્યાર્તવ, પીડિતાર્તવ, પાછળ (પીઠ) ના ભાગમાં અત્યંત ક્ષીણતા, કમરમાં તથા બસ્તી અથવા પેઢુના ભાગમાં વેદના, પાચનશક્તિની નબળાઇ અને જ્ઞાનતંતુઓને લગતાં દરદો; તેમજ વાંઝીઆપણું અને ગર્ભપાત એ રોગો ઘણું કરી સાથે સાથે હોય છે.

નવા પ્રદાહમાં તર્જની પરીક્ષા વખતે પેટની નીચે દાબતાં વેદના થાય છે. અંદર સ્પર્શ પરીક્ષા કરતાં જણાય છે કે ગર્ભાશય ગ્રીવા સુજેલી છે અને મુખ પહોળું થયું છે તથા શ્લેષ્મત્વચા ઉપડી આવેલી છે. તેનો સ્પર્શ કરતાં મખમલ જેવો સુંવાળો જણાય છે. દર્શનનળી (સ્પેક્યુલમ) થી પરીક્ષા કરતાં સાધનમાર્ગ રક્તના આવેગથી ભરેલો માલુમ પડે છે તથા ગર્ભાશયનાં મોઢાંમાંથી નીકળતો કલેદ જણાય છે. આ દરદમાં સાઉન્ડ—સળીની પરીક્ષા કરવી નહિ, કારણ તેથી દરદીને ઘણીજ વેદના થાય છે, અને વખતે રક્તસ્ત્રાવ પણ થઇ આવે છે.

હવે દીર્ઘ એટલે જુના એન્ડોમેટ્રાઇટીસમાં જો તેની સાથે રસત્વચાનો સોજો, પેઢુનો સોજો (સેલ્યુલાઇટીસ) કે ઓવરી અથવા ફ્લકોષનો સોજો નથી હોતો તો દાબતાં નવા પ્રદાહની પેઠે વેદના

થતી નથી. ગર્ભાશય વધેલું અને કોમળ જણાય છે. ગર્ભાશયમાં શલાકા (સાઉન્ડ)નો પ્રવેશ કર્યો હોય તો તે ૨૩ અઢી ઈંચ લગભગ અંદર જાય છે, અને છે સળી બહાર કાઢતી વખતે તેના ઉપર લોહીના ડાઘ દેખાય છે. કોઇ કોઇ સ્થળે શ્લેષ્મત્વચા લુખી પડી જવાથી અંદર સળી જઇ શકતી નથી. ઘણે ઠેકાણે સળી ગર્ભાશયમાં ગયા પછી ગર્ભાશયના તળા તરફ એટલે ફન્ડસમાં અડવાથી વેદના થાય છે. ગર્ભાશયના મોઢામાંથી ક્લેદ–ચીકણું પાણી–નીકળતું જોઇ શકાય છે.

**ઉપાયઃ**—૧. તીક્ષ્ણ ગર્ભાશયની શ્લેષ્મત્વચાના પ્રદાહમાં દરદીને કોમળ પથારીવશ રાખીને આરામ આપવો. પેટ અને પેઢુ ઉપર ઉનો (ગરમ પાણી, અળસીની પોટીસ, રોટલો, કે કોઇ પણ સ્નિગ્ધોષ્ણ પિંડનો) શેક કરવો.

૨. દરદીને ઘણી વેદના હોય તો વેદના શાંત થવા તથા ઉંઘ આવવા થોડું અફીણ કે અફીણવાળી દવા આપવી.

૩. દસ્ત ન આવતો હોય તો, ઉના પાણીમાં સાબુ ઓગાળી અંદર એકથી બે ઔંસ દીવેલ (કેસ્ટરઓઇલ) નાંખીને તેની એનીમા (નિરૂહ બસ્તી) આંતરડાંમાં આપી આંતરડાં ધોઇને સાફ કરવાં. જરૂર જણાય તો સાદો જુલાબ કે વિલાયતી મીઠું આપવું. કોઇ પણ તીક્ષ્ણ દાહક જુલાબ આપવો નહિ.

૪. રક્તસ્રાવ થતો હોય તો અર્ગટ ૫ થી ૧૦ ગ્રેન આપવું, અથવા કપાસનું મૂળ સુખડની પેઠે ઘસીને ચોખાના ધોવણ સાથે આપવું. બલા–મોટી કાંસકી–કે ખપાટનું મૂળ પણ સુખડની પેઠે ઘસીને આપે છે.

૫. જુના ગર્ભાશયની શ્લેષ્મત્વચાના પ્રદાહમાં કોઇ પણ ક્ષારવાળાં મૃદુ વિરેચક ઔષધોથી એટલે ફ્રુટસોલ્ટ, કાર્બોનાઇસ્ડ વૉટર, કટ્નોઝ પાઉડર, સામુદ્રિક વિરેચન કે વિલાયતી મીઠાથી હમેશાં કોઠો સાફ રાખવો. એળીઆવાળી અને લોહવાળી બનાવટો વધારે ફાયદો કરે છે.

૬. જ્ઞાનતંતુઓ અને પાચનશક્તિને બળવાન બનાવવા માટે ક્વિનાઇન, લોહ, સ્ટ્રીકીનીઆ એટલે ઝેરકોચલાં વિગેરે દવાઓ નિય-

મિત રીતે આપ્યા કરવી, અથવા સુદર્શન ચૂર્ણ, કરીઆતું, કલંભો વિગેરે દવાઓ આપવી.

૭. સ્થાનિક ઉપચારો સારા ડાક્ટરોની દેખરેખ નીચે કરાવવા. નાઇટ્રીક એસીડ, સીલ્વર નાઇટ્રેટ ( કાસ્ટીક ) અને આયોડીન સ્થાનિક ઉપચારોમાં વપરાય છે, તેમજ વખતે એમાં ક્યુરેટ નામના ઓજારનો ઉપયોગ કરવો પડે છે એ બાબતમાં દાક્ટરોની સલાહ લેવી.

## ગર્ભાશયનાં મુખ ઉપરનાં તથા ગ્રીવા ઉપરનાં છાલાં (અલ્સરેશન ઓફ્ ધી ઑસ એન્ડ સર્વિક્સ યુટરાઇ ).

આ અલસર એટલે ચાંદાંના બે ભેદ છે. એક સામાન્ય ક્ષત અને બીજું ક્ષયોત્પાદક–ક્ષયરોગ પેદા કરનારૂં–ક્ષત.

૧. **સામાન્ય ક્ષતઃ—લક્ષણો**–ગર્ભાશયનું શ્વેત પ્રદર કોઇ કોઇ વાર રક્તમિશ્રિત દેખવામાં આવે, ગર્ભાશયના મોઢા ઉપર કોઇ સોઇ ભોકતું હોય એવી તીક્ષ્ણ અથવા ધીમી વેદના થાય, મૂત્રાશયમાં ઘણી ઉગ્રતા જણાય, પેઢુમાં ભાર લાગે, ઝાડે જતી વખતે અથવા ઉભે પગે બેસવાથી તેમજ સંબંધ વખતે વેદનાનો વધારો થાય, ઋતુ આવતી વખતે થોડા વખત પહેલાં દરદનો વધારો થાય અને તે પછી એટલે ઋતુ દેખાયા પછી તરતજ થોડીવાર માટે વેદના નરમ પડી જાય, તથા અટકાવ વધારે આવે; વિગેરે લક્ષણો ઉપરથી તથા હકીકત ઉપરથી ગર્ભાશયના મુખ અથવા ગ્રીવા ઉપરનાં ક્ષત કે ચાંદાં ઓળખી શકાય છે. વળી ગર્ભાશયનું મોઢું નીચું નમી આવે છે અને તેનો સ્પર્શ કરતાં વેદના થાય છે. શ્લેષ્મત્વચાની નીચે સ્પર્શ કરતાં કઠણ, વેદનાવાળા અને ગાંઠોવાળા તંતુઓ જણાય છે. ગર્ભાશયગ્રીવા વધેલી રક્તના સંગ્રહવાળી અને ક્ષતયુક્ત જણાય છે. ક્ષત નીચાં અને અંકુરવાળાં જણાય છે. રોગ જુનો થાય તેમ તેમ અંકુર લાલ અને ક્ષત ઉપર ચારે બાજુએ જાડા જેવા જણાય છે.

**ઉપાય**—આની સર્વાંગ ચિકિત્સા ગર્ભાશયની ગ્રીવાના પ્રદાહ ( મેટ્રાઇટીસ ) ની ચિકિત્સાને લગતીજ કરવાની છે. સ્થાનિક ચિકિત્સામાં ઝીંકસલ્ફેટની પિચકારી ( ડુશ ) આપવી તથા કુશળ દાક્તર

પાસે વખતોવખત સિલ્વર નાઇટ્રેટ (કાસ્ટિક)નો પ્રયોગ કરાવવો, એ આ દરદની મુખ્ય ચિકિત્સા છે. જો દરદીથી દરદવાળા ભાગ ઉપર સ્પર્શ સહન થઇ શકે તો પારાનો મલમ ક્ષત ઉપર ચોપડવો.

૨. **ક્ષયોત્પાદક ક્ષતઃ—લક્ષણોઃ**-કમરની નબળાઈ અને વેદના જણાય છે. બસ્તી-પેઢુના ભાગમાં અસુખ અને વેદના જણાય છે. કોઈ કોઇવાર પેઢુમાં દાહ બળે છે અને કોઇ કાતર મુકીને કાપતું હોય એવું દરદ થાય છે. પ્રથમ શ્વેત પ્રદર થઇ આવે છે અને પાછળથી તે પ્રવાહનો રંગ હરિત્ લીલાશ પડતા પીળા રંગ જેવો અને પાતળો થઇ જાય છે. કોઇ કોઇ વાર વળી તેની સાથે રક્તનું મિશ્રણ જણાય છે. ક્રમે ક્રમે જેમ જેમ ક્ષત વધતું જાય તેમ તેમ અત્યંત રક્તસ્રાવ, દરદ, વિગેરે ઉત્પન્ન થાય છે. પછી આંગળીથી દાબતાં વેદનાનું ભાન થતું નથી, કેવળ થોડીક પીડા થાય છે. જે ભાગમાં ક્ષત હોય તે ભાગનો સ્પર્શ કરતાં કોમળ જણાય છે. ક્ષતવાળો ભાગ ધીમે ધીમે ઘસાતો જાય છે અને ખવાતો જાય છે. જેમ જેમ એ ભાગ ઘસાતો જાય તેમ તેમ દિવસે દિવસે સ્ત્રીને વધારે વધારે રક્તસ્રાવ, રક્તપ્રદર, થયા કરે છે અને તેને લીધે દરદી રક્તાલ્પતા એટલે (ફિકાસ) પાંડુ રોગથી પીડાતી જાય છે. દિવસે દિવસે નબળાઈ વધતી જાય છે, અને ઉપાય કરવા છતાં રોગ દબાય નહિ, તો છેવટ વધીને નબળાઇથીજ દર દીનું મૃત્યુ થાય છે. આ દરદ અસાધ્ય છે.

ગર્ભાશયના મુખ ઉપર કે ગ્રીવા ઉપર થયેલાં કેન્સરની જાતનાં દુષ્ટ ચાંદાંમાં અને ઉપર જણાવેલાં ખવાઇ જતાં ક્ષયોત્પાદક ક્ષતમાં એજ ભેદ છે કે, એનાં ચાંદાં દૃઢ કઠણ હોતાં નથી, તેમ દાબવાથી ઘણી વેદના થતી નથી. બસ્તી-એટલે પેઢુમાં તીક્ષ્ણ અને ઘણી વેદના હોતી નથી. ગર્ભાશયના ચલનવલનમાં કોઇ જાતની અડચણ આવતી નથી, અને કેન્સરના ક્ષતમાં ગર્ભાશય પોતાના સ્થાનથી ખસતું નથી પણ ગતિ વગરનું થઇ જાય છે, તેમજ તેની પાસેનાં સ્થાન પણ કઠણ અને દૃઢ થઇ જાય છે. વળી એ દરદમાં કેન્સરની રક્તાલ્પતા અને ક્ષીણતા જણાતી નથી. છતાં દરદની પ્રથમ અવસ્થામાંજ રોગીણી

સારા વૈદ્ય કે સારા દાક્તરની સારવાર નથી મેળવી શકતી તો છેવટ મૃત્યુ એજ એનું શરણ છે. આવાં દરદોમાં જેમ બને તેમ વહેલોજ ચિકિત્સાનો આશ્રય લેવો જોઇએ. દરદ વધી ગયા પછી કે અસાધ્ય સ્થિતિએ પહોંચ્યા પછી ગમે તેવો સારો વૈદ્ય કે દાક્તર હોય અને ગમે તેવી સારી ચિકિત્સા કરવામાં આવે તો પણ કાંઇ કામ આવતું નથી.

**ઉપાયઃ**—૧. સંકોચક ઉપાયો કામે લગાડવા. બળ આપનાર ઔષધો તથા પુષ્ટિકારક ખોરાક આપવો. ક્ષતને આગળ વધતાં અટકાવવા માટે કાષ્ટિક ( દાહક દવાઓ )નો પ્રયોગ કરવો, જેવી કે નાઇટ્રિક એસિડ, નાઇટ્રેટ ઑફ મર્ક્યુરી, નાઇટ્રેટ્ ઑફ સીલ્વર વિગેરે દવાઓનો પ્રયોગ વિદ્વાન અને જીતહસ્ત દાક્તરની સલાહ પ્રમાણે કરવો. બાળી નાખ્યા પછી બળેલો ભાગ જો ઉઠી આવે તો ક્ષત રૂઝ ઉપર આવશે એમ જાણવું અને ન ઉઠી આવે તો ફરી કાષ્ટીકનો પ્રયોગ કરવો. વચ્ચે વચ્ચે વરાંગપથમાં સંકોચક દવાઓની પિચકારી (ડુશ) મારતા રહેવું.

૨. ટૉનીક દવાઓમાં કિવનાઇન, કૉડલીવર ઑઇલ, અને બીજી પણ દાક્તરોની સલાહ પ્રમાણે લેવી.

૩. દેશી દવાઓમાં ગળોનું સત્વ, સોનું, પારદભસ્મ (ચંદ્રોદય), અભ્રક ભસ્મ, દશાંગઅભ્રક, સંશમની[1] નં. ૨ અથવા આગળ જણાવેલું લોહરસાયન આપવું.

૪. વનસ્પતિમાં, શતાવરી, ગળો, અશ્વગંધા, ધોળી સાટોડી, વિદારીકંદ, વિગેરે દવાઓ આપવી. વાતવ્યાધિમાં અને ઉરઃક્ષતના રોગમાં લખેલાં ઘૃતો શક્તિ આપનાર ખોરાક તરીકે ઘણાં ઉપયોગી છે. કોઇ દેશી વૈદ્યની સલાહથી તે લેવાં.[2]

---

૧. જામનગર રસશાળામાં તેમજ અમદાવાદ ગુજરાત આયુર્વેદિક ફાર્મસીમાં બને છે.

૨. આ દરદને શું નામ આપવું તે મારા મનમાં નક્કી થયેલું ન હોવાથી મૂળ નામજ રાખ્યું છે. ડૉ. ત્રીભુવનદાસ અર્બુદ કહે છે. દેશી વૈદ્યો અર્બુદને રસોળી કહે છે. માટે મૂળ નામ રાખવું ઠીક ધાર્યું છે.

## યુટરાઇન્ કેન્સર { ગર્ભાશયાર્બુદ }[1]

આ કેન્સરના બે ભેદ છે. મેડયુલરી કેન્સર ૧ અને એપિથિ-લ્યોમા એવા નામથી તે ઇંગ્રેજી ભાષામાં ઓળખાય છે.

**લક્ષણ**—પ્રથમ પ્રકારના કેન્સરમાં બસ્તિના ભાગમાં પર્યાયક્રમે એ-ટલે અમુક અમુક વખતને અંતરે અનુક્રમે તીક્ષ્ણ સ્નાયુ શૂળના જેવી ગંભીર વેદના થાય છે. વખતે વખતે આ વેદનામાં ઘણોજ વધારો જણાય છે. ઝાડે જતી વખતે, પેશાબ કરવા બેસતી વખતે, આર્તવ બહાર નીકળતી વખતે અને પુરુષ સમાગમ વખતે તથા એવાં બીજાં કાર્યો વખતે વેદના ઉશ્કેરાય છે. ક્રમે ક્રમે વેદના થઈ આવવાનો ક્રમ નજીક આવતો જાય છે અને ઘણા વખત સુધી રહે છે. રોગની પ્ર-થમ અવસ્થામાં એટલે શરૂઆતમાં અત્યાર્તવનું દરદ થાય છે. પેઢુ ભરેલું અને ભારવાળું લાગે છે. તર્જની પરીક્ષાથી તપાસ કરતાં ગર્ભા-શય ગ્રીવા વધેલી અને કઠણ જણાય છે. દરદવાળા ભાગને દાબતાં વેદના વધે છે. ગર્ભાશય વધેલું જણાય છે અને તેને કોઇ બાજુએ આમતેમ હલાવી શકાતું નથી એટલે કે આ દરદમાં ગર્ભાશય પોતાનો સંચલન ધર્મ છોડી દે છે. ગર્ભાશયનું મુખ એટલે કમળ તથા ગર્ભા-શયની ગ્રીવા સુજેલી કઠણ અને જરાક લાલ રંગની જણાય છે. આ દરદમાં કઠણ થયેલાં ટીસ્યુઓ ઉપરથી ક્ષતની શરૂઆત થાય છે. લીલાશ પડતા ફીકા રંગનું તરલ એટલે પાતળું અને દુર્ગંધવાળું પ્રવાહી ( પ્રદરનું પાણી ) આ રોગમાં પ્રદરરૂપે બહાર પડે છે. કોઇ કોઇ વાર રક્તચિન્હવાળો પ્રવાહ પણ નીકળે છે. તેમજ વખતે વખતે રક્તસ્રાવ પણ થઈ આવે છે. વધેલી ગર્ભાશયની ગ્રીવા કોમળ જણાય છે. ગર્ભાશયના પોલાણમાં અંગુલી પ્રવેશ સહજ થઇ શકે છે. અંગુલી પ્રવેશ પછી ગર્ભાશયની દીવાલ કોમળ અને ઠેકાણે ઠેકાણે ગાંઠો ગાંઠોવાળી હોય એવું અનુમાન થાય છે. ગર્ભાશયનું મૂળ આ વખતે કઠણ અને વેષ્ટન એટલે રસત્વચા સાથે મજબુત રીતે ચોટી ગયું

---

૧. મૂત્રપુરીષગંધી અને પૂયાર્તવ નામનાં આયુર્વેદના અસાધ્ય દરદો આ હોય એવું લાગે છે.

હોય એવું લાગે છે. ધીમે ધીમે ક્ષત પડતાં જવાની અને ખવાએલો ભાગ વધતો જવાની ક્રિયા વધતી જાય છે અને છેવટ મૂત્રાશય તથા મળાશય પર્યંત એ ક્ષતનો ભાગ વધી જાય છે અને એ બન્ને પોલાણની વચ્ચેની દીવાલ નાશ પામે છે તથા એ પોલાણની અંદરનો પદાર્થ ગર્ભાશયમાંથી નિકળતા ક્લેદ (ચીકણો પદાર્થ) સાથે મળી જઇને વરાંગમાંથી બહાર નીકળે છે. પાચનશક્તિમાં જુદા જુદા વિકારો જણાય છે. પેટમાં આહાર બીલકુલ ટકી શકતો નથી. દરદીની સ્વસ્થતા ધીમે ધીમે ઘટતી જાય છે. વેદના, પીડા અને દુર્ગંધવાળાં પ્રદરના વધારાથી ક્રમે ક્રમે ઘસાઇ ઘસાઇને અંતે નબળાઇ આવી દરદી મરણને શરણ થાય છે.

વખતોવખત થતો રક્તસ્રાવ, દુર્ગંધ[1] મારતું પાણી જેવું સખત પ્રદર, વખતોવખત ઉપડી આવતી તીવ્ર અને ગંભીર વેદના, ગર્ભાશયનું મુખ અને ગ્રીવાનો વધારો અને કઠણપણું, ગર્ભાશયના ઉપરના ભાગની ચલન શક્તિ નષ્ટ થવી અને શરીરમાં દીવસે દીવસે વધતી જતી વેદના ઉપરથી ગર્ભાશયનાં કેન્સરનો નિર્ણય થઇ શકે છે.

**ઉપાયઃ**—૧. જો કે આ દરદ અસાધ્ય છે, તો પણ વહેલી ખબર પડે તો તરતજ સારા વૈદ્ય કે દાક્તરની સલાહ લેવી. સામાન્ય તંદુરસ્તી સુધરે એવા ઉપાયો કરવા. કોઇ પણ લોહવાળી બનાવટ દર-

૧. બે ત્રણ મહીને એકાએક દરદ ઉપડી આવવું અને પ્રદરમાં અસાધારણ ગંધ મારવી એ આ દરદનાં મુખ્ય લક્ષણ છે. સને ૧૯૦૮ માં હું અહીં આવ્યો ત્યારે એક પાટીદારણ મારી પાસે પ્રદરની ફરીઆદ કરતી હતી. તે પછી બે-ચાર-છ મહીને તે બાઇને દરદ ઉપડી આવતું અને જ્યારે જ્યારે દરદ ઉપડતું ત્યારે મને જોવા બોલાવતાં, અને દરદના હુમલા પછી પ્રદરમાં અને તેની વાસમાં વધારો થતો, મેં જોયો હતો. છેવટ સને ૧૯૧૦ માં તે બાઇને એવું સખત દરદ ઉપડયું કે તે શમ્યું નહિ. આ વખતે એટલી બધી વાસ મારતી કે તેના ઘરમાં પણ ઉભી શકાતું નહોતું. પ્રદર પણ અસાધારણ હતું. તે પછી થોડે દિવસે એ બાઇ એ પીડા ભોગવતીજ મરણ પામી. હું તે વખતે એ દરદ સમજ્યો નહોતો, પણ અત્યારે મને બરાબર યાદ આવે છે.

દીને આપવી. લોહી સુધારવા માટે યોગ્ય માત્રામાં આયોડાઇડ ઑફ પોટાશ્યમ્ આપવું અને વેદના શાંત થઇ ઉંઘ આવવા બ્રોમાઇડ ઑફ પોટાશ્યમ આપવું. તેની સાથે બને તો સુદર્શન ચૂર્ણ કે કરીઆતાનું ફાંટ (ચાહ) આપવું, હાઇડ્રોક્લોરીક એસીડ સાથે ક્ષાર મેળવી ઉભરો આવે ત્યારે પીવા આપવું. તેથી પાકાશય ( આંતરડાં હોજરી વિગેરે સ્થાનો ) ની ઉગ્રતા શમે છે, અને વેદના ઓછી થાય છે. દરદી શક્તિવાળું હોય અને પચી શકે તો કૉડલીવર ઑઇલ આપવું. કોડ-લીવર ઑઇલ પીવાનો કંટાળો હોય અગર ધાર્મિક વાંધો હોય તેણે તાજું સુકું કોપરૂં એક ગોટાનો ½ ભાગ દુધ સાથે વાટી ગાળી લઇ કુચા ફેંકી દઇ તે દુધીઉં પીવું. ટોપરામાં કોડલીવર ઑઇલનાંજ પર-માણુઓ છે. બળ જાળવી રાખવા માટે સારી જાતનું મદ્ય અથવા દ્રાક્ષાસવ સાથે ચ્યવનપ્રાશ અવલેહ આપવો. યંત્રણા ( દરદ ) શાંત કરવા તથા ઉંઘ આવવા માટે અફીણવાળી કોઇ દવા કે નાની માત્રામાં અફીણ આપવું.

૨. સ્થાનિક ઉપચારોમાં ક્લોરાઇડ ઑફ લાઇમ, પરમેગ્નેટ ઑફ પોટાશ અને ઉનું પાણી મેળવીને તેથી વરાંગનું પ્રક્ષાલન કરવું.

૩. રક્તસ્રાવ બંધ કરવા માટે અર્ગટ કે અર્કમૂળ ચૂર્ણ, અથવા કપાસનાં મૂળનું ચૂર્ણ નાની માત્રામાં આપવું તથા સ્થાનિક સંકોચક ઉપાયો કરવા. વિશેષમાં જે વખતે જે જાતની પીડા ઉપડી આવે તેના ઉપાયો કરી બને ત્યાં સુધી શાંત કરવાનો પ્રયત્ન કરવો. જુદી જુદી જાતની શસ્ત્ર ચિકિત્સા આ દરદમાં ઉપયોગી છે માટે જેમ બને તેમ વહેલું સર્જનને બતાવી દરદ દુર કરવાના ઉપાય કરવા અને વૈદ્યે જેમ બને તેમ દરદીને વહેલી સલાહ આપવી.

## એપીથિલ્યોમા.[1]

આ ગર્ભાશય ઉપર થતું બીજા પ્રકારનું કેન્સર છે. એનાં લક્ષણોમાં વરાંગમાંથી મોટા પ્રમાણમાં જળ જેવો પ્રવાહ નીકળે છે અને કોઇક વાર તેની સાથે રક્તમિશ્રિત સ્રાવ નીકળે છે. ધીમે ધીમે

૧. દેશી વૈદાંનાં સોમરોગનાં લક્ષણો આને મળતાં આવે છે.

સ્રાવ એકદમ વધતો જાય છે તથા થોડો થોડો રક્ત સ્રાવ પણ થાય છે. આ રક્તસ્રાવ ઘણા કારણોથી થાય છે. સંપ્રયોગ (રતિક્રિયા) થી, ઝાડે જતાં જોર કરવાથી તથા લોહીનો એક સ્થળે જમાવ થવાથી અથવા ઉગ્રતા ઉત્પન્ન કરનારૂં કોઈ સાક્ષાત કારણ મળવાથી રક્તસ્રાવ થઈ આવે છે.

સ્પર્શપરીક્ષાથી તપાસ કરતાં ગર્ભાશય મુખ ઉપર વિષમ ચૈતન્ય-વિહીન રૂવાંટી પેદા થતી હોય એવું જણાય છે. ચાલતાં, હાલતાં ઘર્ષણ થવાથી રક્ત નિકળી આવે છે. આ રૂવાડાંવાળું નિર્માણ એક-દમ વધતું જાય છે. ક્રમે કરીને ટુયમર ( ગ્રંથી ) થી આખું વરાંગ ભરાઇ જાય છે અને એ ગ્રંથી એક વખત કાપી કાઢવાથી ફરીને પણ વધી જાય છે. દરદી ક્રમે ક્રમે નિર્બળ થઇ અંતે મરણને શરણ થાય છે. આ રોગ, એનાં લક્ષણ અને આકૃતિ ઉપરથી તરત ઓ-ળખી શકાય છે.

**ઉપાય:**—જો કે દરદ અસાધ્ય છે તોપણ લોહવાળી બનાવટો આપવાથી તથા ગ્રંથી ઉપર શસ્ત્રોપચાર કરાવી દાહક ઔષધિઓના પ્રયોગ કરાવવાથી વખતે આરામ થવા સંભવ છે; પરંતુ ઘણે ભાગે દરદીનું મરણજ નિપજે છે.

## ગર્ભાશય ગ્રંથી ( યુટ્રાઇન્ ફાઈબ્રસ ટયૂમર ).

ગર્ભાશયમાં ચરબીની અથવા કોઇ પણ ગાંઠ થઈ આવે છે. જો કે આપણે ઉપરના વિષયને શ્વેત તંતુમય ગ્રંથી એવુંજ નામ આપ્યું છે, પણ બધી જાતીની ગાંઠોનું અહીંજ નિરાકરણ બનશે એટલું કરી નાખીશું.

ગર્ભાશયમાં અનેક જાતની ગ્રંથીઓ થઇ આવે છે. ૧. શ્વેત તંતુમય ગાંઠો ગર્ભાશયના મુખમાં કે ગર્ભાશયમાં હોય છે. ૨. કોઇવાર ગર્ભાશયમાંથી લાંબા મસા લટકે છે. ૩. કોઇવાર ગર્ભાશયના કોઇ પણ ભાગમાં રસોળી થઇ આવે છે.

શ્વેત તંતુમય ગ્રંથી ગર્ભાશયના પડમાંજ થાય છે. કોઇ વાર આ ગ્રંથી ગર્ભાશયના પડના અંદરના ભાગમાં વધે છે અને કોઇ વાર

બહારના ભાગમાં વધે છે. જ્યારે અંદરના ભાગમાં વધે છે ત્યારે ગ-ર્ભાશય પણ તેનો સમાસ કરવાને વધતું જાય છે, અને જ્યારે બહા-રના ભાગમાં ગાંઠ વધે છે ત્યારે ગર્ભાશય બીલકુલ વધતું નથી, એટલુંજ નહિ પણ તેના ઉપર ગર્ભાશયનું દબાણ થવાથી તે શુષ્ક અને નાનકડું થઇ જાય છે. આ ગ્રંથી નાની સોપારીથી નાળીએર જેવડી મોટી થાય છે.

**અર્શ–મસા**—મસા એ ગર્ભાશયનાં શ્લેષ્માવરણના અમુક ભા-ગની વૃદ્ધિજ છે. ગર્ભાશયની શ્વેત તંતુમય ગ્રંથીની પેઠે અર્શની બધી સપાટી ગર્ભાશય સાથે જોડાયેલી હોતી નથી, પણ તે પાતળા લાંબા મૂળથી ગર્ભાશયને વળગી રહેલી હોય છે. અર્શ વખતે ચણાના દાણાથી પણ નાનો હોય છે અને વખતે નારંગી જેવડો મોટો પણ થાય છે.

આ મસો વખતે ગર્ભાશયના અંદરના ભાગમાં ઉપરની બાજુએ થાય છે, અને વખતે ગર્ભાશયના મુખ ઉપરજ હોય છે. વખતે ગર્ભાશયની બહારની સપાટી ઉપરથી પણ અર્શ ઉગે છે. બહુ વધે ત્યારે મસો વરાંગપથમાંથી પણ લટકતો દેખાય છે. અર્શ કોઇવાર ધોળો દેખાય છે, અને કોઇવાર લાલાશ પડતો દેખાય છે. અર્શ રક્ત પૂર્ણ હોવાથી એને કાપતી વખતે એમાંથી ઘણું લોહી નીકળે છે.

## ગર્ભાશયની રસોળી ( અર્બુદ )[1]

આ રસોળી પણ અર્શ કે શ્વેત તંતુમય ગ્રંથીની પેઠે ગર્ભાશયના ગમે તે ભાગમાં થાય છે. તેની અંદર પ્રવાહી રસ ભરેલો હોય છે અને તેનું કદ ચણાથી માંડીને જમરૂખ જેવડું થાય છે. રસોળી વખતે એક અથવા વધારે પણ હોય છે. તેમજ અર્શ પણ વખતે એક કરતાં વધારે હોય છે.

**કારણો:**—નીચી અને ભેજવાળી જમીનમાં રહેવાથી, તેમજ એઠાડુ એટલે સુખી અને ખાટલેથી પાટલે થનાર સ્ત્રીઓને વધારે થાય છે. વળી જેને એકસરખી નિયમિત રીતે સુવાવડ આવ્યા કરતી હોય

૧. કેટલાક વૈદ્યો રસોળીનેજ અર્બુદ કહે છે.

તેના કરતાં જેઓને એક બે કસુવાવડ થઈ ગઇ હોય એવી સ્ત્રીઓમાં આ જાતનાં દરદો વધારે જોવામાં આવે છે. ઘણીવાર એમ પણ બને છે કે, કસુવાવડ એજ વખતે અર્શનું પરિણામ હોય અને વખતે અર્શ કસુવાવડથીજ થયા હોય છે. આ જાતના રોગો સાધારણ રીતે મોટી ઉમરની સ્ત્રીઓનેજ ઘણું કરીને થાય અને તેથી ગર્ભાધાનને પૂર્ણતા મળવામાં ઘણી અડચણ પડે છે. વંધ્યત્વના કરતાં નષ્ટ ગર્ભતાના કારણરૂપે આ દરદ વધારે મળી આવે છે. વિશેષ કરીને બચ્ચાં થઇ ગયેલી ઓરતને આ ટયુમર એટલે ગ્રંથીનું દરદ લાગુ પડે છે અને દરદ લાગુ થયા પછી સ્ત્રીનો ગર્ભ પૂર્ણતાએ પહોંચવો મુશ્કેલ છે; એથી સ્ત્રીને વખતો વખત કસુવાવડ થાય છે, અને ગર્ભ પડી જાય છે. છતાં ગર્ભાશયના અંદરના ભાગમાં ગ્રંથીની શરૂઆત થઈ હોય પણ બહુ વધી ન હોય, ત્યાં સુધીમાં એકાદ પ્રજા થાય એવા પણ એક બે દાખલા દવાશાળાઓના દરદીઓમાં હકીકત ઉપરથી મળ્યા છે.

રસોળી અને અર્શની જાતની ગાંઠ કરતાં શ્વેત તંતુમય ગ્રંથી વધારે પીડાકારક છે. એ ગાંઠનું બંધારણ સ્ત્રીઓની ઉમર પુખ્ત થવાની સાથેજ થાય છે, અને કેટલીકવાર વંશપરંપરામાં પણ એ દરદ ઉતરે છે. વળી એવું પણ મનાય છે કે, ગોરી ચામડીવાળા કરતાં શ્યામ વર્ણનાં માણસો ( સીદી ) લોકોની જાતમાં એ દરદ વધારે ઉતરે છે. એ દરદ સાધારણ રીતે ૩૦ થી ૪૦ વર્ષની ઉંમરની વચમાં સ્ત્રીઓને લાગુ પડે છે, અને નિયમિત રીતે જે સ્ત્રી ગર્ભ ધારણ કરે છે તેના કરતાં નષ્ટગર્ભા[૧] સ્ત્રીમાં એ દરદ વધારે મળી આવે છે. જે સ્ત્રીઓ નષ્ટગર્ભા હોય અથવા જે સ્ત્રીઓ અનિયમિત રીતે ગર્ભ ધારણ કરતી હોય તેને શ્વેત તંતુમય ગ્રંથીનું દરદ છે કે નહિ, એ વાતની તજવીજ કરવી જોઇએ. જો કે આ દરદ મોટી ઉંમરેજ સ્ત્રીઓને લાગુ પડે છે, છતાં ઘણીવાર તેનાં બીજ નાનપણમાંથીજ તેઓનાં શરીરમાં હોય છે અને બેખબર રીતે તે વધી જાય છે તથા વંધ્ય-

૧. નષ્ટગર્ભા એટલે જેને એકાદ પ્રજા થયા પછી છોકરાં ન થયાં હોય એવી સ્ત્રી અથવા જેને ગર્ભ રહેતો હોય અને વચ્ચે નષ્ટ થઈ જતો હોય, તેવી સ્ત્રી.

ત્વનાં કારણ રૂપ પણ થાય છે. શ્વેત તંતુમય ગ્રંથી મોટી ઉંમરેજ થાય છે, એ નિયમ અર્શ અગર રસોળીને લાગુ પડતો નથી. એ રોગ સ્ત્રીની ગમે તે ઉંમરમાં થઇ આવે છે.

**લક્ષણો:**—ઉપર જણાવેલી ત્રણ જાતમાંથી ગમે તે જાતની ગાંઠ થઈ હોય તો તેને લીધે જાણે અંદર કાંઇક બહારનો પદાર્થ ભરાઈ ગયો હોય એવી રીતે ગર્ભાશય આળું થઈ જાય છે, તથા તેનાં મુખ્ય લક્ષણ તરીકે પ્રદર તથા અત્યાર્ત્તવ જણાય છે,

શ્વેત તંતુમય ગ્રંથીમાં રક્તનો જમાવ વધારે થવાનો સંભવ છે, અને તેથી દરદની સાથે અત્યાર્ત્તવ પણ વધારે દેખાય છે, તેમજ અર્શ તથા રસોળીની જાતની ગાંઠોમાં પ્રદર તરફ વધારે ધ્યાન જાય છે; પરંતુ જો અર્શ ગર્ભાશયની બહાર નીકળી આવવાને બદલે અંદરજ ભરાઈ રહેલો હોય તો રક્તસ્રાવ વધારે પ્રમાણમાં અને તરત ધ્યાન ખેંચે એવા રૂપમાં એટલે કે ઘણા જોસમાં હોય છે. રસોળીનાં ચિહ્નમાં તો ફક્ત પ્રદરજ જણાય છે, અને જો તે ઘણી નાની હોય છે તો ખબર પણ પડતી નથી. શ્વેત તંતુમય ગ્રંથીમાં અત્યાર્તવની સાથે પીડિતાર્ત્તવ પણ હોય છે; કારણ કે ગાંઠ બહુ મોટી હોવાથી તે ઋતુસ્રાવને રોકે છે, અને તેમાં ઘણો ભાર હોવાથી પેટમાં દુઃખે છે. આસપાસનાં મર્મસ્થાન ઉપર પણ તે ગાંઠનું દબાણ થવાથી પેડુમાં તથા જાંઘમાં પણ સખ્ત ચસકા નીકળે છે. કેટલીક વખત ગર્ભાશયનું મોઢું બંધ થઇ જવાથી સખ્ત વ્યાધિ ઉપડી આવે છે અને વખતે ગર્ભાશયના વરમ (દાહ)નાં ચિહ્નો પણ થઇ આવે છે. વળી જો તે ગર્ભાશયની આગલી અગર પાછળની બાજુ ઉપર હોય છે તો તે પ્રમાણે તે ઠેકાણે ગર્ભાશયના વજનમાં વધારો થવાથી ગર્ભાશય આગળ યા પાછળ નમી જાય છે. વળી ઘણીવાર તે ગાંઠ પણ મોટી હોય છે ત્યારે પેટનાં મર્મસ્થાનો ઉપર ઘણું દબાણ પડે છે, અને તેથી તે વખતે ઝાડો થઇ આવે છે, અથવા બહુ મૂત્રતા (પેસાબ બહુ થવો તે) જણાય છે, અને તે બન્ને ઉપદ્રવો પીડા કરનાર થઇ પડે છે. કોઈવાર ઝાડો અથવા પેસાબ બંધ થઇ જાય છે.

આવી ગ્રંથીવાળી સ્ત્રી ઘણું કરીને વાંઝણી રહે છે અને જો કદાચ તેને ગર્ભ રહે છે, તો ત્રીજે કે ચોથે મહીને કસુવાવડ થઇ જાય છે. અર્શ અથવા મસા માટે પણ એમજ સમજવું, છતાં જો મસા કાપી કાઢયા હોય તો તે સ્ત્રી કદાચ ગર્ભ ધારણ કરે ખરી.

શ્વેતતંતુમય ગ્રંથી મટવી મુશ્કેલ છે. આ ગ્રંથી જ્યારે મોટી થાય છે ત્યારે તેથી જઠરાગ્નિ મંદ થઈ જાય છે, ઉલટી થાય છે, હાંફ ચડે છે અને ઓરત કમકૌવત તથા ક્ષીણ થઇ જાય છે. કોઇ વાર ગ્રંથીમાં પાક થાય છે, અને તેથી આજુબાજુનાં મર્મ સ્થાનોમાં પણ પાકનાં ચિહ્નો જણાય છે. શ્વેત તંતુમય ગ્રંથીવાળી ઓરતને જ્યારે આર્તવ બંધ થાય છે ત્યારેજ ઠીક પડે છે ને પછી દરદનું જોર નરમ પડી જાય છે.

**રોગનિર્ણયઃ**—શ્વેત તંતુમય ગાંઠને લીધે ગર્ભાશયનો ભાગ[1] કઠણ લાગે છે, અને પેટ ઉપર હાથ મુકવાથી પણ તે કઠણ છાણું જેવી જણાઇ આવે છે. અર્શ કે રસોળી એવી રીતે માત્ર દાબવાથીજ ઓળખી શકાતાં નથી. રસોળી કમળના મુખમાં હોય, બહારના ભાગમાં હોય કે ગર્ભાશયની અંદર હોય, પણ જો તે બહાર આવી શકે એટલી વધેલી હોય તોજ તે અંગુલી સ્પર્શથી ઓળખી શકાય છે. પરંતુ ગર્ભાશયની અંદર હોય તો ગર્ભાશયને પહોળું કરી શલાકા ( સાઉન્ડ ) નાખવાથીજ તેની પરીક્ષા થઇ શકે છે, અને તેમાં પણ મસા અને રસોળી પોચાં હોવાથી ઘણીવાર તો ઓળખી શકાતાં નથી, કારણ કે અંદરના બધા ભાગો પણ મસા કે રસોળીની પેઠે પોચાજ હોય છે. કોઇવાર અતત્વજ્ઞ માણસ ગર્ભાશયના મુખના હોઠને પણ મસો ધારી લેવાની ભુલ કરે છે. શસ્ત્રોપચાર વખતે આ બાબતો ઉપર વધારે ધ્યાન આપવાની જરૂર છે. શસ્ત્રોપ-

---

૧. ઝાડેશ્વરમાં મારી પાસે આવી કઠણ ગાંઠોવાળા આઠ વર્ષમાં પાંચ છ કેસો આવી ગયા છે. દરેકના પેટમાં ગાંઠવાળો ભાગ સખત ( પથ્થર જેવો ) હતો; ઉમર મોટી હતી, દરદ જુનું હતું, દેખાવમાં ગર્ભવતી જેવી જણાતી હતી, શરીર ફીકું હતું. મેં મારા કેસોમાં ' અષ્ઠીલા ' રોગ લખ્યો છે. દરદ મારાથી મટયું નથી.

ચાર કરનારે ધ્યાનમાં રાખવું જોઇએ કે રોગનો સંપૂર્ણ નિર્ણય કર્યા સિવાય હથીઆર વાપરવાની ઉતાવળ કરવા જતાં પોતાને હાથે કોઈ તંદુરસ્ત અવયવ કપાઈ ન જાય. ગર્ભાશયના મુખનો હોઠ અને અર્શ એ બેની વચ્ચે તફાવત એટલોજ છે કે હોઠની પાસેજ ગર્ભાશયનાં મુખનું છિદ્ર આંગળીને જણાય છે, અને મસા અગર રસોળીની પાસે છિદ્ર જેવું કશુંજ હોતું નથી.

**ઉપાયઃ**—૧. શ્વેત તંતુમય ગ્રંથીવાળી ઓરતે પુરૂષ સંબંધથી હમેશાં દુર રહેવું જોઇએ, કારણ કે સંભોગથી તેને ગર્ભાધાન તો થતુંજ નથી, પણ ઉલટો લાભને બદલે વધારે રક્તસ્રાવ થઈ નબળાઇ આવતી જાય છે, એ મોટો ગેરલાભ થાય છે. વળી જો ગર્ભાધાન થયું તો ગર્ભચ્યુતિ એટલે કસુવાવડ નક્કી થઇને પરિણામમાં નુકસાન થવાનું; માટે દરદને ઉશ્કેરાવાનું કારણ ન આપવું એજ તેની દવા છે. એમ માનીને સાવચેત રહેવું એ ઘણું સારૂં છે.

૨. આર્તવ એટલે અટકાવ બંધ થવાનો વખત થાય ત્યાં સુધી ધીરજ રાખવી, કારણ કે ઋતુસ્રાવ બંધ થવાનો વખત થાય ત્યાં સુધી દરદનાં સખત ચિહ્નો જારી રહેલાં હશે તો પછી તે ચિહ્નો એની મેળેજ શાંત પડી જશે, કારણકે ઋતુ બંધ થવાની સાથે એ ગ્રંથીનું જોર નરમ પડી જાય છે.

૩. દરદને લીધે વખતો વખત થઈ આવતો રક્તસ્રાવ અટકાવવાનો પ્રયત્ન કરી નિયમિત આર્તવ આવે એવી યોજના કરવી. અંગ્રેજી વૈદકમાં અર્ગટ નામની દવા ખાવા તથા પેટની ચામડીમાં પિચકારી (ઇન્જેકશન) ના રૂપમાં અપાય છે. આ અર્ગટના ઉપયોગથી રક્તસ્રાવ બંધ થાય છે, અને થોડે ઘણે અંશે ગ્રંથીનું કદ પણ નાનું થાય છે.

૪. રક્તશુદ્ધિ કરનારા ઉપાયો પણ ગ્રંથીનું કદ નાનું કરવામાં ઉપયોગી છે. બ્રોમાઇડ ઑફ પોટાસ્યમ અગર પોટાસ્યમ આયોડાઇડ, નામની ઇંગ્રેજી પ્રસિદ્ધ દવાઓથી પણ ગ્રંથીનું કદ નાનું થાય છે.

૫. સખત રક્તસ્રાવમાં અત્યાર્તવ, રક્તપિત્ત, રક્તપ્રદર, અને રક્તાર્શના ઉપાયો કામે લગાડવા.

૬. મુખ્યતત્વે કરીને શીતળ, સ્તંભન કષાય ( તુરા ) અને બળવર્ધક ઉપચારો રક્તસ્ત્રાવ માટે ઉપયોગી છે. તત્કાળ રક્તસ્ત્રાવ બંધ થવા માટે વાદળી કે લીંટનો કટકો વરાંગમાં રખાવવો.

૭. જો રક્તસ્ત્રાવ એમનો એમ થયાજ કરતો હોય તો વિદ્વાન્ ડાક્તરની સલ્લાહ પ્રમાણે ગર્ભાશયનું મુખ પહોળું કરાવવું. એવી રીતે ગર્ભાશયનું મુખ પ્રફુલ્લિત થવાથી ગર્ભાશય ઉપરથી સંકોચ પામે છે અને તેથી તેની સાથે ગાંઠ પણ સંકોચ પામે છે. વળી બીજું કારણ એ છે કે, ગર્ભાશયને અંદરથી સ્તંભન દવાઓની પીચકારીથી ધોવા માટે પણ ગર્ભાશયનું મુખ ખુલ્લું હોય તો સગવડ પડે છે.

૮. ટીંકચર આયોડીન અથવા ટીં. ફૅરી પરક્લોરીડી નામની ઇંગ્રેજી દવાની પિચકારી અગર બીજા કોઇ સ્તંભન પદાર્થને પાણી સાથે મેળવી ગર્ભાશયમાં પિચકારી મારવી. ગર્ભાશય ધોવામાં સમાયેલાં જોખમના સંબંધમાં આગળ કહેવામાં આવ્યું છે, તે સૂચના તરફ ખાસ લક્ષ્ય રાખી એ કામ વિદ્વાન ડાક્તરને હાથેજ થવા દવું.

૯. ઇંગ્રેજી વૈદકમાં સૌથી છેલ્લો ઉપાય ગ્રંથીને કાપી કાઢવાનો છે, પરંતુ ગ્રંથીને કાપી કાઢવાનું કામ વધારે ભયંકર છે, તેથી ગાંઠને લીધે જીંદગી જોખમમાં આવી જવાનો ભય હોય ત્યારેજ કોઇ કોઇ જીતહસ્ત ડાક્તરો અજમાયેશ ખાતર શસ્ત્રકર્મનો ઉપયોગ કરે છે, પણ ઘણું કરીને રોગનું અને શસ્ત્રકર્મનું પરિણામ એકજ આવે છે.

૧૦. દેશી વૈદક શાસ્ત્રમાં ગ્રંથીના પ્રકરણમાં આ દરદને શીરાગ્રંથી[1] નામથી ઓળખાવ્યું છે, અને તેને જ્યાં સુધી તેમાં વેદના થતી હોય તથા ચલાયમાન હોય ત્યાં સુધી કષ્ટસાધ્ય ગણ્યું છે અને તેજ દરદ જ્યારે વેદના વગરનું ચલનશક્તિ રહીત અને મોટું થઇ જાય ત્યારે અસાધ્ય છે.

---

૧. व्यायामजातैरबलस्य तैस्तैराक्षिप्य वायुस्तु शिराप्रतानं ।
संकुच्य संपिड्य विशोष्य चापि ग्रन्थिं करोत्युन्नतमाशुवृत्तं ॥
ग्रन्थिः शिराजः स तु कष्टसाध्यो भवेद्यदि स्यात् सरुजश्चलश्च ।
सचारुजश्चाप्यचलो महांश्च मर्मोत्थितश्चापि विवर्जनीयः ॥
માધવનિદાન.

૧૧. દેશી દવાઓમાં યોગરાજ ગુગળ તો. ૦। દરરોજ સવારે અને ચંદ્રપ્રભા ગુટીકા નંગ ૨ અને મોટી હોય તો ½ થી ૧ હમેશાં નિયમિત રીતે લાંબી મુદત સુધી આપવાનું ચાલુ રાખવું; અથવા નીચે બતાવેલી ગુગળવાળી બનાવટ આપવી.

૧૨. કડુ[1], પિપર, શુંઠ, વજ, હિંગ, સિંધવ, ગુગળ. પહેલી છ દવાઓ સરખા વજનમાં લઇ તેની બરાબર શુદ્ધ ગુગળ મેળવીને સવારે ઘી સાથે આપવો. માત્રા વાલ ૨ થી ૪. ઉપરની બનાવટમાં હિંગ શેકેલી નાંખવી. આ દવાની સાથે સાંજે ત્રિફળા ચૂર્ણ તો. ૦। દરરોજ દુધ સાથે આપવું.

૧૩. આગળ જણાવેલા દેશી સ્તંભન ઉપચારો કરવા. જો રક્તસ્રાવમાં કટકા પડતા હોય તો જંગલી કબુતર[2]ની ચરક તો. ૦। ચોખાના ધોણ તથા મધ સાથે આપવી.

૧૪. રોધ્રાદિગણનો કવાથ[1] અથવા અર્કાદિ કવાથ[2] કે મુસ્તાદિ-

---

૧. कटुकापिप्पलीशुंठी वचारामठ सैन्धवैः । अशुद्धे गुग्गुलुर्देयः पूर्वोक्ते नैव कर्मणा ॥ १ ॥

અશ્વવઘક.

२. सक्षौद्रं ग्रथिते रक्ते लिह्यात् पारावतं शकृत् ॥

૧. **રોધ્રાદિઃ**—લોદર, પાટીઓ લોદર, કચુરો, કાળો શેમળો, તેલીઓ દેવદાર, કાયફળ, રાસ્ના, અથવા ગરણી, કદંબ, કેળનો કંદ, અશોક, એલવાલુ, મોથ, સાલેડુ. આ દવાઓમાંથી જેટલાં મળે તે લેવાં. મોટાં વૃક્ષોની અંતરછાલ લેવી. કચુરો બજારમાં તૈયાર મળે છે. દેવદારનું લાકડું વપરાય છે. કાયફળ એ ફળ છે, રાસ્નાનાં મુળ વપરાય છે. એલવાલુ મળતું નથી.

एषरोध्रादिको नाम मेदकफहृरोगणः । योनिदोषहरः स्तंभी व्रण्यो विषविनाशनः ।

૨. **અર્કાદિઃ**—આકડાનાં મુળની છાલ, ધોળા આકડાનાં મુળની છાલ, નાગદંતીનાં મુળ, ભારંગમુળ, રાસ્ના, મોટી દુધેલી (ચમાર દુધેલી), કરંજની છાલ, અઘેડાનું પંચાંગ, માલકાંકણીનાં બી, તથા મુળ, કરંજની બીજી જાતનાં મુળ, બે જાતની ગરણીનાં મુળ તથા ઇંગોરીઆંનાં મુળ.

अयमर्कादिको वर्गः कफमेदोविषापहः । कृमीकुष्ठप्रशमनो विशेषाद् व्रण शोधनः ।

ગણુનો ક્વાથ[1] દરદીને પીવા આપવો. ન્યગ્રોધાદિગણુનો ક્વાથ[2] પ્રક્ષાલન માટે આપવો.

**અર્શના ઉપાયઃ—**અર્શ અથવા મસાના ઉપાય પણ **ગ્રંથીને** લગતાજ કરવા જોઇએ, તથા રક્તસ્ત્રાવ માટે ઉપર જણાવેલા ઉપાયો કામે લગાડવા. મસાના દરદમાં રક્તસ્ત્રાવ વખતો વખત થયા છે, અને મસા કાપી અગર ખેરી કાઢવામાં ન આવે ત્યાં સુધી ચાલુ રહે છે. શ્વેત તંતુમય ગ્રંથી કાપવામાં જોખમ છે, પણ મસા કાપવામાં જોખમ નથી. છતાં મસા કપાવવાની સલ્લાહ આપતાં પહેલાં દરદીની શારીરિક સ્થિતિ સુધારવી જોઇએ, કારણ કે વખતો વખત રક્તસ્ત્રાવ થવાથી તેનું શરીર ઘણુંજ ક્ષીણ થઇ ગયેલું હોય છે, તેથી તેને બળવાન બનાવવું જોઇએ. દરદીને થોડા દિવસ આરામ આપવો.

૨. સ્તંભન દવાઓની પીચકારીથી રક્તસ્ત્રાવ બંધ કરવો, પછી તેના ઉપર શસ્ત્રકર્મ કરવું; જો કે અર્શ કાપવાનું અને ખેરવાનું કામ સહેલું છે, તો પણ તે શસ્ત્રવૈદ્યનેજ કરવા દેવું જોઇએ, એટલા માટે નકામું તેનું વર્ણન અને શસ્ત્રકર્મનું ચિત્ર આપી વાંચનારને કંટાળો આપવાની જરૂર નથી.

---

૧. **મુસ્તાદિઃ—**મોથ, વજ, ચિત્રો, હળદર, દારુહળદર, કડુ, કાંકચીઆનાં મુળ, ભીલામું, કાળીપાઠ, ત્રીફળા ભાગ ૩, અતિવિષની કળી, કઠ, એલચી તથા ધોળો વજ.

योनि स्तन्यामयघ्ना मलपाचनाश्च ॥

આ દવા મેં ઝાડેશ્વર દવાશાળામાં બહુ દિવસ વાપરી છે.

૨. **ન્યગ્રોધાદિઃ—**વડની અંતરછાલ અથવા મુળ, ટેટા, પીંપળાનું પંચાંગ, ઉંબરાની છાલ તથા ટેટા, લોદરની બે જાત, જાંબુની બે જાત તેની છાલ તથા ઠળીઆ, સાજડની છાલ, અંભેડાની છાલ, ધોળાખેરની છાલ, પીંપરની છાલ, આંબાની છાલ તથા ગોઠલી, નેતર, ચારોળી, ખાખરાની છાલ, નંદીવૃક્ષની છાલ, બોરડીનાં મુળ, કદંબની છાલ, ટીંબરૂની છાલ, જેઠીમધ તથા મહુડાની છાલ.

न्यग्रोधादिगणो व्रण्यः संग्राही भग्नसाधनः । मद पित्तास्त्र तृड्दाहयोनिदोषनिबर्हणः ॥

૧. **રસોળીનો ઉપાયઃ**—તેને પણ ચીરીને તેની અંદરથી પ્રવાહી પદાર્થ કે ચરબી હોય તે કાઢી નાંખવી જોઇએ, અને પછી જરૂર જણાય તો દાહક દવા દરદવાળા ભાગ ઉપર લગાડવી જોઇએ એ પણ શસ્ત્રવૈદ્યોનુંજ કામ છે. દેશી વૈદ્યોએ દરદ ઓળખીનેજ અને દરદીને સાચી સલાહ આપીનેજ આઘું ખસી જવું જોઇએ.

**ગર્ભાશય રક્તગ્રંથી ( પેલ્વીક હિમેટોસિલ[1] ):—**

આ દરદને ગર્ભાશયમાં રહેલું અથવા ગર્ભાશયના પાછળના ભાગનું કે ગર્ભાશયના બહારના ભાગનું ( હિમેટોસિલ ) રક્તસંગ્રહણ કહે છે.

**સંપ્રાપ્તિઃ**—ઋતુ વખતે જનનેન્દ્રિયમાં વધારે પ્રમાણમાં ઉત્તેજન થાય તે વખતે ફલકોષ એટલે ઓવરીની અંદરની રક્ત સંગ્રહ વાળી શીરાઓ, અથવા બીજવહ શ્રોત એટલે ફેલોપ્યન્ ટ્યુબના શાખાવાળા છેડાઓની અંદરના તંતુઓ તુટી જાય છે અને તેને લીધે અન્ત્રા વરણ—એટલે પેરીટોનીઅમ કે રસત્વચાની અંદરના પોલાણમાં ઘણોજ રક્તસ્રાવ થાય છે, તેને ઉપરનું નામ આપવામાં છે. આ દરદ ૨૦ થી ૩૦ વરસની વચ્ચેની ઉંમરમાં થાય થાય છે. મતલબ કે, જે વખતમાં જનનેન્દ્રિયની ક્રિયા અત્યંત પ્રબલ હોય તે વખતમાંજ આ જાતની ઘટના થવાનો વધારે સંભવ છે.

**લક્ષણ**—ઘણું કરીને એકાએક અટકાવ બંધ થઇ જવાની સાથે પેટ અને પેઢુના ભાગમાં પ્રબળ વેદના ઉત્પન્ન થઇ આવે છે, અને તે વેદના વખત જતાં અત્યંત વધતી જાય છે. પેટની નીચે પેઢુના ભાગમાં દાબવાથી દરદીને ઘણીજ તીવ્ર પીડાનો અનુભવ થાય છે, તેમજ ઝાડો પેસાબ કરતી વખતે કષ્ટ અને વેદનામાં વધારો થાય છે. વળી ઘણું કરીને ઉરુ એટલે સાથળ લાંબા ટુંકા કરતાં દરદીને વેદના વધે છે. પેટ અને પેઢુના ભાગનો ભરાવો ધીમે ધીમે

---

૧. મારા વાંચવામાં આવેલાં ગુજરાતી પુસ્તકોમાં એ દરદનું નામ કે વર્ણન મેં જોયું નથી. બંગાલી વૈદ્યો તેને "રક્ત ટ્યુમર" લખે છે. એ ઉપરથી મેં તેને ગર્ભાશય રક્તગ્રંથી એવું નામ આપ્યું છે. મને આખું વર્ણન વાંચતાં આભ્યંતર વિદ્રધી જેવું લાગે છે.

વધતો જાય છે. બસ્તિ પ્રદેશના આ રક્તજન્ય ટ્યુમરના સ્થાન અને અવયવોનાં જુદાં જુદાં રૂપ દેખાય છે.

ઘણું કરીને વરાંગ (યોની)ની પાછલી દીવાલ પાછળ હઠી જાય છે અને ગર્ભાશયને આગળ ઝુકાવી દે છે. ટ્યુમર એટલે ગાંઠનો સ્પર્શ કરતાં તે મજબુત કઠણ જણાય છે, તાવ આવે છે, જો દરદીને આરામ થવાનો હોય તો ધીમે ધીમે ક્રમે કરીને તાવ અને વેદના ઓછાં થવા માંડે છે અને રક્તનું શોષણ થવા માંડે છે. આ વખતે મળ અને મૂત્રનો ત્યાગ કરતાં કષ્ટ થાય છે તથા બસ્તી એટલે પેઢુના ભાગમાં ભાર અને પ્રસવ જેવી વેદના થઈ આવે છે. તેમજ ચાલવા જતાં અત્યંત કષ્ટ અને વેદના થઇ આવે છે. કોઇ કોઇ સ્થળે રક્ત નિકળવાથી બસ્તીના ભાગનો દાહ પણ થઇ આવે છે. એકઠું થયેલું રક્ત એટલે લોહી બીજકોશ સાથે મળીને પરૂના રૂપમાં પરિણામ પામે છે. તે પરૂવાળાં વ્રણ વરાંગમાં, ગુહ્ય ભાગમાં, મૂત્રાશયમાં, આંતરડાંમાં કે રસત્વચાના વચ્ચેનાં પોલાણમાં ફાટીને પરૂ, બહાર પડે છે.

**ઉપાય** ૧. બસ્તીમાં (પેઢુમાં) રક્તસ્ત્રાવ થયો છે. એવી શંકા જાય કે તરત જો દરદીનું શરીર લોહીઆળ હોય તો દરદીના બન્ને હાથની કોણીના સાંધા પાસેની ફસ કોઈ વિદ્વાન ડાક્તર પાસે ખોલાવી નાખવી અને ૧૫ થી ૨૦ ઔંસ લોહી કાઢી લેવું.

૨. દરદી એટલું બધું લોહી નીકળે તે સહન કરી શકે એવું ન હોય તો, ગુહ્ય પ્રદેશની ચારે બાજુએ પાંચ છ જળો મુકાવવી.

૩. અફીણ પુરી માત્રામાં વેદના શાંતિ માટે આપવું. પછી નીચેની ઇંગ્રેજી દવા આપવી.

એસીડ સલ્ફ્યુરીક ડીલ્યુટ ટીપાં ૧૧, મેગનેશીઆ સલ્ફેટ ગ્રેન ૧૦૦; ટીંકચર ડીજીટેલીસ ટીપાં ૧૫, ઇન્ફ્યુઝમ્ રોઝી એસીડી ઔંસ ૧.

ચારેને મેળવીને ચાર ચાર કલાકને અંતરે ત્રણ વખત દિવસમાં આપવું.

૪. રક્તસ્ત્રાવ કર્યા પછી દરદીને સંપૂર્ણ આરામ આપવો.

૫. પેટ ઉપર આઈસ બૅગ્ એટલે બરફની કોથળી રખાવવી, અથવા ઠંડા પાણીનાં પોતાં મુકવાં. ટુંકામાં જે ઉપદ્રવ જણાય તેની યથાવિધિ ચિકિત્સા કરવી.

૬. આયોડાઇડ્ ઑફ્ આયર્ન ખાવા માટે આપવું તથા પારદ સાથે મેળવેલ આયોડિન ઉપરના ભાગમાં ઘસવા આપવું એથી રક્તનું શોષણ થાય છે.

૭. ઋતુ નિયમિત આવે એને માટે ખાસ તજવીજ રાખવી.

૮. દર વખતે ઋતુ આવવાના એક બે દિવસ આગમચ પારા-વાળો (કૅલોમેલનો) જુલાબ આપી પેટ સાફ કરવું, તેથી લોહીનું ફરવું ( સરક્યુલેશન ) ઘણા જોરમાં હોય તો કાંઇક નરમ પડે છે.

૯. દેશી દવાઓમાં લાંબા દિવસો સુધી ચંદ્રપ્રભાનો ઉપયોગ ચાલુ રાખવાથી દરદની શાંતી થશે અને ફરી થશે પણ નહિ.

ઉંઘ આવવા તથા વેદના શાંત થવા લવંગાદિચૂર્ણ રાતે આપવું.

૧૧. દસ્ત લાવવા અવિપત્તિકર ચૂર્ણ તો. ૦। અને ગંધકપારાની કજ્જલી વાલ ૧ થી ૨ મેળવીને દુધ સાથે આપવી.

દેશી રીતે, મરક્યુરી ક્લોરાઈડ ( કેલોમેલ ) બનાવવો હોય તો નીચેની રીતે તૈયાર થઈ શકે છેઃ—

પારો શુદ્ધ તો. ૨, અને સોડીઅમ ક્લોરાઈડ ( ચોખું મીઠું ) તો. ૪૦, તે બન્નેને એક સાથે ખરલમાં લીંબુનો રસ નાખીને એક દિવસ ખરલ કરવી, પછી બીજે દિવસે તે મીઠું એક હાંડલામાં મજબુત રીતે દાબીને ભરવું. ઉપર ઢાંકણું ઢાંકીને મજબુત સંધીલેપ કરવો, પછી તેની નીચે ચાર પહોર સારી આંચ દેવી. ઠંડુ થયે બધું મીઠું પાણીમાં ઓગાળી તળીએ જામેલી પારદની ભસ્મ (ક્લોરાઈડ) લઈ લેવી અને તે રસ ભસ્મની જગોએ વાપરવી.

રસેન્દ્ર ચિંતામણી.



# પ્રકરણ ૬ ઠું.

## ગર્ભાશયનાં સ્થાનભ્રંશનાં દરદો.

આટલીવાર સુધી ગર્ભાશયને લગતાં જે દરદોનું વર્ણન આવ્યું છે, તેમાંનાં ઘણાં ખરાં ભયંકર અને અસાધ્ય જેવાં છે, અને જે સાધ્ય જેવાં છે, તે પણ ઘણાં ખરાં શસ્ત્રસાધ્ય છે; છતાં તેની સામાન્ય ચિકિત્સા અને લક્ષણો જાણવાં એ આપણને માટે જરૂરનું હતું અને તે યથાશક્તિ આપણે અત્યાર સુધીમાં જાણ્યું છે. હવે આંહીથી જે પ્રકરણ શરૂ થશે, તે ગર્ભાશયના જુદા જુદા સ્થાન ભ્રંશને લગતા છે. આ દરદોમાં ખાસ કરીને દરદીનું મરણ નિપજતું નથી, પરંતુ તેનાથી બીજા ઉપદ્રવો, પ્રદર, કબજીઆત, ઉનવા, વિગેરે થાય છે, તેમજ સ્ત્રીનું સ્ત્રીત્વ કે જેની શોભા પ્રજોત્પત્તિને લીધે રહી છે, તે પ્રજોત્પતિ ગર્ભાશયનાં આ જાતનાં દરદોથી ઘણું કરીને બંધ થઇ જાય છે, કે થતીજ નથી.

આગળ શારીરનાં વર્ણનમાં કહેવાઇ ગયું છે કે ગર્ભાશય કુદરતી રીતે બસ્તીની અક્ષરેખામાં બરાબર રહે છે, છતાં ગમે તે બાજુએ ખસી શકે છે, એવી તેનામાં શક્તિ છે. હવે ગર્ભાશય પોતાની મેળે નમી જાય, ખસી જાય, નીચું આવી જાય, કે વાંકું વળી જાય ત્યારે આ જાતનાં દરદો થાય છે.

ગર્ભાશય છેવટ ત્રણ પ્રકારે સ્થાનભ્રષ્ટ થઈ શકે છે. ૧. ગર્ભાશયના પોતાના જુદા જુદા અવયવો કુદરતી રીતે જે સ્થળે હોવા જોઇએ તેથી ખસીને જુદા રૂપમાં રહેલા હોય તે પહેલો પ્રકાર. ૨ ગર્ભાશય પોતાની સમાન રેખા (એક્ષીસ)ને વિંટાઇ વળીને ફરી જાય તે બીજો પ્રકાર. ૩. આખું ગર્ભાશય પોતાનાં સ્થાનથી ચ્યુત થઇ જાય, એ ત્રીજો પ્રકાર.

૧. ગર્ભાશયનો દેહ (બૉડી) અને ગ્રીવા (સર્વિકસ) એ બન્નેનો પરસ્પરનો જે પોતાનો સ્થિતિ સંબંધ છે તેમાંથી ચ્યુત થાય એટલે ફેરફારવાળાં થાય તેને ગર્ભાશયનું **આનમન** એટલે નમી જવું–

ઇંગ્રેજીમાં ફ્લેકશન કહે છે એટલે આ સ્થિતીમાં કમળમુખ બરાબર હોય છે પણ તેનો ઉપરનો ભાગ આગળ કે પાછળ નમી જાય છે. ઘણું કરીને પાછળ વધારે નમે છે. આનાથી ગર્ભાશયની લાંબી અક્ષ-રેખામાં એટલે તેની વક્રતામાં ફેરફાર થાય છે.

૨. હવે ગર્ભાશય અક્ષરેખાને વિંટાઇ વળીને ફરી જાય છે તેને આવર્તન અને ઇંગ્રેજીમાં વ્હર્શન ( Version ) કહે છે. આમાં ગર્ભાશયની સાથે તેનું મુખ પણ આગળ અથવા પાછળ ખસી જાય છે. ઘણું કરીને પાછળના ભાગમાં ગર્ભાશય વધારે ખસે છે.

૩. આખું ગર્ભાશય પોતાનાં સ્થાનથી ચ્યુત થઇ જાય એટલે ખસી જાય તેને સ્થાનચ્યુતિ અથવા તેના મૂળ સ્થાનમાં ફેરફાર થયેલો છે, એમ કહે છે. આ ઉપરાંત ગર્ભાશયની સ્થિતિના ફેરફારોના ઘણા પ્રકારો છે અને તે ફેરફાર પ્રમાણે તેને ઘણાં નામો આપેલાં જોવામાં આવે છે. કુદરતી ગર્ભાશય જમણી બાજુએથી જરાક એક તરફ ઢળતું રહે છે.

**ગર્ભાશય સન્મુખાનમનઃ—( એન્ટી ફ્લેકશન )[1]**

આ દરદના બે પ્રકાર છે. ૧ લું કુદરતથીજ થયેલું હોય છે, અને બીજું પાછળથી થયેલું હોય છે તે.

૧ લું–જન્મથીજ થયેલાં આ દરદમાં ઘણું કરીને ગર્ભાશયની કુદરતી વૃદ્ધિ અટકી જાય છે અને તે પછીજ આ દરદ થાય છે. આ દરદમાં ગર્ભાશય પોતાના કુદરતી આકાર કરતાં નાનું હોય છે. જોઇએ એવું વધેલું હોતું નથી. ગર્ભાશયની ગ્રીવા એટલે સર્વિકસ ઘણી નાની અને શુંઢના આકારની હોય છે. ગર્ભાશયનું મુખ એટલે કમળનું છિદ્ર સોઇના નાકા[2] જેવું બારીક હોય છે, અને ભગદ્વારની સામું એટલે નીચેની બાજુ તરફ સામું હોય છે. તેની સાથે દરદીના શરીરનો બાંધો પણ ઘણો નબળો હોય છે. પ્રૌઢ ઉમર છતાં શરીરના અવયવો જોઇએ તેવા પ્રફુલ્લ થયેલા હોતા નથી.

---

૧. બીજા ગુજરાતી લખનારાઓએ આ દરદને અગ્રવક્રતા, પશ્ચાદ્ વક્રતા, અગ્રવિવૃતતા અને પશ્ચાદ્ વિવૃત્તા એવાં નામ આપ્યાં છે.

૨. સુચીમુખી નામની વ્યાપત્‌ને મળતું છે.

વળી ઘણું કરીને આ દરદવાળી સ્ત્રીઓને પાંડુરોગની જાતનું હૃદયની નબળાઇ અને લોહીની ક્ષીણતાનું દરદ જેને ઇંગ્રેજીમાં ક્લોરોસીસ ( Chlorosis ) કહે છે, એ દરદ પણ સાથે સાથે હોય છે. દરદીની સ્થિતિ ઘણે ભાગે હમેશાં નબળીજ રહે છે.

પાછળથી થયેલ અથવા મેળવેલ સંમુખાનમન-એટલે અગ્રવક્રતાના દરદમાં શરૂઆતમાં બસ્તીના સેક્રમ નામના સાંધામાં પ્રદાહ થઇ આવેલો હોય છે, તે પછી તે સાંધો કઠોર થઈ જાય છે, તેનાં પરિણામે આ દરદ થાય છે. દસ્ત કઠણ આવતી વખતે દરદીને વેદના થાય છે અને નરમ દસ્ત આવવાથી વધારે પડતી મરડા જેવી ચુંક દરદીને આવે છે. પુરુષ સંબંધ વખતે વેદના થાય છે. ગર્ભાશય ઉપર થઇને પાછળની બાજુએ સેક્રમ નામના અસ્થિના ખાડા તરફ ખેંચાઈ જાય છે, તથા ગર્ભાશયની ગ્રીવા સ્વાભાવિક સ્થિતિ કરતાં ઉપર ચડી જાય છે અને તેને પોતાની સ્વાભાવિક અવસ્થામાં લાવતાં વેદના થઇ આવે છે. સરલ અંત્ર એટલે મળાશયમાં આંગળી નાખીને પરીક્ષા કરતાં સેક્રલ નામના સાંધા ઉપર દબાણ થવાથી વેદના થઇ આવે છે. આ રોગ ઘણા દિવસ રહેવાથી ગર્ભાશયને લગતાં બંધનો ઢીલાં પડી જવાથી ગર્ભાશય પાછળથી નીચું નમી આવે છે.

**મુખ્ય લક્ષણો:**—પીડિતાર્ત્તવ, વંધ્યતા, ( વાંઝીઆપણું ) શ્વેત પ્રદર અને અત્યાર્ત્તવ, એ આ રોગનાં મુખ્ય લક્ષણો છે. રજઃસ્રાવનો આરંભ થયા પછી પણ એટલે અટકાવ આવતો હોય તે વખતે પણ જ્યાં સુધી તેનો સ્રાવ બંધ ન થાય ત્યાં સુધી દરદીને પ્રસવ વખતે જેવી વેદના થાય છે એવી વેદના થાય છે, અને પછી ધીમે ધીમે ઋતુનું રક્ત બંધ થઇ જાય છે.

આ દરદમાં પુરુષ સંબંધ થયા છતાં પણ શુક્રને ગર્ભાશયમાં ઉપર જવાનો રસ્તો ન હોવાથી તેમજ આ દરદની સાથે ફલકોષ કે બીજવહ સ્રોતનો દાહ પણ હોવાથી તે સ્થાનનો સંકોચ થઇ ગયેલો હોવાને લીધે સંતાન થતું નથી. વળી ઘણું કરીને આ દરદમાં સંબંધ વખતે જોઇએ એવી યંત્રણા એટલે પીડા હોય છે. એથી ઘણી વાર તો

સંપ્રયોગ પણ અસહ્ય થઇ પડે છે. વળી આ દરદ સાથે હમેશાં પ્રદર હોય છે. વળી કોઇ કોઇ વાર વિશેષે કરીને ગર્ભાશયનો વધારો અને એન્ડોમેટ્રાઇટીસ્ નામનો વ્યાધિ હોવાને લીધે અત્યાર્ત્તવ પણ હોય છે, તેથી સ્ત્રી ઘણું કરીને હમેશાં વંધ્યા રહે છે.

**ઉપાય:**—૧. બસ્તી પ્રદેશના ભાગનો દાહ હોય તો પ્રથમ તેની ચિકિત્સા કરવી.

૨. ક્ષતનાં ચિહ્નને લીધે બન્ધનમાં ફેરફાર થઇને ગર્ભાશય ખસી ગયું હોય તો પ્રથમ હસ્ત પ્રવેશથી બન્ધનને પહોળું કરવાનો પ્રયત્ન કરવો. તેની રીત એવી છે કે પ્રથમ જમણા હાથની પહેલી બે આંગળી સ્ત્રીના વરાંગમાં ગર્ભાશયની ગ્રીવાની પાછળ નાખવી. પછી બહારથી સેક્રમ નામના બસ્તીના હાડકાના પોલાણમાં એવી રીતે દબાણ કરવું કે ગર્ભાશયના ઉપરના ભાગ એટલે ફન્ડસની પાછળ થઇને ઉપરના હાથના આગલા ભાગને અંદરની આંગળીનું સ્થાન જાણવામાં આવે એટલે કે ગર્ભાશય બરાબર બે હાથની વચ્ચે આવે. તે પછી એ બન્ને હાથની વચ્ચે ગર્ભાશયને એવી રીતે ફેરવવું કે જેથી તે ગર્ભાશય પ્યુબીસ એટલે બસ્તીની અગ્રકમાન પાસે આવી જાય અને સંયોજક બંધનનો વિસ્તાર થાય. આ પ્રયોગની સાથે હમેશાં ગરમ પાણીની પીચકારી ( ડુશ ) નો ઉપયોગ કરવો. ફરી સાત દિવસને અંતરે એ પ્રયોગ કરવો, અને એમ કરતાં જો કોઇ પણ સ્થળે દાહનાં ચિહ્ન જણાય તો તરત એ પ્રયોગ બંધ કરવો.

૩. આ સિવાય જુદા જુદા શસ્ત્રોપચાર અને શલાકા પ્રયોગ આ દરદોમાં ઉપયોગી છે. એ સંબંધમાં વિદ્વાન અને જીતહસ્ત ડાક્તરોની સલાહ લેવી, તેમજ ઉભય હસ્ત પ્રયોગથી ગર્ભાશયને સ્વસ્થાને લાવવા માટે પણ વિદ્વાન ડાક્તર, નર્સ, કે જીતહસ્ત દાયણનીજ સહાય લેવી, એવો અમારો અભિપ્રાય છે.

૪. સર્વાંગ ચિકિત્સામાં હમેશાં કોઠો સાફ રાખવાનું સર્વથી પ્રથમ ખ્યાલમાં રાખવું.

૫. દરદી નબળા બાંધાવાળું અને ફીકું માલુમ પડે તો પુષ્ટિ-કારક ઔષધો અને પથ્ય આપવું. ક લોહવાળી કોઇ પણ બનાવટ.

ख આર્સેનિકની[1] ( સોમલવાળી ) બનાવટ આપવી. ग કૉડલીવર ઑઇલ આપવું.

૬. જો દરદીને ન્યુનાર્તવનો ( ઓછા દસ્તાનનો ) ઉપદ્રવ સાથે જણાતો હોય તો અટકાવ આવતા પહેલાં પાંચ દિવસ અગાઉ એકથી બે ગ્રેન જેટલી માત્રામાં ગોળીના રૂપમાં મેંગનિઝ બિન્ ઓક્ષાઇડ દિવસમાં ત્રણવાર આપવું.

૭. અત્યાર્તવનો ઉપદ્રવ જણાતો હોય તો જમ્યા પછી ફ્લુઇડ એક્સ્ટ્રેક્ટ ઓફ હાઇડ્રોસિસ્નાં ૧૦ ટીપાં આપવાં.

૮. વેદના શાંત કરવા માટે ગરમ પાણીની થેલી ( હોટવોટરબેગ) પેટ અને પેઢુ ઉપર રાખવી અથવા ગરમ શેક કરવો.

૯. કેટલાક ડાક્તરો આ દરદમાં ફેનાસિટીન આપવાની ભલામણ કરે છે, પરંતુ એ દવા હૃદયને નબળું કરનાર સ્વેદલ હોવાથી વિદ્વાન ડાક્તરની સલાહ પ્રમાણે લેવી.

## ગર્ભાશય સન્મુખવર્તન ( એન્ટી વ્હર્શન )[2]

**સંપ્રાપ્તિઃ**—આ દરદમાં ગર્ભાશયની અક્ષરેખા સરલ એટલે સીધી થઇ જાય છે ગર્ભાશયની કુદરતી સન્મુખવક્રતા ઓછી થઇ જાય છે અને ગર્ભાશયની ગ્રીવા પાછળના ભાગ તરફ ઢળી જાય છે. ઘણું કરીને ગર્ભાશય આખું પોતાની દિશાથી ઉલટી બાજુએ વિવર્તન પામી જાય છે એટલે ફરી જાય છે, તથા તેની રચના વધારે દૃઢતર જણાય છે. આ અવસ્થામાં ગર્ભાશય કાંતો ગમે તે દિશામાં ફરે એવું રહે છે અથવા બીલકુલ ન ફરી શકે એવું બની જાય છે. જો ગર્ભાશયની સ્થિતિ ફરી શકે એવી હોય છે તો, મૂત્રાશયના પહોળા થવાની સાથે ગર્ભાશયની સ્થિતિમાં ફેર પડે છે અને ગર્ભાશય ન ફરે એવી સ્થિતિમાં હોય તો મૂત્રાશયમાં મૂત્રનો ભરાવો થવાથી

---

૧. પશ્ચીમી એલોપથીના કેટલાક ડાકટરો સુશ્રુત જેવાં શાસ્ત્રીય પુસ્તકો ઉપર ન છાજતાં સાક્ષેપ વચનો કહે છે; પણ તેઓએ સમજવું જોઇએ કે તે બેહજાર વર્ષના જુના ગ્રંથો ઝેરને પૌષ્ટીક માનતા નથી પણ ઝેરજ માને છે.

૨. જુના ગુજરાતી લખનારાઓની અગ્રવક્રતા કે વિવૃતતા આ છે.

જેમ જેમ તે પહોળું થાય તેમ તેમ તેના ઉપર ગર્ભાશયનું દબાણ થતું જાય છે. અને પેસાબની કેટલીક હરકતો દરદીને થાય છે. આવી જાતનાં દરદીઓ ઘણું કરીને ઉનવાની વધારે ફરીઆદ કરે છે.

**કારણો:**—ગર્ભાશયનાં જુનાં દરદોનાં કારણો ઘણાંખરાં આ દરદનાં પણ કારણરૂપ હોય છે, એટલુંજ નહિ, ગર્ભાશયને લગતાં જુનાં દરદોથી પણ એ દરદ થઇ આવે છે. બસ્તી પ્રદેશનો દાહ તથા જુના મેટ્રાઇટીસ નામના રોગનાં બધાં કારણોથી આ દરદ થાય છે.

**લક્ષણો:**—ઘણે ભાગે જુના ગર્ભાશયના અને બસ્તી ભાગના પ્રદાહનાં સ્થાનિક લક્ષણો ઘણાંખરાં આ દરદમાં પણ દેખાય છે. કોઇ કોઇ સ્થળે ગર્ભાશયની પ્રત્યાવર્તનની ક્રિયાને લીધે દરદીની ચલનશક્તિ ઓછી કે બંધ થઇ જાય છે. સરલાન્ત્ર એટલે મળાશય ઉપર બોજો આવવાને લીધે દસ્ત આવતાં દરદીને કષ્ટ થાય છે અથવા દસ્ત કબજ રહે છે. વળી મૂત્રાશય ઉપર ગર્ભાશયના ઉપરના ભાગનો એટલે ફન્ડસનો બોજો પડવાથી વખતો વખત પેશાબ કરવાની ઇચ્છા થયા કરે છે, તથા વરાંગની નીચલી દીવાલ ઉપર ગર્ભાશયના ગ્રીવાપ્રદેશ એટલે સર્વિકસનો બોજો પડવાથી તેમાં એટલે કે વરાંગની દિવાલમાં ક્ષત પડી આવે છે, અથવા કેટાર (catarrh) પડી આવે છે. રોગ ઘણા વખતનો જુનો થવાથી પાચનશક્તિ અને સ્નાયુ વિધાન એટલે જ્ઞાનતંતુઓ સંબંધી હિલચાલ નબળી પડી જાય છે. ગર્ભાશય વધેલું અને ચલાયમાન થવાથી તેના ભારને લીધે તેમજ દરદીને હાલવા ચાલવા જતાં ગર્ભાશય ખસી જવાને લીધે હમેશાં એક જાતનું અસુખ રહ્યા કરે છે.

**સ્પર્શ પરીક્ષા:**—વરાંગમાં અંગુલી નાખી પરીક્ષા કરવાથી ગર્ભાશયની ગ્રીવા પાછળ નમેલી માલુમ પડે છે અને ગર્ભાશયનું મુખ સેક્રમ નામનાં બસ્તીનાં પોલાણ તરફ માલુમ પડે છે. ગર્ભાશય વધેલું અને દઢ લાગે છે. બન્ને હાથથી બરાબર તપાસ કરવાથી ફેર્નીકસ ઉપર ગર્ભાશયનો ઉપરનો ભાગ ફન્ડસ જણાય છે.

**ઉપાય:**—એન્ડોમેટ્રાઇટીસ્, મેટ્રાઇટીસ્, કે સેલ્યુલાઇટીસ્ વિગેરે કોઇ દરદ હોય તો પ્રથમ તેનીજ ચિકિત્સા કરવી.

૨. ગુહ્ય ભાગમાં **ફેરનીકસ** પાસે ગ્લીસરાઇનનું પોતું રાખીને ગર્ભાશયનો બચાવ કરવો.

૩. ગર્ભાશયને સ્વસ્થાને રાખવા માટે **હોજીસની** પેસરીઓ-કડીઓ-આવે છે તેનો કુશળ દાયણ પાસે પ્રયોગ કરાવવો.

## ગર્ભાશય પશ્ચાદાવર્તન { ગર્ભાશયની પશ્ચાદ્ વિવૃતતા } ( રીટ્રો વ્હર્શન-Retro version. )

**સંપ્રાપ્તિ**—સ્વાભાવિક રીતે જ્યારે મૂત્રાશય સંપૂર્ણ પહોળું થઇ જાય ત્યારે ગર્ભાશયનું પશ્ચાદ્ આવર્તન એટલે પાછલા ભાગ તરફ ફરી જવું થઇ આવે છે, પરંતુ આ સ્થિતિ ઘણીજ થોડીવાર ટકે છે. મૂત્રાશય ખાલી થવાની સાથેજ ગર્ભાશય પાછું પોતાની અસલ સ્થિતિમાં આવી જાય છે. ઘણુંકરીને નીચેની અવસ્થામાં ગર્ભાશયનું પશ્ચાદાવર્તન જણાય છે.

૧. સુવાવડના શરૂઆતના કેટલાક દિવસો સુધી ગર્ભાશય પાછળ ફરી ગયેલું અને પછીથી પાછળ નમેલું રહે છે. આ વખતમાં દરદીને સુતેલી અવસ્થામાંજ રહેવાનું હોવાથી તેમજ તે વખતે અંદરનાં બંધનો ઢીલાં હોવાને લીધે ગર્ભાશયની એ અવસ્થા થઇ આવે છે.

૨. ગર્ભાશયના ભ્રંશનાં દરદમાં ગર્ભાશયનાં અવતરણ વખતે તેની અક્ષરેખાનાં પરિવર્તનને લીધે પશ્ચાદ્ આવર્તન થઈ આવે છે.

૩. ગર્ભાશયનું પશ્ચાદ્ આનમન એટલે રીટ્રો ફ્લેકશન નામના રોગમાં તેની સાથે શરૂઆતમાં પશ્ચાદ્ આવર્તન પણ હોય છે અને પછીથી ગર્ભાશય પાછલા ભાગમાં નમેલું રહે છે.

૪. જુનો અંત્રાવરણ પ્રદાહ એટલે પેરીટોનાઇટીસ્ નામના રોગમાંથી પણ પરિણામે ઘણીવાર આ રોગ થઈ આવે છે.

**કારણો**—એકાએક ઘણું કરાંઝવું પડે એવાં દરદ જેવાં કે, મરડો, કસુવાવડ કે બીજાં એવાં કારણોને લીધે વધારે પડતો આઘાત લાગવાથી, સુવાવડમાંથી ગર્ભાશય પાછું પોતાના કુદરતી આકાર અને સ્થાનને ધારણ ન કરે તેથી અથવા ગર્ભાશયના પાછલા ભાગમાં પ્રદાહ થવાથી રુઝાતી વખતે તેનો કોઇ ભાગ એક બીજા સાથે ચોટી

જવાથી અગર ક્ષત રુઝાતી વખતે ધ્રુંચ પડી જવાથી આ દરદ પેદા થાય છે.

**લક્ષણ**—આ દરદનાં ઘણાંખરાં લક્ષણો ગર્ભાશયનાં પશ્ચાત્ આનમન અથવા રીટ્રો ફ્લેકશનને મળતાં હોય છે. તેનું વર્ણન હવે પછી કરવામાં આવશે. જો આ દરદ સુવાવડમાંથી થયું અગર થવાનું હોય તો પ્રસવ પછી બે કે ત્રણ અઠવાડીઆં ગયા પછી એટલે ૨૦–૨૨ દિવસ પછી ગર્ભાશયમાંથી રક્તસ્રાવ થવા માંડે છે, અને કેટલાક કેસોમાં આ લક્ષણ પ્રધાનરૂપે માલુમ પડે છે અથવા દરદીના ઉભા રહેવાથી કે ચાલવા ફરવાથી હમેશાં થોડો થોડો રક્તસ્રાવ થયા કરે છે.

તર્જની પરીક્ષા કરતાં બસ્તીનાં પોલાણમાં નીચેના ભાગમાં ગર્ભાશયગ્રીવાનો સ્પર્શ થાય છે, અને ગર્ભાશયનું મુખ (ઑસ) નીચે તથા સન્મુખ તર્જનીને અડે છે. વરાંગની અંદરના પોલાણના પાછલા ભાગથી વરાંગની ઉપર રહેલો ગ્રીવાનો ભાગ અંગુલીને સ્પર્શ કરે છે અને ત્યાંથી તર્જનીને આગળ સેરવવાથી આગળ જતાં ગર્ભાશયનો ઉપરનો ભાગ ફન્ડસ પણ આંગળીને અડી શકે છે. ફન્ડસનો પાછલો ભાગ સિધો જણાય છે પણ આનમન (ફ્લેકશન) પેઠે ખુણો જણાતો નથી.

ઉભય હસ્ત પરીક્ષાથી તપાસ કરવાથી વરાંગનાં આગલા પોલાણમાં બન્ને હાથ પરસ્પરને અડી જાય છે, એટલે કે બન્ને હાથની વચ્ચે વરાંગની દીવાલ અને ઉદરની ત્વચા સિવાય બીજું કશું જણાતું નથી. ગર્ભાશયનાં મધ્ય શરીર (બૉડી)નો તપાસ કરવા માટે ગર્ભાશયની ગ્રીવાની સામે એક હાથની આંગળી અને પેટ ઉપર બન્ને હાથ રાખવા. પછી નીચેના હાથથી ગર્ભાશયને ઉપર તરફ તોળવું. આમ કરવાથી પેટ ઉપર રાખેલા હાથને ગર્ભાશયના શરીરના મધ્ય પ્રદેશના આગલા ભાગનું સંચલન માલુમ પડી આવશે.

બીજું, વરાંગમાં તર્જની નાખીને ગર્ભાશયગ્રીવાને સામો ધક્કો આપવાથી વરાંગનાં પાછલાં પોલાણમાંથી ગર્ભાશયના મધ્ય ભાગનો વચલી આંગળીને સ્પર્શ થાય છે.

સરલાંત્ર એટલે સફરામાં આંગળી નાખીને પરીક્ષા કરવાથી અંદર ગાંઠ ( ટ્યુમર ) જેવું જણાય છે.

**ઉપાય**—૧. પ્રદાહ હોય તો દુર કરવો.

૨. ગર્ભાશય જો કોઇ ભાગ સાથે ચોંટી ગયેલું ન હોય તો પાછું પોતાની યોગ્ય જગ્યાએ બેસારી દેવું.

૩. હોજીસની કે બીજી કોઇ પણ પેસરી (કડી) મારફત ગર્ભાશયને પોતાના યોગ્ય સ્થાનમાં રાખવાની વ્યવસ્થા કરવી.

૪. જો ગર્ભાશય ચોંટી ગયું હોય તો પેસરી મારફત જ્યાં હોય ત્યાં બરાબર જળવાઇ રહે એવી વ્યવસ્થા કરવી. વધારે ખુલાસા માટે સ્ત્રીશાસ્ત્રમાં પ્રવિણ ડાક્તરો કે દાયણની સલ્લાહ લેવી એ જરૂરનું છે.

## ગર્ભાશય પશ્ચાદ્દાનમન ( રીટ્રો ફ્લેકશન. )
## { ગર્ભાશયની પશ્ચાદ્ વક્રતા.[1] }

ગર્ભાશયને લગતું આ દરદ ગર્ભાશયના પશ્ચાદ્દાવર્તન ( રીટ્રો વ્હર્શન ) ની સાથેજ ઘણું કરીને થાય છે, એટલે ટુંકામાં બન્ને દરદો ઘણું કરીને મળેલાંજ જોવામાં આવે છે.

**સંપ્રાપ્તિ**—આ દરદમાં ગર્ભાશયની ગ્રીવા સન્મુખ નીચી ઉતરી આવે છે અને તેથી સહજ રીતેજ ગર્ભાશયની ગ્રીવાનો સ્પર્શ થઇ શકે છે. કારણ કે આ દરદમાં ગ્રીવા પ્યુબીસ એટલે બસ્તીની અગ્રકમાન પાસે આવી જાય છે અને બાકીનું સમગ્ર ગર્ભાશય બસ્તી પ્રદેશનાં પોલાણમાં નીચે નમી આવેલું હોય છે. ગર્ભાશયમુખ પ્રસારિત એટલે પહોળું થઇ જાય છે. ઘણું કરીને આ દરદ સાથે ગર્ભાશયના ઓષ્ટ ઉલટા થઇ ગયેલા હોય છે. કોઇ કોઇ સ્થળે ગર્ભાશયનો પાછલો ઓષ્ટ વધેલો જોવામાં આવે છે. કોઇવાર ગ્રીવામાં ક્ષતનાં ચિહ્નો પણ જણાય છે.

મુખ્યત્વે કરીને આ દરમાં ગર્ભાશય નીચે નમીને વાંકું થઇ જાય છે અને જો ગર્ભાશયને નમવામાં કોઇ જાતનો પ્રતિબંધ આડો ન નડે તો ફન્ડસ–ગર્ભાશયનો ઉપરનો ભાગ ઘણોજ નીચો આવી જાય છે. ગર્ભાશયનો આકાર વધી જાય છે અને તેનું પોલાણ અઢી

૧. વંધ્યત્વ નિવારણ–ડા. વિરજી ઝીણા રાવળ, એલ. એમ. એસ. કૃત

ઇંચ કરતાં વધારે થઇ જાય છે. ગર્ભાશયની શ્લેષ્મત્વચામાં જુનાં કેટાર ક્ષતનાં ચિહ્નો જણાય છે. દર્શન યંત્ર એટલે સ્પેક્યુલમથી પરીક્ષા કરતાં જણાય છે કે, રક્તવાહિનીઓ પહોળી થઇ ગયેલી છે અને સંયોજક તંતુઓ વધેલા છે, તેમજ જે સ્થળેથી ગર્ભાશય વાંકું થયેલું છે તે સ્થળે બધી રક્તવાહિની દબાઇ ગયેલી છે, અને તંતુઓ પણ પાતળા પડી ગયેલા છે. ફલકોષ ( ઓવરી ) નીચે નમેલા વધેલા અને દાબવાથી દરદવાળા જણાય છે.

**કારણોઃ**—ઘણું કરીને આ દરદ સુવાવડમાં અને તેમાં પણ જેને એક કરતાં વધારે સુવાવડો થઇ ગઇ હોય એવી સ્ત્રીઓને વધારે ભાગે થઇ આવે છે. ઘણું કરીને સુવાવડી અવસ્થામાં ગર્ભાશય પોતાનાં કુદરતી કદ કરતાં કાંઇક મોટું હોય છે અને ભારે પણ હોય છે. તેની સાથે ગર્ભાશયની દીવાલો કોમળ હોય છે. અને લીગામેન્ટ એટલે ગર્ભાશયનાં બન્ને બંધનો ઢીલાં હોવાની સાથે બસ્તીપ્રદેશના તંતુઓ પણ પહોળાં ઢીલાં અને નબળાં હોવાથી એવી નબળી હાલતમાં આ દરદને થઈ આવતાં વાર લાગતી નથી.

પ્રસવ પછી કાચી[1] સુવાવડવાળી ઓરત ઉઠબેસ હરફર કરવા માંડે, દરદી પેશાબ રોકી રાખે અને તેથી પેઢુમાં ભાર થાય, સુવાવડમાં મરડો થઇ આવે. ધ્યાન બેધ્યાન ચાલવાથી અજાણતાં નીચો ઉંચો પગ પડી જાય અને સુવાવડમાં બીજી પણ વિષમ શરીર ચેષ્ટા, ભારવહન વિગેરે કરવામાં આવે તો આ દરદને વધવામાં ઉત્તેજન મળે છે.

**લક્ષણોઃ**—સાધારણ રીતે પીઠના ભાગમાં નબળાઇ જણાય છે. કોઇ કોઇ દરદીઓને કમરમાં અને પીઠમાં વેદના થયા કરે છે. ચાલતાં હાલતાં અને ઋતુ ( અટકાવ ) આવતી વખતે દરદમાં વધારો થાય છે, જુના બસ્તિના પડદાના વરમનાં લક્ષણો પણ આ દરદમાં દેખાય છે. બસ્તિના પ્રદેશમાં ભાર લાગે છે અને અસુખ થયા કરે

૧. આ ગુજરાત પ્રાંતમાં સુવાવડના પહેલાજ દિવસથી સુવાવડી હરફર કરે છે અને આ દરદ પણ અહીં ગુજરાતમાં વધારે થાય છે.

છે. દસ્ત જતી વખતે વેદના થાય છે અને આંકડીઓ આવે છે, શ્લેષ્મ ત્વચાના જુના વરમને લીધે હમેશાં શ્વેતપ્રદર (લ્યુકોરીઆ) રહે છે. કોઈ કોઇ કેસમાં પીડિતાર્તવ ઘણું જણાય છે. ઘણાં કષ્ટ સાથે ઘણો અટકાવ આવવો, એ આ રોગનું એક મુખ્ય લક્ષણ છે. ગર્ભાશયની ગ્રીવામાં ફેરફાર, ઘણો શ્લેષ્મ પદાર્થ વરાંગમાંથી નીકળવો; બીજવહસ્રોત (ફેલોપ્યન્ટયુબ) બંધ થઇ જવી, અને ફલકોષ (ઓવરી)નું સ્થાનભ્રંશ વગેરે પ્રબળ કારણોને લીધે આ દરદ થયા પછી અવશ્ય વંધ્યત્વ {વાંઝીઆપણું} ઉત્પન્ન થાય છે અને ગર્ભાશયને આ દરદમાંથી પોતાને સ્થાને બેસાર્યા પછી પણ વંધ્યત્વ એટલે વાંઝીઆપણાની ફરીઆદ દુર થાય કે નહિ, એ શંકા ભરેલું છે. કદાચ ગર્ભાધાન થાય તોપણ દરદીને ગર્ભપાત નહિ થાય અને સંપૂર્ણ બાળક જન્મશે એવી આશા રાખવી વ્યર્થ છે.

આ દરદની ઉભયહસ્ત પરીક્ષા અને તર્જની પરીક્ષાનું વર્ણન સવિસ્તર પણ ગુંચવાડા ભરેલું વૈદ્યક ગ્રંથોમાં મળે છે, તે આપીને વાંચવાનો કંટાળો આપવો અહીં યોગ્ય ન લાગવાથી આપ્યો નથી. યોગ્ય ડાક્તર કે દાયણ પાસેજ એ પરીક્ષા કરાવવી એજ જરૂરનું છે.

**ભ્રમઃ**—ઘણું કરીને નીચેનાં દરદોમાં કે અવસ્થાઓમાં ગર્ભાશયના પશ્ચાદાનમનની ભ્રાંતિ થઇ આવે છે. સરલાંત્ર એટલે સફરામાં મળ ભરાઇ રહેવાથી, પેરીટોનાઇટીસ એટલે અંત્રાવરણ અથવા રસ ત્વચાના દાહથી, અથવા હેમેટોસીલ એટલે બસ્તીપ્રદાહથી કાર્સિનોમા એટલે એક જાતનાં કેન્સર જેવાં કઠોર ક્ષતને લીધે, ગર્ભાશય ગ્રીવાના પાછલા ભાગના સેલ્યુલાઇટીસ નામના સોજાને લીધે, બીજકોષ એટલે ઓવરીના સ્થાનભ્રંશને લીધે અથવા ઓવરીની અંદરની નાની ટયુમર (ગાંઠ)ને લીધે, ઉપર લખેલાં ગર્ભાશયના પશ્ચાદાનમની શંકા થઇ આવે છે. માટે તે બધાથી તેને જુદું પાડી લેવું જોઇએ.

**ઉપાયઃ**—પાછળના ભાગમાં નમેલા ગર્ભાશયની ચિકિત્સા બે ઉદ્દેશથી કરવી જોઇએ.

૧. પાછળ નમી ગયેલાં ગર્ભાશયને પાછું પોતાને સ્થાને બેસારવું.

૨. ગર્ભાશય પોતાને સ્થાને બેઠા પછી તે ખસી ન જાય અને સ્વસ્થાને રહે એવી તજવીજ રાખવી.

ગર્ભાશયને પોતાને સ્થાને લાવવામાં કોઇ પણ જાતના સ્થાનીક દાહને લીધે તેમજ ગર્ભાશય ચોંટી જવાથી એમ બે રીતે પ્રતિબંધ નડે છે.

કોઇ પણ સ્થાનિક વરમને લીધે ગર્ભાશયને પોતાને સ્થાને લાવતાં મુશ્કેલી નડશે એમ જણાય તો પ્રથમ નીચેના ઉપચારો કરવાઃ

૧. પ્રથમ ૧ માસ સુધી હમેશાં દરદીને ગરમ પાણીની પિચકારી (ડુશ) આપવી.

૨. પેટ અને પેઢુના ભાગ ઉપર ગરમ પાણીની કોથળીનો અથવા અળશીની કે ઘઉંની પોટીસનો શેક કરવો.

૩. દરદવાળા ભાગ ઉપર રાઇ, લસણ અથવા નીલમક્ષિકા (બ્લીસ્ટર ફ્લાઇ) નું પલાસ્તર મારવું. તે પ્લાસ્તર બહુ સાવધાનીથી સાવધ તથા અનુભવી પાસે મુકાવવું.

૪. વરાંગમાં ગ્લીસરાઇનનાં પોતાં મુકવાં.

ઉપરના ઉપચારોથી અંદરનાં ક્ષત અને વરમ રૂઝાયા પછી ગર્ભાશયને પોતાને સ્થાને લાવવાના ઉપાયો કરવા.

પાછળ નમેલાં ગર્ભાશયને સ્વસ્થાને લાવવા માટે ત્રણ પ્રકારની પ્રયોગ પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવે છે.

૧. ઉભયહસ્ત પ્રયોગ, ૨. શલાકાયંત્ર ( સાઉન્ડ ) પ્રયોગ, ૩. ગર્ભાશયના ઉપરના ભાગને દાબીને પોતાની જગોએ બેસારવાનો પ્રયોગ કરાય છે.

૧ લો. ઉભયહસ્ત પ્રયોગની રીત એવી છે કે, પ્રથમ એક હાથની વચલી આંગળી સફરામાં નાખવી અને બીજાની તર્જની વરાંગમાં ગર્ભાશયની ગ્રીવાની બરાબર સામી ટેકવી. પછી સફરાની અંદરની આંગળીથી ગર્ભાશયના પાછલા ભાગ ( ફન્ડસ ) ને બરાબર દાબી રાખવો અને વધારે દાબતું જવું, તેની સાથે તર્જનીથી ગર્ભા-

શય ગ્રીવાને ઉપર તરફ પાછળ ધકેલતાં જવું અને ગર્ભાશયના પાછલા ભાગને સામી બાજુ ફેરવી દેવો. જ્યારે એ રીતે ફન્ડસનો ભાગ આગળ આવી જાય તે પછી હાથથી પેટ ઉપર નીચું દબાણ કરવું. અને એ રીતે ગર્ભાશયને સેક્રમનાં પોલાણમાં લઇ આવવું. તે પછી વરાંગમાં ગ્લીસરાઇનમાં બોળેલ કકડો મૂકીને દરદીને આરામ આપવો.

૨ જો. શલાકાપ્રયોગ–ગર્ભાશય બહુ વાંકુ વળી ગયેલું ન હોય તો, શલાકાપ્રયોગથી દુરસ્ત થઇ શકે છે અને જો વધારે નમેલું હોય તો પ્રથમ ઘણુાજ થોડા વાંકવાળી સળી દાખલ કરવી અને ધીમે ધીમે વધારે વાંકવાળી સળી દાખલ કરતાં જવું. એ રીતે ગર્ભાશયનું નમન ઓછું થયા પછી ગર્ભાશયની અંદર સંપૂર્ણ શલાકા નાંખવાનો અને તે મારફત ગર્ભાશય ફેરવવાનો પ્રયોગ કરવો. આ બાબતમાં આગળ સૂચના આપ્યા મુજબ યોગ્ય માણસની સલાહ લેવી એ ડહાપણ ભરેલું છે.

૩. ત્રીજી રીત એવી છે કે, દરદીને પથારીમાં વાળેલા હાથ ઉપર ગાલ રખાવી છાતીનો ભાગ પથારીને અડતો રહે એવી રીતે તથા નિતંબનો ભાગ ઘુંટણુ ઉપર ઉભો રખાવી અર્ધ ઢળતી સ્થિતિમાં સુવારવું. આવી રીતે સુવાથી ભગદ્વાર ખુલ્લું થશે અને વરાંગમાં પવન ભરાઇને એક જાતનું પોલાણ થશે. આથી ગર્ભાશયની સ્થિતિમાં થોડો ફેરફાર થાય છે; પાછળ નમેલું ગર્ભાશય સ્વસ્થાને આવી જતું નથી, પણ ગર્ભાશયને સ્થવસ્થાને લાવવા માટે ગર્ભાશયના નમેલા ભાગને એટલે પાછલા ( ફંડસના ) ભાગને આગળ ધકકો મારવો જોઇએ. અગર ગર્ભાશયાકર્ષણ યંત્ર મારફત ગર્ભાશયની ગ્રીવાને ભગદ્વાર તરફ ખેંચવી જોઇએ. પછી ગ્લીસરાઇનના કકડા કે પેસરી મારફત ગર્ભાશયને પોતાની જગોએ રાખવાનો પ્રયત્ન કરવો જોઇએ. જો બીજો કોઈ જાતનો ઉપદ્રવ, ક્ષત કે પ્રતિબંધ ન હોય અને દરદ નવું હોય તો ઉપર જણાવેલો ત્રીજો પ્રયોગ સરલ, સાદો, અને સલામતી ભરેલો છે.

## ગર્ભાશય ભ્રંશ ( પ્રોલપ્સસ્ યુટેરાઈ. )

આ રોગનું વર્ણન ઉપાય વિગેરે સામાન્ય દરદોમાં યોનિકંદ એટલે

યોનિભ્રંશની સાથેજ થઇ ગયું છે. માટે ત્યાં જોવું ( જુવો પૃષ્ટ ૧૦૩ )

## ફલકોષ ( ઓવરી ) નાં દરદો.

**ફલકોષ પ્રદાહ.** ( ઓફરાઇટીસ )—ફલકોષ અથવા ઓવરીને તરૂણ અથવા દીર્ઘ પ્રકારનો દાહ કે વરમ લાગુ પડે છે. તેને ઇંગ્રેજીમાં ઑફ્રાઇટીસ કહે છે.

**કારણો**—પેઢુ ઉપર વાગવાથી, ગર્ભાશયના મુખમાં કાસ્ટીકનો પ્રયોગ કરવાથી, અગર ગર્ભાશય ઉપર શસ્ત્રક્રિયા કરવાથી, શરદીથી એકાએક આર્તવ બંધ થઇ જવાથી, અને કોઇ કોઇ વાર સુવાવડમાંથી, તેમજ બીજાં કારણોથી પણ ફલકોષનો તિક્ષણ વરમ થઇ આવે છે.

**લક્ષણ**—પેઢુ અને વંક્ષણમાં એટલે જાંઘના મુળમાં વેદના થવી અને દાબતાં દરદમાં વધારો થવો, એ આ દરદનું મુખ્ય લક્ષણ છે. ઘણું કરીને જે બાજુના ફલકોષમાં દાહ થયો હોય છે તે બાજુએ ચસકા આવે છે. જો દાહ ઓવરીમાંજ રહે છે તો સ્થાનિક વેદનાજ થાય છે. પરંતુ ઘણે ભાગે ઓવરીના દાહ સાથે પાસેનું પેરીટાનીઅમ એટલે રસત્વચાનું પડ પણ દાહવાળું હોય છે, તેથી પેટની નીચેના ભાગમાં પ્રદાહનાં અને વેદનાનાં લક્ષણો જણાય છે, અને વેદના ફેલાતી જાય છે, તેમજ વેદના ક્રમે ક્રમે વધતી થાય છે. ધીમે ધીમે દરદ થાપો, ઝાંઘ તથા પગ સુધી પહોંચે છે, દરદી પગ ઉભોજ રાખે છે. ચતું સુવાતું નથી. પેસાબ વારંવાર અને લાલ રંગનો થાય છે. ઝાડો આવતાં દરદ થાય છે. ટાઢ લાગીને તાવ આવે છે. મોળ આવે છે. અને ઉલટી પણ થાય છે. તેની સાથે અંત્રાવરણ એટલે રસત્વચાના પ્રદાહનાં લક્ષણો જણાય છે. કમરમાં દરદ થાય છે પેટમાં વાયુ જણાય છે; તર્જની મારફત વરાંગની પરીક્ષા કરવાથી ગર્ભાશય અને તેની ગ્રીવાના ભાગને અડકતાં ઘણું દરદ થાય છે. ગર્ભાશયની ગ્રીવા પાસેથી સોજાવાળા ફલકોષ ( ઓવરી ) ની ગાંઠ આંગળાંને લાગે છે અને ત્યાં વેદના થાય છે. પેડુ ઉપરથી પણ એ ગાંઠ હાથને માલુમ પડે છે, અને અડતાં ઘણુંજ દરદ થાય છે. કોઇવાર આ દાહથી ફલ-

કોષમાં પાકીને પરૂપણ થઇ આવે છે અને ફુટે છે. આ જાતનો ફલકોષનો દાહ જમણા કરતાં ડાબા ફલકોષમાં વધારે મળી આવે છે.

**ઉપાય**—૧. દરદ શાંત રહેવા માટે તથા ઉંઘ લાવવા માટે દરદીને અફીણ આપવું.

૨. કઠણ ખોરાક ખાવા આપવો નહિ, બનતાં સુધી દુધ, કાંજી, રાબ, વિગેરે નરમ અને સેજ ગરમ ખોરાક આપવો.

૩. દરદીએ શરદી ખાવી નહિ.

૪. પેડુ ઉપર કે વરાંગ પાસે થોડી જળો મુકાવવી.

૫. સાંજ સવાર કમરબુડ ગરમ પાણીમાં બેસવું.

૬. પેડુ ઉપર અળસી કે ઘઉંની પોટીસ મુકવી.

૭. દરદી સશક્ત હોય તો સારો જુલાબ આપવો.

૮. દરદીને રસત્વચાનો દાહ માલુમ પડે તો તે મટતાં સુધી યોગ્ય માત્રામાં અફીણ તથા કેલોમેલનો પ્રયોગ કરવો.

૯. બેલાડોના અને અફીણની સોગઠી વરાંગમાં પહેરવા આપવાથી પણ ફાયદો થાય છે.

૧૦. સુદર્શન ચૂર્ણ નામની દેશી દવાનો ફાંટ આપવો, તે સાથે પોટાસ્યમ કેલોરેટ તથા પોટાસ્યમ આયોડાઇડ પીવા આપવાં.

૧૧. સારી રીતે આર્તવ આવે એવી દવાઓ આપવાથી અને સારૂં નાવણ આવવાથી પણ દરદમાં લાભ થાય છે.

## ફલકોષનો દીર્ઘ પ્રદાહ.

તીક્ષ્ણ દાહની ઉપેક્ષા કરવાથી અથવા જોઇએ એવી ચિકિત્સા કે સારવાર ન કરવાથી ધીમે ધીમે દીર્ઘ પ્રદાહ થઈ આવે છે, અથવા આર્તવ વખતે ફલકોષ રક્તપૂર્ણ હોય છે, અને તેમાં કોઈ કારણસર રક્તપ્રવાહનો વધારો થાય અથવા કાંઇ અડચણને લીધે રક્ત તેમાં વધારે ભરાઇ રહે તો સહજ દાહ થઇ આવે છે. આર્તવના દિવસોમાં ભેજવાળી શરદી[1] લાગવાથી

---

૧. અટકાવના દિવસોમાં ભોંયતળીયે ભેજવાળાં અંધારા ઘરમાં ઘુડ પેઠે ભરાઈ રહેનારી અંધ ધર્મશ્રદ્ધાળુ બ્હેનોએ અને નિર્દય ધર્મશ્રદ્ધાળુ પુરૂષોએ આ વાત વિચારવા જેવી છે.

પણ આવો દાહ થઇ આવે છે. અતિ સંપ્રયોગ (મૈથુન) થી, કે આગળ જણાવેલ ગર્ભાશય ઉપર થયેલ કાસ્ટીકના પ્રયોગથી કે સળીના અયોગ્ય પ્રયોગથી, કે ગરમીથી, ફલકોષ (ઓવરી) નો દીર્ઘદાહ થઇ આવે છે.

**લક્ષણો:**—પેડુમાં અને કમરમાં મંદ દરદ થાય છે. એક અથવા બન્ને જાંઘમાં દુખાવો થાય છે. આર્તવ થોડું અને કષ્ટ સાથે આવે છે, મોળ આવે છે, ઉલટી થાય છે, અજીર્ણ જણાય છે, તથા હીસ્ટીરીઆને લગતાં કેટલાંક દરદો જણાય છે, પેશાબની હાજત વધારે થાય છે, વખતે પ્રદર પણ હોય છે. સંપ્રયોગ સહન થઇ શકતો નથી, તથા વરાંગ પરીક્ષાથી એક અથવા બન્ને બાજુએ સોજાવાળી ગાંઠ માલુમ પડે છે, અને દાબવાથી દુઃખે છે.

**ઉપાય:**—૧. ગ્લીસરાઇનિનું પોતું વરાંગમાં રાખવું.

૨. **સહચર** તૈલનું પોતું રાખવું.

૩. નીચેનું મિશ્રણ આ દરદમાં ફાયદો કરે છે:—

| | | |
|---|---|---|
| પોટાશ્યમ બ્રોમાઇડ ઔંસ | ૨ | મેળવીને તેમાંથી ૧ મોટો ચમચો દવા દિવસમાં ત્રણવાર પાવી. |
| પોટાશ્યમ આયોડાઇડ ઔંસ | ૧ | |
| ઇન્ફ્યુઝન્ જેન્સ્યન કં૦ ઔંસ | ૬ | |

૪. ઘણું કરી ઓવરીના જુના દાહવાળી ઓરત નબળા બાંધાની હોય છે, માટે શક્તિ આવે એવો ખોરાક આપવો.

૫. શરદીથી બચવા માટે પેટ તથા પેઢુના ભાગ ઉપર હમેશાં ફલાનલનું કપડું વીંટી રાખવું.

૬. અઠવાડીઆમાં એકથી બેવાર કમરબુડ ગરમ પાણીમાં બેસવું. ઠંડા પાણીથી નહાવું નહિ.

૭. બનતાં સુધી વિષયથી દુર રહેવું.

૮. પોટાશ્યમ કોલ્રો–ગ્રેન ૨૦ તથા ચોખું પાણી ઔંસ ૧ બન્ને સાથે મેળવી પીવા આપવું. તેથી ફાયદો ન થાય તો—

૯. પોટાશ્યમ આયોડાઇડ–ગ્રેન ૫ તથા પાણી ઔંસ ૧ મેળવી પાવું. દરદ બહુ થતું હોય તો અંદર એકોનાઇટ એટલે વછનાગનાં ટીંચરનાં બેથી ત્રણ ટીપાં નાંખી આપવાં.

૧૦. પચે તો કોડલીવર ઑઇલ આપવું. તેથી સારો ફાયદો થાય છે.

૧૧. આયોડાઈડ ઓફ્ લેડ તથા બેલાડોનાની સોગઠી પહેરવા માટે આપવી.

૧૨. કમરના દુઃખાવા ઉપર બેલાડોનાનું પ્લાસ્ટર મારવું.

૧૩. પેઢુ ઉપર ફલકોષની જગોએ પ્લાસ્ટર મારવું.

આ બધા ઉપાયોમાંથી ઠીક લાગે તે ઉપાય વખત જોઇને કામે લગાડવા.

## ફલકોષ ગ્રંથી-(ઓવેરીઅન ટ્યુમર).

સામાન્ય રસગ્રંથીને લીધે ફલકોષ વિસ્તાર પામે છે, કઠણ થઇ જાય છે, અને ઓવરીની કોઇ દિવાલમાં રસગ્રંથી થઇ આવે છે; અને ધીમે ધીમે તેમાં રસ વધતો જાય છે. કેટલીકવાર એ રસ કેટલાક ગ્યાલન સુધી એ ગાંઠમાં ભરેલો હોય છે. આ ગાંઠની અંદરનો રસ તરલ પાણી જેવો હોય છે, અને તે રક્તની અંદરનો જળરૂપ રસ (આલ્બ્યુમન)જ હોય છે. કોઇ વાર તેનો રંગ ગુઢો ભુખરો હોય છે, અને ગરમી લાગવાથી જાય છે. ઓવરીમાં દર મહીને આર્તવ વખતે અંડ પાકવાની જે ક્રિયા થાય છે, તેનીજ કોઇ વિક્રિયાનું આ સ્વરૂપ છે.

**કંપાઉન્ડ ઑવેરીઅન્ ટ્યુમરઃ**—ફળકોષ અથવા ઓવરીમાં બીજી એક પ્રકારની ગાંઠ થાય છે તેને આ નામ આપવામાં આવે છે. આ ગ્રંથીનો મધ્ય ભાગ કઠણ હોય છે, અને તેની અંદરનો તરલપ્રવાહી પદાર્થ એકજ સ્થિતિમાં સ્થિર રહી શકતો નથી. કોઇ કોઇ જગોએ ગ્રંથીઓ ઘણી મોટી હોય છે, અને પરસ્પર સૂક્ષ્મ વિભાગથી વહેંચાયલી હોય છે. કોઈ કોઇ જગોએ ગ્રંથીઓ નાની હોય છે, અને મજબુત ફાઇબર્સથી વિંટાએલી હોય છે. છેલ્લી જણાવેલી ગ્રંથીઓને એલોપથીમાં સિસ્ટોસાર્કોમા કહે છે.

**કોષિક ટ્યુમરઃ**—કેટલીકવાર વધેલી ઓવરીમાં આ જાતની નાની કોષાવૃત અસંખ્ય ગાંઠો હોય છે. આ ગાંઠોનો દરેક કોષ એક

ઈંચથી મોટો હોતો નથી. આ ગાંઠના દરેક કોષમાં એક જાતનો કઠણ પદાર્થ ભરેલો હોય છે.

કોઇવાર વધેલી ચર્મગ્રંથીઓની જાતની ગ્રંથી પણ ઓવરીમાં મળી આવે છે.

**લક્ષણ:**—પ્રથમ અવસ્થામાં એટલે દરદની શરૂઆતમાં આ દરદનાં તમામ લક્ષણો ગુપ્ત અવસ્થામાં રહે છે. આ દરદમાં ઋતુ ( અટકાવ ) બંધ થતું નથી; તેમ આર્તવ નીકળવામાં કોઇ જાતનું અનિયમિતપણું પણ જોવામાં આવતું નથી. સોમાંથી ત્રીસ દરદીઓને ઘણું કરીને ઉદર અને પેઢુના ભાગમાં વેદના થાય છે, અને સોમાંથી દશ દરદીઓને ઘણું કરીને પેસાબની અટકાયત અને મૂત્રકૃચ્છ્ર થાય છે, તથા સોમાંથી ત્રીસ દરદીઓની ટ્યુમર એટલે ગ્રંથી ઓળખી શકાય છે. ઘણાંખરાં દરદીઓમાં ઘણું કરીને ગ્રંથી એક બાજુએ હોય છે. જ્યારે ગ્રંથીનું સ્થાન અને આકૃતિ વધવા માંડે છે અને વધારે પ્રમાણમાં વધે છે, ત્યારે તેની આસપાસનાં યંત્રો એટલે અવયવો ઉપરનાં દબાણને લીધે રોગનાં જુદાં જુદાં લક્ષણો જણાય છે. ડાબી ઓવરીમાં જો વિકાર હોય તો દસ્ત આવતાં અટકાયત થાય છે. આર્તવ આવવામાં કોઇ જાતનો વિશેષ પ્રકારનો વિકાર જણાતો નથી, પણ ઘણું કરી કોઇવાર રજ:સ્તંભ એટલે દસ્તાન એકાએક બંધ થઇ જાય છે. કોઇવાર ઓવરીથી ગર્ભાશયની અંદર સુધીનો બધો ભાગ દરદવાળો અને જડ જેવો થઇ જાય છે.

ગ્રંથીનો અવયવ જેમ જેમ ક્રમે ક્રમે વૃદ્ધિ પામતો જાય છે, તેમ તેમ ઉદર પણ મોટું થતું જાય છે. તેમજ જો ગ્રંથી કઠણ હોય તો દરદીને ગર્ભ રહેલો હશે એવો પણ ભ્રમ થઇ આવે છે, અથવા ગર્ભાશયની અંદરની ફાઇબ્રસ ટ્યુમર કે મુત્રગ્રંથીની સિસ્ટીક ગ્રંથી હશે. એવો પણ વખતે વહેમ પડે છે, અને જો ગ્રંથી નીચેની બાજુ તરફ હોય તથા દરદીનું પેટ ચઢતું હોય તો ઉદર હશે એવો પણ ભ્રમ થઇ આવે છે.

**ચિકિત્સા:**—આ દરદની અને હવે પછી લખેલા નીચેના દરદની ચિકિત્સા મળતી હોવાથી, નીચે લખેલ ઉપાયો જોવા.

**ફલકોષોદર—( ઓવેરીઅન-ડ્રોપ્સી ) {સ્ત્રીઅંડનું જલંદર[1]}**

ઉપર જણાવેલાં ટ્યુમરનાં દરદમાંની એક કોષ અથવા બહુ કોષવાળી રસગ્રંથી ( રસોળી ) માંથીજ ફલકોષનું જલંદર થાય છે, એટલે ફલકોષના સંબંધની આ એક પ્રકારની રસોળી છે, એમજ કહીએ તો ચાલે. આવી એકજ રસોળી મોટી થાય છે. અથવા ઘણી રસોળી હોય છે. જો ઘણી રસોળી હોય છે તો તેમાંની એક મોટી હોય છે, અને બાકીની ન્હાની હોય છે અને તે દરેક જુદી હોય છે; વખતે એકની અંદર એક રસોળી પણ હોય છે. ઘણું કરીને તે રસોળીની અંદર પાણી જેવો તરલ પદાર્થ હોય છે અને તે પાણીમાં સ્વચ્છ રક્તરસ ( આલ્બ્યુમીન ) ઘણું કરીને હોય છે. ઘણી રસોળીમાં ઘણું કરીને જાડો ચીકણો કાળાશ પડતા ભુખરા રંગનો સ્નિગ્ધ પ્રવાહી પદાર્થ હોય છે. આ દરદ વીસથી ચાળીસ વર્ષની ઉમરની ઓરતને વિશેષે કરીને થાય છે. પરણેલી તેમજ કુંવારી ગમે તે યુવતિને થાય છે.

**લક્ષણઃ**—શરૂઆતમાં ઘણું કરીને કાંઇજ ચિહ્નો દેખાતાં નથી. પણ રસોળી જ્યારે વધીને પેઢુમાંથી પેટ તરફ આવે છે, ત્યારે સ્ત્રીનું પેટ મોટું લાગવા માંડે છે, અને તે પણ ગર્ભથી, વાયુથી, કે ચરબીથી, મોટું થાય છે, એવી ભુલમાં નાખે છે. વળી પેઢુમાં રસોળી હોય ત્યારે કોઇવાર ઝાડો પેશાબ ઓછો વધતો થયા કરે છે, કમર દુઃખે છે, અને ચસકા આવે છે. પરંતુ આ જાતનાં ચિન્હો સ્ત્રીઓને બીજાં ઘણાં દરદોમાં સાધારણ રીતે થાય છે, તેથી તેના ઉપર વિશેષ લક્ષ્ય આપવામાં આવતું નથી. ઘણીવાર ઋતુ બરાબર આવે છે. કોઇવાર બીલકુલ આવતું નથી. જ્યારે રસોળાથી પેટ ઘણુંજ મોટું થઇ જાય છે, ત્યારેજ દરદીને થોડું ઘણું દરદ થાય છે. ઓરતની શક્તિ ઘટતી જાય છે અને શરીર દુર્બળ થઇ જાય છે. અજીર્ણ તથા કબજીઆત પણ રહે છે. પેસાબ ઘણીવાર કરવો પડે છે. થોડો ઘણો શ્વાસ થાય છે, અને જલંદર (જળોદર) ની પેઠે પેટ મોટું થઇ જાય છે. એક બાજુએ આંગળીનો ટકોરો મારવાથી બીજી

1. શારીર અને વૈદ્યકશાસ્ત્ર ડૉ. ત્રીભુનદાસકૃત.

બાજુ ઉપર હાથને પ્રવાહી જેવો હડદો લાગે છે. પેટ ઉપર ઉંધો હાથ મૂકી આંગળીથી ઠોકવાથી ચારે તરફ બોદો અવાજ આવે છે. કેટલીક વાર પગે પણ સોજા આવે છે. અને ધીમે ધીમે નબળાઇ, શ્વાસ, મંદાગ્નિ, અનિદ્રા, વિગેરે ઉપદ્રવો થઇ છેવટ રોગીનું મૃત્યુ થાય છે.

**રોગ નિર્ણય**—ફલકોષના જલંદરને નિર્ણયપૂર્વક પારખવું, એ ઘણુંજ જરૂરનું છે. સાધારણ જલંદર અને પેટના કેટલાક બીજા રોગોમાંથી થનાર જલંદર તેને જુદું પાડીને ઓળખી શકાય તોજ તેની ચિકિત્સા થઇ શકે છે.

પેઢુમાં રસગ્રંથી હોય ત્યાં સુધી વરાંગમાં અંગુલી સ્પર્શથી પરીક્ષા કરતાં રસોળીની ગાંઠ એક બાજુએ લાગે છે, અને વધીને નાભિ સુધી આવ્યા પછી પેઢુનો બધો ભાગ બન્ને બાજુ તરફ ભરેલો લાગે છે; અને કઈ બાજુએ ગાંઠ છે તે પણ ખબર પડતી નથી. કોઇ વાર વધી ગયેલા મૂત્રાશયમાં પણ ફલકોષનાં જલંદરનો વહેમ પડી આવે છે.

**સ્પષ્ટ લક્ષણ**—ઘણું કરીને આ દરદથી પેટ એક સરખું ભરાઇ રહે છે, અને એક સરખું ગોળ હોય છે. ઘણી રસોળી હોય તો પેટ ઉપરથી વખતે ઉંચુ નીચું માલુમ પડે છે. સ્ત્રીના સુવાથી કે ઉભું રહેવાથી ગાંઠ આગળ જણાય છે. ઉદરની પેઠે બન્ને પડખાં ફુલેલાં હોતાં નથી. પેટ ઉપર કાળી નસો દેખાય છે. દાબવાથી પેટ સખત લાગે છે. રસોળી એક હોય તો સ્પષ્ટ પ્રત્યાઘાત થાય છે. ઘણી રસોળીમાં પ્રત્યાઘાત થતો નથી.

ગર્ભવાળા ઉદરમાં અને આ દરદમાં તફાવત એ છે કે, આ દરદમાં પેટ ઉપર શ્રવણનળીકા (સ્ટેથસ્કો) મુકવાથી ગર્ભની અંદરનાં બાળકના હૃદયધ્વનીની પેઠે ધ્વની સંભળાતો નથી, તેમજ બાળકની પેઠે આ ગાંઠ ફરકતી નથી. ગર્ભાશયની ગ્રીવામાં અને ગર્ભાશયના મુખમાં કોઇ પણ જાતનો ફેરફાર થયેલો જણાતો નથી. ગર્ભાશયનું પોલાણ બીલકુલ વધેલું હોતું નથી. જલોદર સાથેનો તફાવત ઉપર કહેવાઈ ગયો છે.

**ઉપાયઃ**—૧. દરદ નવું હોય ત્યારથીજ જાણવામાં આવ્યું હોય તો, અને ગ્રંથી ચલાયમાન તથા વધેલ છે એવું જણાય તો, દરદીનું શરીર સશક્ત હોય ત્યાંજ ધાન્વંતરીય ચિકિત્સા એટલે શસ્ત્રોપચારનો આશ્રય લેવો, અને દરદનો સમૂળ વિનાશ કરવો, એજ પ્રથમ કર્તવ્ય છે. પરંતુ જો ગ્રંથીના અવયવ ઘણાજ મોટા થઈગયેલા હોય તથા પેટ ઉપર કે વરાંગમાં હસ્તસ્પર્શથી પરીક્ષા કરતાં તેમજ જ્વર, વેદના વિગેરે રોગનો પૂર્વનો ઇતિહાસ સાંભળતાં અંદર ઘણી ગ્રંથીઓ છે, એવું જણાય તો શસ્ત્રોપચાર કરવો એ સારૂં નથી.

૨. ગ્રંથીમાં જળ ( પાણી ) ઘણું હોય તો ઉદરની પેઠે ટેપીંગ ( Tapping ) એટલે ફોડીને પાણી કાઢવાનો ઉપચાર કરવો. પાણી કઢાવ્યા પછી અંદર આયોડિનની પિચકારી મારવાથી ફરી પાણી ભરાતું નથી. તો પણ ચોક્કસ એમજ થાય, એમ કહી શકાતું નથી. વળી આયોડિનની પિચકારીથી દાહ પણ થઈ આવે છે. એ ટેપીંગના કામમાં અને આયોડિનની પિચકારી મારવાના કામમાં પણ શસ્ત્રવૈદ્યનોજ આશ્રય લેવો જોઇએ.

૩. ગાંઠને વધતી અટકાવવા માટે તંદુરસ્તી જળવાઈ રહે એવા ઉપચારો કરવા; પૌષ્ટિક, કફઘ્ન દવાઓ અને ખોરાક આપતા રહેવું.

૪. ડાકટરો પોટાસ્યમ આયોડાઇડ અને પોટાસ્યમ બ્રોમાઇડ આપવાની સલાહ આપે છે. વખતે આયોડિન, પારદ અને એન્ટીમનીના ઘર્ષણથી પણ થોડો ઘણો લાભ થાય, એવું તેઓ માને છે.

અહીં સ્ત્રીઓનાં ગુહ્ય અવયવોને લગતાં કેટલાંક દરદો પુરાં થાય છે. હવે પછી આર્ત્તવ એટલે દસ્તાન સંબંધી વર્ણન કરવામાં આવશે.



# પ્રકરણ ૭ મું.

## આર્ત્તવ સંબંધી દરદો.

કુદરતી આર્ત્તવના સંબંધમાં આગળ પૃષ્ઠ ૩૩ થી ૪૧ સુધીમાં કેટલુંક કહેવાઇ ગયું છે. અત્રે એ સંબંધી માત્ર થોડું સિંહાવલોકન કરી જઇએ જેથી વાચનારનું ને તે વિષયનું સ્મરણ તાજું થઈ આવે.

તંદુરસ્ત સ્ત્રીઓને યૌવનના આરંભથી સ્વાભાવિક ઋતુસ્ત્રાવ બંધ થવાનો વખત થાય ત્યાં સુધી નિયમિત રીતે મહીને મહીને ઋતુ આવે છે. સાધારણ રીતે ઋતુ આવતાં પહેલાં સ્ત્રીઓને આળસ થાય છે, ચહેરો લાલ થઇ આવે છે, માથું દુખે છે તથા કમરમાં દરદ થાય છે. કોઇ કોઇ સ્ત્રીઓને તાવનાં લક્ષણો દેખાય છે. તે પછી કેટલાક કલાકે અટકાવી ન શકાય એવો કાંઈક કાળાશ પડતો અમ્લગુણવાળા રક્તનો પ્રવાહ વરાંગમાંથી બહાર નિકળવા માંડે છે.

અનેક કારણોથી અથવા કારણરૂપ અવસ્થાને લીધે આ સ્વાભાવિક રક્તસ્ત્રાવની ક્રિયામાં કોઈ પણ જાતની અડચણ આવી પડે છે, જેવી કે અનાર્ત્તવ અથવા અલ્પાર્ત્તવ, અત્યાર્ત્તવ અથવા પીડિતાર્ત્તવ વિગેરે થાય ત્યારે તે આર્ત્તવ સંબંધી દરદો ગણાય છે.

ખરી રીતે જોતાં આર્ત્તવ સંબંધી દરદો એ સ્વતંત્ર દરદ નથી, પણ જુદી જુદી જાતનાં સ્ત્રીઓનાં દરદોનાં માત્ર ઉપદ્રવરૂપ લક્ષણો છે. છતાં અહીં એનું સ્વતંત્ર સ્વરૂપે વર્ણન કરવું જરૂરનું હોવાથી ટુંકામાં તેનું વર્ણન અને ઉપાયો આવેલ છે; તથા તે તે મુળ રોગમાં પણ ઉપદ્રવરૂપે આર્ત્તવની અડચણોનું વર્ણન કર્યું છે, તે તરફ પણ ઉપચારકે ધ્યાન રાખવું જોઇએ.

**સ્ત્રીઓની ખાસીઅત:**—આર્ત્તવનાં દરદો લખતા પહેલાં થોડી વાત કહેવાની છે. તે વાત જનસ્વભાવ માટે અને તેમાં પણ બ્હેનોના આડા સ્વભાવ માટે કંઇક કહેવાનું છે. જો કે હવે પછી જે કહેવાનું છે, તે કાંઇક કડવું લાગે એવું છે, છતાં વૈદ્યોનો તો

કડવી દવા પાવાનોજ ધર્મ હોવાથી અત્રે તે કહેવુંજ જોઇએ. વળી શાસ્ત્રો પણ કહે છે કે, "**हितं मनोहारि च दुर्लभं वचः**" હિત વચન અને વળી મનહર વચન એ બે વાત દુર્લભ છે.

પરમ કૃપાળુ પરમેશ્વરે પ્રાણી માત્રને કુદરતનાં, માયાનાં કે પોતાની એક નિયામક સત્તાનાં સેવક અથવા દાસ બનાવ્યાં છે. છતાં દરેક પ્રાણી કરતાં મનુષ્યમાં ઇશ્વિરત્વનો અંશ જેટલો વધારે છે તેટલી તેના ઉપર પ્રભુની કૃપા પણ વધારે છે, અને તેટલા અંશમાં મનુષ્યોને કેટલીક બાબતોમાં સ્વતંત્રતા પણ મળી છે. હવે કુદરતનો એક એવો નિયમ છે કે, મનુષ્યને જેટલી સ્વતંત્રતા મળે છે, તેટલોજ તેનો દુરુપયોગ કરવામાં આવે છે. આ નિયમને માન આપવાથીજ દરેક મનુષ્ય દુખી થાય છે. તેમાં પણ વિશેષે કરીને સ્ત્રીઓને દુઃખી થવાનું તો એજ મુખ્ય કારણ છે. મોજશોખ, ફીશીઆરીવાળો પોષાક પહેરવાનો મોહ, ખાટા, તીખા, મસાલાદાર ખોરાક, ઉત્તેજક પીણાં અને વિષયી જીંદગી ઇત્યાદિ વાતો છોડી દઇને બ્હેનો એવું સમજે કે, ઘરનું કામકાજ ( દળણું, પાણી વિગેરે ) કરવામાં કાંઈ ખોટ કે હિણપ નથી; તેમજ આળસુ–ખાટલાથી પાટલાની જીંદગી–ગુજારીને નોકરો પાસેજ બધું કામ કરાવી હૈયું બાળી હેરાન થવામાં અને ધાનની ધુળ બનાવી મહારાજો પાસે રસોઇ કરાવી ખાવા અને ખવરાવવામાં કોઇ પણ જાતની શેઠાઈ વધતી નથી; વળી સુધરેલો પોષાક પહેરી કેવળ અનુકરણીઆ સુધરેલ સમાજમાં ફેશનપૂર્વક અપટુડેટ ફેશનમાં ફરીને ભાષણો કરવાથી કે અયોગ્ય રીતે કુદરત ઉપર દબાણ કરી પ્રાણનાથ સાથે નાટકોમાં ફરી પ્રભુએ આપેલી સ્વતંત્રતાનો દુરુપયોગ કરીને ઉજાગરો કરવાથી અને ઝાડા–પેશાબની હાજતો રોકવાથી પ્રભુએ આપેલ સ્ત્રીત્વમાં કોઈ જાતની શોભાનો ઉમેરો થતો નથી, એવું બ્હેનો જો ખાત્રીપૂર્વક સમજે અને સાદી જીંદગી ગુજારી શકે, તો સ્ત્રીઓનાં દરદોનો અને તેમાં પણ આર્ત્તવ સંબંધી દરદોનો કેટલોક ભાગ જગતમાંથી ઓછો થઈ જાય એમ લાગે છે. પ્રભુ લખનારને, વાંચનારને અને જનસમાજને સુબુદ્ધિ આપે એવી પ્રાર્થના છે.

## આર્તવ સંબંધી દરદોના મુખ્ય પ્રકારો.

આપણા દેશનાં દુર્ભાગ્યે, આપણા દરેકનાં દુર્ભાગ્યે, કે સ્ત્રીસમાજના દુર્ભાગ્યે, સ્ત્રીઓનો મોટો ભાગ આર્ત્તવ સંબંધી કાંઇને કાંઇ પીડા ભોગવતો ને હેની ફરીઆદ કરતો જણાય છે. તે બધામાં જાણવા જોગ વાત તો એ છે કે, અટકાવ સંબંધી કેટલીક ફરીઆદો જેમ ચલાવી લેવાય એવી હોય છે, તેમ વળી આર્ત્તવ સંબંધી કેટલાંક દરદો નહિ ચલાવી લેવાય એવાં ગંભીરરૂપ પકડતાં જોવામાં આવે છે. આર્ત્તવનાં કેટલાંક દરદો એવાં હોય છે કે, તે વખતે એટલે ચાર છ દિવસ પુરા થયા કે દરદી પોતાની તમામ ફરીઆદો ભુલી જાય છે અને બેદરકાર બની જાય છે; તોપછી તે દરદનો ઇલાજ કરવાની તો વાતજ કયાં રહી? પરંતુ જયારે પાછું આર્ત્તવ આવવાનો વખત થયો કે તેની સાથેજ પીડા શરૂ થાય છે અને તે વખતે તેને ઉપાય કરવાનું પણ યાદ આવે છે. બીજાં વળી કેટલાંક એવાં પણ દરદો છે કે જેમાં સ્ત્રી પોતાની ગમે એટલી હીમતનો ઉપયોગ કરે છતાં તે દરદો તેનાથી છુપાવી શકાતાં નથી, સહન થઈ શકતાં નથી અને તેથી ડાક્તરની કે વૈદ્યની સલાહ પણ લેવીજ પડે છે; આવું છતાં દરેક સ્ત્રીએ અને તેના વૈદ્યે એટલું હમેશાં સ્મરણમાં રાખવું કે, ગમે તેવી નજીવી જણાતી પણ આર્ત્તવ સંબંધી બીમારી કે ફરીઆદનો જેમ બને તેમ વેળાસર ચોકસ ઉપચાર કરવો જોઇએ.

એટલું તો સાધારણ રીતે સર્વના સમજવામાં હોવું જોઇએ કે, કેટલીક સ્ત્રીઓને ઋતુ ઘણુંજ મોડું દેખાય છે ને કેટલીકને બીલકુલ દેખાતું નથી, અગર દેખાયા પછી પાછું બંધ પડી જાય છે. વળી એવી પણ કેટલીક યુવતીઓ હોય છે કે જેમને આર્ત્તવ ઘણા દિવસો સુધી રહે છે અને તે વખતે ઘણું લોહી જાય છે. કોઇવાર એવું પણ થાય છે કે, આર્ત્તવ ઘણું દેખાય અગર થોડું દેખાય, પરંતુ તેની સાથે સ્ત્રીને ઘણુંજ દરદ થાય છે. કોઇ કોઇ દરદીઓને આર્ત્તવ દેખાય ત્યારે ઓછું વત્તું દેખાતું નથી, તેમ કોઇ જાતનું સખ્ત દરદ પણ થતું નથી, પરંતુ તે ઘણી અનિયમિત રીતે દેખાય છે. આ ઉપરથી

આપણે તેના મુખ્ય ચાર પ્રકાર[1] સામાન્ય રીતે પાડીશું.

૧. **ન્યૂનાર્ત્તવ**—અનાર્ત્તવ, નષ્ટાર્તવ, કે ન્યૂનાર્ત્તવ એટલે ઋતુ બીલકુલ દેખાયુંજ ન હોય, અગર દેખાયા પછી બંધ પડી ગયું હોય, અગર બહુજ થોડું દેખાતું હોય, તેવાં દસ્તાનનાં દરદોનો ઉપરનાં મથાળાં નીચે સમાસ કરવામાં આવે છે.

૨. **વિષમાર્ત્તવ**—આર્ત્તવ અનિયમિત રીતે દેખાતુ હોય. એલોપથી તેનો પણ ઉપરના મથાળામાંજ સમાવેશ કરે છે. એલોપથી વૈદું આ દરદના ત્રણ મોટા વિભાગ પાડે છે.

૩. **અત્યાર્ત્તવ**—જેમાં ઋતુ ઘણું, અગર ઘણા દિવસો સુધી, અગર દસ્તાન આવવાની ૨૮ દહાડાની મુદતમાં બે ત્રણવાર આવી જાય અને તે પણ વધારે જથામાં આવતું હોય, તે દરદોનો આ ત્રીજા પ્રકારમાં સમાસ થાય છે.

૪. **પીડિતાર્ત્તવ**—ઋતુ આવતી વખતે અથવા ઋતુકાળની આગળ પાછળ, તેમજ ઋતુના દિવસો દરમીઆન સખત પીડા સાથે આર્ત્તવ આવે તે પીડિતાર્ત્તવ.

દેશી વૈદામાં ઉપરના ચાર પ્રકારો ઉપરાંત નીચેના બીજા પ્રકારો પણ છેઃ—

૫. મરેલાં માંસ જેવી ગંધવાળું દસ્તાન આવે.

---

[1] દેશી વૈદામાં આર્ત્તવ દોષ આઠ પ્રકારના માન્યા છે, તથા તેજ દોષ શુક્રના પણ માનવામાં આવ્યા છે. १. तत्र तु तनु, रूक्षं फेनिलं अरुणं, अल्पं, विच्छिन्नं, सरुजं चिराच्च निषिच्यते वातेन, २. किंचित् पीतमपिच्छिलमानीलं वा दहादिव प्रवर्तते पित्तेन ३. मज्जोपसृष्टं प्रभूतं–विबद्धं चांभसि च किंचिन् मज्जति श्लेष्मणा ४. कुणपगंध्यनल्पं रक्तेन, ५. ग्रंथिभूतं वातश्लेष्माभ्यां, ६. पूतिपूयनिभं पित्तश्लेष्माभ्यां, ७. क्षीणं वातपित्ताभ्यां ८. मूत्रपुरीषगंधि सन्निपातेन, आर्त्तवमपि शुक्रवद्दोषै रुपसंसृष्टमबीजमेव तस्य लिंगं नाम च पूर्ववत् । मूत्रपुरीषशुक्रार्त्तवं त्वसाध्यं कुणप, ग्रंथी, पूयार्तवं, तत्राद्यांस्त्रीन् शुक्रार्त्तवदोषान् यथास्वं दोष साधनेन साधयेत् गुह्यरोग प्रतिषेधेन चोभयानपि ॥

૬. ગાંઠાવાળું દસ્તાન આવે.

૭. પરૂ જેવી ખરાબ વાસ અને રંગવાળું દસ્તાન આવે તે.

૮. ઝાડા તથા પેસાબને મળતી વાસવાળું, આર્ત્તવ માનવામાં આવે છે અને તે દેખાય પણ છે, તે ઉપરાંત.

૯. અસૃગ્દર એટલે તે રક્તપ્રદર અથવા—લોહી વિકાર (લોહીવા) જેમાં હમેશાં લોહી જેવા રંગને પ્રવાહ ચાલ્યોજ જાય છે. એવો પણ એક વ્યાધિ માનવામાં આવે છે. આ મુખ્ય પ્રકારો જાણ્યા પછી, હવે આપણુને તેનાં સ્વરૂપ, લક્ષણ, અને ચિકિત્સા સમજવાનું ઘણું સહેલું થશે.

## ન્યૂનાર્તવ અથવા હીનાર્ત્તવ ( એમેનોરીઆ ).

સ્ત્રીઓને સ્વાભાવિક ઋતુકાળ શરૂ થાય એટલે પ્રથમ રજોદર્શન થાય ત્યારથી રજોદર્શન બંધ થાય ત્યાં સુધીની મુદત દરમીઆન કોઇ પણ વખતે કોઇ પણ કારણથી માસિક રજોદર્શનનો અભાવ થઇ જાય તેને ઇંગ્રેજીમાં એમેનોરીઆ કહે છે. સ્વાભાવિક રીતે સગર્ભાવસ્થામાં તેમજ બચ્ચું ધાવતું હોય તે દરમીઆન સ્ત્રીઓને રજોદર્શન થતું નથી. અને તેથી તે રોગમાં ગણાતું નથી. ઉપરના દરદની વધારે સ્પષ્ટતા માટે તેના ત્રણ પેટાવિભાગ પાડીએ.

**क. અનાર્ત્તવ:**—બીલકુલ આર્ત્તવ નજ આવ્યું હોય તે.

**ख. નષ્ટાર્ત્તવ:**—અમુક મુદત આર્ત્તવ દેખાઇને બંધ પડી ગયું હોય તે.

**ग. ન્યૂનાર્ત્તવ:**—અથવા હીનાર્તવ જેમાં ઋતુ દરમહીને ન આવતાં ઘણી લાંબી મુદતે આવે છે, લોહી પણ નિયમિત કરતાં ઓછું પડે છે. વળી આર્ત્તવ રહેવાની જે મુદત ત્રણ કે ચાર દિવસની હોય છે તેટલી મુદત ન દેખાતાં બહુજ ઓછા દિવસ દેખાય છે, અને કેટલીક સ્ત્રીઓને તો અભડાવીનેજ ચાલ્યું જાય છે. ઋતુ દરમાસે આવતું હોય છતાં પણ જો તેમાં રૂધિર જોઇએ એટલું ન આવતું હોય, તો તે પણ આ ન્યૂનાર્ત્તવના પેટામાંજ આવે છે.

**ક. અનાર્તવઃ**—જે સ્ત્રીને ઋતુ બીલકુલ દેખાણુંજ ન હોય, તેને અનાર્ત્તવનો વ્યાધિ છે, એવું કહી શકાય. તોપણ આગળ આપણે જોઈ ગયા છીએ કે, કેટલીક સ્ત્રીઓને આર્ત્તવ મોડું પણ આવે છે. માટે એકદમ ઉતાવળ કરીને તેમને રોગી ઠરાવી શકાય નહિ. સાધારણ રીતે ઋતુ ૧૨ ને ૧૪ વરસની વયની વચ્ચે દેખાય છે. માટે તેથી પણ બે વર્ષ વધારે (૧૬ વર્ષ) થાય ત્યાં સુધી ગભરાવાનું કારણ નથી. પરંતુ શરીર સશક્ત હોય અને સર્વે અંગોપાંગ પ્રફુલ્લ થયાં હોય છતાં ઉમ્મરે પુગ્યા પછી (૧૨ કે ૧૪ વર્ષે) પણ આર્ત્તવ ન દેખાય તો તેનાં કારણોની તજવીજ કરવી જોઇએ.

**કારણોઃ**—આવી રીતે અનાર્ત્તવ નક્કી થયા પછી તેનાં ઘણાં કારણો મળી આવે છે. ૧. જનનેન્દ્રિય સંબંધી કોઇ પણ યંત્રનો અભાવ અથવા અપૂર્ણ વિકાસ. ૨. વરાંગ અથવા ગર્ભાશય ગ્રીવા (સર્વિકસ) નો જન્મથી અથવા પાછળથી થયેલો સંકોચ. ૩. બીજ વહસ્રોત એટલે ફેલોપ્યન્ ટયુબ, તથા ફળકોષને લગતાં અથવા ગર્ભાશયને લગતાં વિવિધ પ્રકારનાં દરદો અને વિવિધ પ્રકારનાં સર્વાંગનાં દરદો, જેવાં કે, કલોરોસીસ*–યૌવન પાંડુ, થાઇસીસ નામનો ક્ષયનો વ્યાધિ, મેલેરીઆ એટલે વિષમજ્વર, ઉપદંશ, ઉન્માદ વિગેરે દરદો સાથે પણ ઘણું કરીને આર્ત્તવ સંબંધી ફરીઆદો હોય છે અને તેમાં પણ ઘણું કરીને અનાર્ત્તવને લગતી ફરીઆદો વધારે હોય છે. તે સિવાય માનસિક ઉદ્વેગ, આઘાત, ઠંડી, વિગેરે કારણોથી પણ અનાર્તવ થાય છે.

**લક્ષણોઃ**—જનનેન્દ્રિય સંબંધી યંત્રના અભાવમાં મુખ્યત્વે કરીને આ દરદમાં ઘણું કરીને ફલકોષ (ઓવરી)નો મુળથીજ અભાવ હોય છે, અથવા પાછળથી મોટી ઉમરે પણ કોઈ સખત દરદના ઉપચાર માટે ફળકોષ કાઢી લેવામાં આવે તો આર્ત્તવ બંધ થઇ જાય છે. કેટલીક સ્ત્રીઓને ફળકોષ હોય છતાં વિકાસ પામેલા નથી હોતા. તે

* ૧૪ થી ૨૪ વર્ષની અંદરની યુવાન છોકરીઓને થતું એક જાતનું પાંડુ રોગને મળતું દરદ.

ઉપરાંત, ગર્ભાશયની વિરૂપતા કે ખામી પણ અનાર્ત્તવનું કારણ છે.

જે સ્ત્રીઓના શરીરમાં ફલકોષનો અભાવ હોય છે, અથવા તે પૂર્ણ વિકાસ પામેલાં નથી હોતાં તે સ્ત્રીનું શરીર પ્રફુલ્લ છતાં તેને ઋતુ બીલકુલ આવતું નથી. સ્તન પ્રફુલ્લ થતાં નથી. સ્ત્રીત્વની રમણીયતા ઘણીજ ન્યૂન હોય છે અને તેને વિષય સુખેચ્છા બીલકુલ થતી નથી. અવાજ ઘેરો હોય છે. દાઢી મુછની જગોએ વાળ ઉગેલા હોય છે, તથા બીજા પણ કેટલાક પૌરૂષ ધર્મ તેનામાં દેખાય છે. જે સ્ત્રીઓને ગર્ભાશયના અભાવથી કે અપૂર્ણતાને લીધે આર્ત્તવ ન આવતું હોય તેના શરીરમાં સ્ત્રીત્વની ન્યૂનતા અને પુરૂષત્વનું પ્રાધાન્ય દેખાતું નથી, પણ તપાસ કરવાથી ગર્ભાશયનો અભાવ માલમ પડી આવે છે.

ગર્ભાશયનો સંકોચ, તેના મુખ આડો પડદો અથવા વરાંગ સંકોચ કે વરાંગ પટલને લીધે અનાર્ત્તવ હોય છે તો તેથી આર્ત્તવની ઉત્પત્તિ અટકતી નથી, પણ તેને નીકળવામાંજ અડચણ પડે છે.

**ચિહ્નોઃ**—આવી સ્ત્રીઓની તંદુરસ્તી ધીમે ધીમે બગડતી જાય છે. તેના શરીરમાં સ્ત્રીત્વનાં સંપૂર્ણ લક્ષણો હોવા છતાં તેનો ચ્હેરો હમશાં ફીકો રહે છે, શરીર કૃશ થતું જાય છે, ભુખ લાગતી નથી અને પેઢુમાં તથા પેટમાં દુખાવો થયા કરે છે. આ દુખાવો દરમહીને ઋતુ આવવા વખતે વધે છે. ગર્ભાશયમાં અગર વરાંગમાં ગાંઠ જેવું લાગે છે. વખતે લોહીનો જમાવ થવાથી દાહ તથા શૂળ પણ થઇ આવે છે. જ્યાં અટકાયત હોય છે તેની ઉપરના ભાગમાં ગાંઠ થાય છે, અને તે ભાગ ફુલે છે, તથા આસપાસના ભાગ ઉપર તેનું દબાણ થાય છે. સ્ત્રી હંમેશાં વગર કારણે દુર્બળ થતી જતી હોય અને દરમહીને નિયમિત વખતે પીડા વધતી હોય તો સમજવું કે ઋતુને બહાર આવવામાં અડચણ છે.

**શુદ્ધ અનાર્તવઃ**—ફલકોષ અગર ગર્ભાશયનો અભાવ ન હોય, તેનો વિકાસ પણ પૂર્ણ હોય, બધા અવયવો બરાબર પ્રફુલ્લ થયા હોય, સ્ત્રીની ઉમર પણ પુખ્ત થઇ ગઇ હોય, છતાં કેટલીક વાર આર્ત્તવ

દેખાતું નથી. આ કુદરતની વિચિત્રતાને વૈદ્યો શુદ્ધ અનાર્ત્તવ એવું નામ આપે છે. આગળ કહેવાઇ ગયું છે કે, કેટલીક યુવતીને આર્તવ મોડું આવે છે, માટે મોટી ઉમર થયા છતાં એક બે વર્ષ રાહ જોવી. ઘણું કરીને એટલામાં ઋતુ આવી જાય છે. પણ ન આવે તે છતાં જો કોઇ જાતનો દુખાવો કે પીડા ન હોય તો કોઈ જાતની અડચણ નહિ. પરંતુ એમ બનતું નથી; ઘણું કરીને શુદ્ધ અનાર્ત્તવવાળી ઓરતને પણ દરમહીને ઋતુ બહાર આવવા પ્રયત્ન કરતું હોય એમ પીડા થાય છે, કમરમાં અને પેટના નીચેના ભાગમાં દુખે છે, શરીર ધ્રુજે છે, પગ અને સાથળ ભરાઇ ગયા હોય એવા લાગે છે અને ગળાની આસપાસ ગાંઠો સુજી આવે છે. ઉપરની પીડા એક બે દિવસ રહી મટી જાય છે અને ઋતુ દર્શન થતું નથી. દરમાસે આ પ્રમાણે થાય છે, અને પાછું શમી જાય છે. કોઇ કોઈ સ્ત્રીઓને આથી પણ વધારે સખ્ત ચિન્હ જણાય છે, તેમને સખ્ત માથાનો દુખાવો રહે છે, માથું ઉચું થતું નથી, અજવાળા સામું જોઇ શકાતું નથી, લમણાની નસોમાં લોહી ઉછળતું દેખાય છે, પડખામાં શૂળ જેવું જણાય છે, અનાજ પચતું નથી, અને દસ્ત સાફ આવતો નથી, ચ્હેરો પાડુ વર્ણનો થઇ જાય છે, તથા શરીરની શક્તિ ઘટી જાય છે. કોઇ કોઇ સ્ત્રીઓને આવાં દરદમાં શ્વાસ એટલે હાંફણ જેવું ઉપડી આવે છે, અને કોઇને હીસ્ટીરીઆ થઇ આવે છે. શુદ્ધ અનાર્ત્તવ એ હીસ્ટીરીઆનું મુખ્ય કારણ છે, એમ કહીએ તો ચાલે. કોઇ કોઇ સ્ત્રીઓને તાવ આવી જાય છે, ચ્હેરો લાલચોળ થઇ જાય છે, નાડી જલદ ચાલે છે, અને તરશ લાગે છે, નબળી સ્ત્રીઓને આવાં સખ્ત ચિન્હો થતાં નથી.

**ઉપાયઃ**—જનનેન્દ્રિય સંબંધી કોઇ પણ યંત્રનો અભાવ કે તેનો અપૂર્ણ વિકાસ, હોય તો એ દરદ લગભગ અસાધ્ય જેવું છે, તથા અવરોધ અને અસંપૂર્ણ વિકાસનો જેટલો ભાગ સાધ્ય છે તેમાંનો ઘણો ખરો શસ્ત્રોપચારસાધ્ય છે. ગર્ભાશયના અસંપૂર્ણ વિકાસમાં સળીનો પ્રયોગ અને વિજળીનો ઉપયોગ કેટલાક કરે છે, પરંતુ તે દાક્તરોનુંજ કામ છે.

૧. શુદ્ધ અનાર્ત્તવના ઉપાયમાં પ્રથમ તાવ વિગેરે જણાય તેનો નિયમિત ઉપાય કરવો. ત્યારબાદ અજીર્ણ તથા પાચનશક્તિની મંદતા મટવા માટે કટુપૌષ્ટિક દવાઓ આપવી. જેમ કે કરીઆતાનું ચૂર્ણ તો૦ ૦।, સોડા બાઇ કાર્બ તો૦ ૦। મેળવીને દિવસમાં બે વાર આપવું. કડુ તો૦ ૦।, સાકર વાટેલી તો૦ ૦। મેળવીને દુધ સાથે તો૦ ૦। દિવસમાં એક વાર પાવું.

૨. શરીર શક્તિવાળું હોય તો એક બે સારા જુલાબ લેવા. આ દરદમાં સોનામુખી, એળીઓ અને વિલાયતી મીઠાના જુલાબ ઠીક પડે છે. નારાચરસ અગર બીજી નેપાળાવાળી દેશી બનાવટ આ દરદમાં આપવાને અડચણ નથી.

૩. દરમહીને સ્ત્રીને દરદ જણાય અને ઋતુ આવશે એવું લાગે તો દરદ વખતે સ્ત્રીને કમરબુડ ગરમ પાણીમાં બેસાડવી.

૪. ગરમ પાણીની પીચકારી વરાંગમાં મારવી.

૫. પેઢુ ઉપર કપિંગ ( Cupping—પ્યાલો મુકવાની ક્રિયા ) કરવું, અને ગર્ભાશયગ્રીવા ઉપર જળો મુકવી. સ્ત્રીને થોડી થોડી કસરત કરવાની કરાવવી.

૬. નબળા બાંધાવાળી ઓરતોને લોહની બનાવટો આપવી. હમેશાં સ્ત્રીની તંદુરસ્તી સુધારતાં જવું અને આર્ત્તવ લાવનારી દવા આપે જવી. જેમ કે એળીઓ, હીરાબોળ, કેન્થારીડીસ અને અર્ગટ એ સારી ઋતુ લાવનારી દવાઓ છે.

૭. ઍક્સ્ટ્રેક્ટ ઍલોઝ એકવા* ઔંસ ૧, ફેરી સલ્ફાસ (હીરાકસી) ઔંસ ૨ અને એસાફૅટીડા (હીંગ) ઔંસ ૬ એ ત્રણે દવાઓ મેળવીને તેની સો ગોળીઓ કરવી. તેમાંથી દરરોજ ૧ થી ૩ ગોળી દિવસમાં ત્રણ વાર આપવી.

૮. ટીંકચર ફેરી પરકલોરીડી ટીપાં ૪૦, એળીઓ ( ટીંકચર ) ટીપાં ૩૦, હીરાબોળ મર્હદ્રામ ૧½, શુદ્ધ ઝેરકોચલાનું સત્વ ટીપાં ૧૦ અને પાણી ઔંસ ૩ મેળવીને ⅓ ભાગ દિવસમાં ત્રણ વાર પીવું.

* એળીઆના એકસ્ટ્રાકટનું પાણી કરવું તે.

૯. કેટલીક વાર સ્ત્રીઓ એળીઆની સોગઠીઓ પહેરે છે. તે એળીઓ ગ્રેન ૨૦, હીરાબોળ ગ્રેન ૬૦ અને કોકમનું તેલ જોઇએ તેટલું મેળવી સોગઠી ચાર બનાવવી, દરરોજ રાતે ગોળી ૧ પહેરવી.

૧૦. મજીઠ તો૦ ૨।।, લવીંગ તો૦ ૦। અને પાણી શેર ૧।।, સર્વે ઉકાળીને તો૦ ૭થી ૮ રહે ત્યારે ઉતારી તેમાંથી તો૦ ૨।। દિવસમાં એક વાર પીવું. એવી રીતે ઉકાળો ત્રણ વાર પીવો, એથી આર્ત્તવ આવે છે અને શરીરનો ઝીણો તાવ દુર થાય છે.

૧૧. તલ તો૦ ૧ થી ૨।।, પાણી શેર ૧।।. તલને અધ-કચરા કરી પાણીમાં ઉકાળતાં જ્યારે પાણી તો૦ ૭।। બાકી રહે ત્યારે ઉતારી ગાળીને અંદર જુનો ગોળ તો૦ ૨।। નાખીને તથા ફરી ગાળી લઇ તે પાણી ઉનું ઉનું પીવું. ઉપર મુજબ દરરોજ સાંજ સવાર નવા તલ ઉકાળવા. આ પ્રમાણે ઋતુ આવતાં પહેલાં ચાર દિવસ આગમચ કરવું અને ઋતુ આવે કે તરત તલગોળનો ઉકાળો પીવાનું બંધ કરવું. ઉકાળો પીવાની શરૂઆત કરે ને આર્ત્તવ દેખાય તો પણ બંધ કરી દેવું, પછી ઉકાળો પીવો નહિ. ફરી ઋતુ દેખાવાનો વખત થાય ત્યારેજ તે ઉકાળો ફરી પીવો. આ ઉકાળો ચાર પાંચ દિવસથી વધારે પીવો નહિ, તેમજ વચ્ચેના દિવસોમાં પણ ઉકાળો પીવો નહિ. ઉકાળો પીવાથી ઋતુ વધારે આવે છે, પણ કદી ઓછું આવે તો પેટ અને પેઢુ ઉપર શેક કરવો. તલનોજ ખોળ બાફીને બાંધવાથી સારો ફાયદો થાય છે. ઉપર મુજબ લગભગ ત્રણથી ચાર ઋતુકાળ સુધી કરવાથી અનાર્ત્તવની ફરીયાદ દુર થઇ આર્ત્તવ નિય-મિત થઈ જાય છે.

૧૨. ગરમ પાણીની પિચકારી વરાંગમાં મારવી, ગર્ભાશયનું મુખ ગરમ પાણીથી ધોવું; વરાંગમાં જળો લગાડવી.

૧૩. જાંગના અંદરના ભાગમાં એટલે સાથળના મૂળમાં રાઇનું પ્લાસ્તર મારવાથી લોહીનું નીચે તરફ વધારે ખેંચાણ થઈ આર્ત્તવ આવવામાં મદદ મળે છે. રાત્રિએ ક્ષારવાળા ગરમ પાણીમાં પગ બો-ળવાથી પણ ફાયદો થાય છે, અને ઉષ્ણ કટીસ્નાન એટલે કમરબુડ ગરમ પાણીમાં બેસવાથી પણ એ દરદમાં ફાયદો થાય છે.

૧૪. ઋતુને બદલે સફેત પાણી પડતાં હોય, અને આર્ત્તવનાં ચિન્હો દેખાતાં હોય, અને તે પછી થોડું નિયમિત આર્ત્તવ આવતું હોય તો તેથી નબળાઇ આવી શરીર ક્ષીણ થાય છે. આવી ઓરતોને શક્તિ આપનારો ખોરાક આપવો. દુધ, કોડલીવર ઑઇલ, ખપતાં હોય અને ખાતા હોય એવા લોકોને બીજા પણ પૌષ્ટિક ખોરાક આપવા; જો કે આ દરદમાં વનસ્પતિ કરતાં પ્રાણિજ ખોરાક (માંસની બનાવટો) વધારે માફક આવે છે, છતાં એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે ખોરાક પચતાં જઠરને અત્યંત મહેનત ન પડવી જોઇએ. જેઓની ધાર્મિક લાગણી દુખાતી હોય તેઓએ ઘઉંના લોટની ઘણા ઘીવાળી રાબ, શીરો, ચ્યવનપ્રાશ અવલેહ, ખજુરનું તાજું પાણી અને ઘઉંના લોટનો સાથવો મેળવી પીવા જેવું બનાવી તેની અંદર જોઈતું ઘી તથા મસાલો વિગેરે નાખીને તે પીવું. સાબુદાણાની કાંજી પીવી, ઘઉંના ફાડાને તેનાથી ૬ અથવા ૮ ગણા પાણીમાં ઉકાળી ⅔ પાણી બાકી રહે ત્યારે જરા ચોળી કપડેથી ગળીને કચરો ફેંકી દેવો અને તે કાંજીમાં તેટલુંજ દુધ ઉમેરી ફરી રાંધવું. અંદર સાકર, એળચી, જાયફળ, કેસર, યોગ્ય પ્રમાણમાં નાખી તે કાંજી અથવા નીસાસ્તો પીવો. ચોખાના ઓસામણનો પણ એજ રીતે મીઠો નીશાસ્તો અથવા યૂષ બની શકે છે. આ દરદમાં લોહ ફાયદો કરે છે.

**ख. નષ્ટાર્તવ-સંપ્રાપ્તિ**—થોડો વખત આર્ત્તવ દેખાયા પછી બંધ થઈ જાય; અથવા બહાર બેઠા પછી એકાએક આર્ત્તવ ખેંચાઇ જાય, તેને નષ્ટાર્ત્તવ કહે છે. ઇંગ્રેજી વૈદકનું '**એમેનોરીઆ**' નામનું દરદ આ દરદને વધારે લાગુ પડી શકે એમ છે.

**કારણો**—ઋતુવાળી સ્ત્રીઓને શરદી લાગવાથી, છો, અગર પથરવાળી દીવાલ ઉપર પડી રહેવાથી, ભેજવાળાં ભોંયતળીઆમાં સુઈ રહેવાથી, વલમાં એટલે રાતના પહોરની ખુલી શરદ હવામાં સુવાથી, ઘણેજ ઠંડે પાણીએ ન્હાવાથી તથા આર્તવના દિવસમાં આઇસક્રીમ બરફ વિગેરે ખાવાથી, આવેલું ઋતુ એકાએક બંધ થઇ જાય છે. વળી માનસિક ચિંતા અથવા ઉપાધિથી અગર ત્રાસ કે ભયને લીધે

મગજ ઉપર ધક્કો પહોંચવાથી ઋતુ દેખાતું બંધ થઇ જાય છે. આર્તવવાળી સ્ત્રીને ભયંકર દરદ, તાવ કે બીજો કોઇ સખ્ત રોગ ઉપડી આવે, તોપણ અટકાવ બંધ થઈ જાય છે. અટકાવના દીવસોમાં, અજીર્ણ કરનારી વસ્તુઓ ખાવાથી તેમજ ખટાશ[1] (બોર, આંબલી, મેથીઆં, કોહું, છાસ, દહીં અને બીજી ચીજો) ખાવાથી ઋતુ બંધ થઈ જાય છે, અને વખતે જ્વર, આંચકી, સંધિવાત, વિગેરે બીજાં ભયંકર અને દીર્ઘ દરદો પણ ઉપડી આવે છે.

**લક્ષણો**—આર્ત્તવની અટકાયત એકાએક થવાથી ઓરતને કોઇ પણ જાતની પીડા ન થાય, કે કાંઈ પણ ઉપદ્રવ ન થાય, એમ બનતું નથી. ઘણું કરીને એમ થવાથી જરૂર થોડો ઘણો તાવ ચડે છે, માથું દુખે છે, સખ્ત તૃષા લાગે છે, અને વખતે ફેફસાંનો, મગજનો, કે ગર્ભાશયનો વરમ થઇ આવે છે. તેની સાથે પેડુ, કમર, અને પેટમાં સખ્ત ચસ્કા ઉપડી આવે છે, અને અટકાવમાંથી ઝલાઇ ગયેલી ઘણી સ્ત્રીઓ જોવામાં આવી છે. કેટલીક વાર તો એટલો બધો સખત તાવ ચડે છે કે, દરદી બેભાન થઈ જાય છે, અનાજ લેવાતું નથી, દસ્ત કબજ થઇ જવાથી વખતે આંચકી જેવાં ચિન્હો, અગર હીસ્ટીરીઆ ઉપડી આવે છે. એકાએક ઋતુસ્રાવ બંધ થવાથી કેટલીક વાર સ્ત્રીઓનાં શરીરને ઇજા પહોંચે છે, અને વખતે ઇજા નથી પહોંચતી તોપણ શરીરમાં ત્યારથીજ કેટલાક એવા જીર્ણ ગંભીર રોગનાં મુળ ઉંડાં દાખલ થાય છે કે તેથી સ્ત્રી ઘણા મહીના, અગર

---

૧ અટકાવમાં અગર સુવાવડમાં હઠીલાઈથી ન ખાવાની ચીજો ખાવાથી, તેમાં પણ ખાસ કરીને ખટાશ ખાવાથી, ઘણી સ્ત્રીઓને દુખી થતાં જોઇ છે, અને કેટલીકને તો 'અમને જે થાય તે છો થતું' આવા જવાબ દઇ કુપથ્ય કરી મરણ પામતી પણ જોઇ છે. મારી એક બ્હેન ખટાશ અને તેમાં પણ ખાસ કરી ખાવાના શોખમાં હમેશાં મરણ વાંકે જીવે છે, અને એક બીજી બાઇ હઠીલાઈમાં કુપથ્ય કરીને મરી ગઇ છે. મ્હારી બે ત્રણ બીજી સગીઓ ખટાશ ખાવાના શોખમાં અને હઠીલાઇને લીધે યાવજ્જીવન સંધિવાતથી પીડાતી પરતંત્ર જીંદગી ભોગવી મરણ પામ્યાની હકીકત હું જાણું છું.

વરસો, કે જીંદગી સુધી રીબાયા કરે છે. કોઇને આ વખતે પ્રદર ઉપડી આવે છે, અગર બીજાં કોઇ મર્મમાંથી સ્રોતમાંથી લોહી પડે છે. ગમે તો એકદમ કે ધીમે ધીમે અકાળે આર્ત્તવ બંધ થવાથી સ્રીને ગર્ભાધાન થતું નથી.

**ઉપાય**—૧. કારણો દુર કરવાં, હઠીલાઇ છોડી કુદરતની સામે થવાનો પ્રયત્ન ન કરવો, શરીરમાંથી લોહી કોઇ પણ રસ્તે ઓછું થાય અગર નીકળે ત્યારે અમુક પ્રમાણમાં હૃદયનો ધક્કો પહોંચે છે, અને ખાટા પદાર્થો દિલપસંદ હોવાથી તે વખતમાં ખાટી વસ્તુ ઉપર મન દોડે એ દેખીતુંજ છે, એટલા માટેજ રક્ત ઓછું થાય ત્યારે ખાટું ખાવાનું મન થાય એમ આયુર્વેદ માને છે તે બરાબર છે. માટેજ આવે વખતે મનને વશ રાખી ખાટું ખાવાની ઇચ્છાને રોકવી, એમાંજ ડાહાપણ છે.

૨. ખેંચાઇ ગયેલું ઋતુ પાછું લાવવું છે, માટે કમરબુડ ગરમ પાણીમાં બેસવું; દરદીને ઉનું પાણી પીવા આપવું.

૩. દસ્ત સાફ આવે એવી દવાઓ આપવી તથા સ્વેદલ (પરસેવો લાવનાર) દવાઓ આપવી. સાદો અને હલકો ખોરાક આપવો. આ ઉપાયોથી તરત ઋતુ ન આવે તો પછી ઉતાવળ ન કરતાં બીજા આર્ત્તવકાળ ( મહિના ) માટે રાહ જોવી, તથા બીજા જે ઉપદ્રવો હોય તેની ચિકિત્સા કરવી.

૪. બીજો ઋતુકાળ આવે ત્યારે દરદીને હલકો જુલાબ આપવો. પરંતુ સખત રેચક દવા આપવી નહિ; કારણ કે એમ કરવાથી આંતરડાંમાંથી વખતે ઋતુસ્રાવ થઇ આવે છે.

૫. સ્રીને કમરબુડ ગરમ પાણીમાં બેસારવી. પ્રદર હોય તો તેના યોગ્ય ઉપાય કરવા.

જો પ્રદર ન હોય અને બીજો કોઇ ઉપદ્રવ પણ ન હોય, અને કોઈ મર્મસ્થાન બગડયું ન હોય તો અનાર્ત્તવના વિષયમાં જણાવેલી આર્ત્તવ લાવનારી દવાઓનો ઉપયોગ કરવો.

કેટલીક વાર અટકાવ ધીમે ધીમે બંધ થઇ જાય છે. આપણે

તેને મંદ **નષ્ટાર્ત્તવ** નામ આપીએ તો અપાય. આ દરદમાં ધીમે ધીમે અટકાવ બંધ થઇ જાય છે. ક્ષયની નબળાઇથી, ગર્ભાશયનાં કે ફળકોષનાં દરદોમાં આ ઉપદ્રવ થાય છે. અટકાવ પોતાના યોગ્ય વખતમાં બંધ થાય છે, ત્યારે પણ દસ્તાન ધીમે ધીમે બંધ થાય છે અને તે દરેકની પહેલાં થોડો વખત તે અનિયમિત થઇ જાય છે. આથી તેને **વિષમાર્ત્તવ** પણ કહે છે. શરીરમાં ક્ષીણતા પેદા કરનારા ઘણાક રોગો–ક્લોરોસીસ, પાંડુ વિગેરેમાં આ દરદ થાય છે.

**ચિહ્નો:**—આ દરદમાં એકદમ અટકાવ બંધ થાય છે અને જે સખત ચિહ્નો જણાય તેમાંનું એક પણ હોતું નથી. માત્ર થોડું થોડું માથું દુખે છે અને કમરમાં પીડા થાય છે, અગ્નિ મંદ થઇ જાય છે ને શરીર નબળું રહે છે. ગર્ભાશયનું કારણ હોય તો તે ભાગ તપાસવાથી માલુમ પડી આવે છે.

**ઉપાય:**—કારણ જણાય તે પ્રમાણે કરવા. ક્ષય, મંદાગ્નિ, પાંડુ, ક્લોરોસીસ વિગેરે દરદોની નબળાઇને લીધે અટકાવ ન આવતો હોય તો લોહી વધારવાના અને શક્તિ આવવાના ઉપાયો કરવા, એટલે એની મેળે અટકાવ આવશે. ઋતુ લાવનારી દવા આપવી નહિ.

**વિષમાર્ત્તવ:**—આર્ત્તવ વિષમ રીતે મોડું વહેલું, ઓછું, ઓછો વખત, દેખાતું હોય તેને વિષમાર્ત્તવ કહે છે. કોઇ વાર તો સ્ત્રીને ખાલી બેસી રહેવું પડે છે. ઘણું કરીને આર્ત્તવની શરૂઆતમાં અને જતી વખતે આ દરદ હોય છે. પછી નિયમિત થાય છે કે જાય છે. ગર્ભાશયના કોઇ વ્યાધિથી પણ એમ બને છે.

**ઉપાય:**—કારણાનુસાર કરવા અને આર્ત્તવજનક દવાઓ આપવી, પૌષ્ટિક ખોરાક આપવો, હોમીઓપથીક ચિકિત્સાનાં એકોનાઇટ અને પલસેટીલા અવારનવાર લાંબી મુદત સુધી આપ્યા કરવાથી આર્ત્તવ નિયમિત થઇ જાય છે.

**સિદ્ધ ઉપચાર:**—અટકાવની ન્યૂનતાવાળી કોઇ પણ બીમારીમાં અટકાવ આવવાના વખતમાં થોડી વાટેલી રાઇ નાખેલા ગરમ પાણીમાં કમરબુડ બેસવું એ સર્વોત્તમ ઉપચાર મનાય છે.

## અત્યાર્ત્તવ(મેનોરેજીઆ) તથા વિષમ અત્યાર્ત્તવ(મેટ્રોરેજીઆ.)

માસિક આર્ત્તવ આવતી વખતે વધારે પ્રમાણમાં રક્તસ્ત્રાવ થાય તેને મેનોરેજીઆ કહે છે અને બે માસિક આર્ત્તવની વચ્ચે ઋતુસ્ત્રાવ થઈ આવે તેને મેટ્રોરેજીઆ કહે છે.

દરમાસિક મંદવાડ વખતે કેટલું રક્ત નિકળે, એ કોઈ પણ યુવતીના સંબંધમાં ચોક્કસ કહી શકાતું નથી, કારણ કે દરેક માણસની પ્રકૃતિ, બાંધો, વસવાટ, આબોહવા, અને ખોરાક, સાથે પ્રાકૃતિક ધર્મોનો ઘણો ગાઢ સંબંધ છે.

છતાં પાછળ પ્રકરણ બીજામાં જણાવ્યું છે કે ઓછામાં ઓછું એક ઔંસ અને વધારેમાં વધારે ૪ ઔંસ આર્ત્તવ તંદુરસ્ત સ્ત્રીઓને જાય છે.

હવે જ્યારે કોઇ પણ સ્ત્રીને આર્ત્તવના કુદરતી પ્રવાહ કરતાં વધારે પ્રમાણમાં આર્ત્તવ આવે ત્યારે તે અત્યાર્ત્તવનું દરદ ગણાય છે.[1] ૧ ઔંસવાળી ઓરતને ૪ ઔંસ રક્ત જાય તો એ ચાર ગણું વધારે થયું અને ૪ ઔંસવાળીને એથી વધારે જથો જવાથી દરદ ગણી શકાય. અટકાવનું વધારે પ્રમાણ વધારે દીવસ રહેવું, અથવા એક માસમાં વધારે વાર ઋતુદર્શન દેખાવું એ બધા આ દરદનાજ પ્રકારો છે.

**અત્યાર્ત્તવનાં કારણો**—ઘણી વાર સ્ત્રીઓને લાગુ પડેલી સામાન્ય નબળાઇને લીધે ગર્ભાશયની લોહીની નસો નબળી પડી જવાથી અત્યાર્ત્તવનું દરદ થાય છે. ગરમ આબોહવાની અસરને લીધે પણ ગર્ભાશયની રગો ઢીલી પડી જવાથી, આ બીમારી લાગુ પડે છે, એવું કેટલાક માને છે. લોહીઆળ સ્ત્રીઓમાં જ્યારે લોહીનો જોશ વધી જાય છે, ત્યારે પણ દસ્તાન છુટી જતું માનવામાં આવે છે. ગર્ભાશય કોઇ પણ પ્રકારે સ્થાનભ્રષ્ટ થયું હોય ત્યારે, અને ગર્ભાશયની અંદર ટયુમર એટલે ગાંઠનું દરદ થવાથી પણ આ દરદ થાય

---

૧. अति प्रसंगेनानतावृतौ वा प्रवर्त्तमानं तदेवा सृग्दरं, प्रदरं, व्यापदं, रक्तयोनि संज्ञां च लभते ॥ तत्साधने रक्तपित्त चिकित्सितं गुह्यरोग प्रतिषेधं चेक्षेत ॥

છે. ગર્ભવતી સ્ત્રીઓને પ્રસવ થયા પછી ગર્ભાશયમાં એકાદ ઓરનો ટુકડો રહી ગયો હોય તો તેથી પણ આવો બનાવ બને છે. કુંવારી સ્ત્રીઓને ફૂલકોષ ( ઓવરી )ની લાગણી ( activity ) વધી જવાથી પણ એ દરદ લાગુ પડી આવે છે. નવવધુ એટલે નવી પરણેલી વહુ-ઓને પણ જો બીજા કોઇ પણ કારણ શીવાય અત્યાર્ત્તવ થઇ આવે છે તો, તેનામાં તીવ્ર કામાંધતા હોવાનું અનુમાન થાય છે. આમાં ખરો અપરાધ હવસખોર ખાવિંદોનોજ છે. યુવાન કામાંધ પુરૂષો પોતાની વાસનાઓને પંપાળવા માટે પોતાની પ્રેમપાત્ર (સ્ત્રી)ના ખુની બને છે, એવું વિદ્વાનો ભાર દઇને કહે છે. તે ઉપરાંત ગર્ભાશયના પડનું દરદ, એકાએક વજન ઉચકવું, અથવા પડી જવું, કે ધાસ્તી, અગર હદબહાર ઉશ્કેરાઈ જવું, ઇત્યાદિ કારણોથી આ દરદ થઈ આવે છે. કસુવાવડની પહેલાં, અને પછી પણ અત્યાર્ત્તવ ઘણું કરીને હોય છે જ.

**લક્ષણ તથા પૂર્વરૂપઃ**—દરદીનું શરીર ઘણું લોહીઆળ હોય, અને તેને થોડા વખત પછી અત્યાર્ત્તવ થવાનો હોય તેની પહેલાં તેના માથામાં ઘણુંજ દરદ થાય છે. તેમજ બરડામાં અને કમરમાં પણ તીવ્ર વેદના થાય છે. તાવ પણ ચડી આવે છે, પેઢુ નીચે ભરાવો લાગે છે, દબદબો થઇ જાય છે અને ફુલી આવે છે, ચહેરો લાલ થઇ જાય છે, શરીરમાંથી ધુમાડા નિકળતા હોય એવું લાગે છે, નાડીઓ ભરેલી અને કઠણ જણાય છે, તથા આર્ત્તવ આવી ગયા પછી ઉપરનાં લક્ષણો શાંત અને નરમ પડે છે. હવે જો દરદી કૃશ અને નબળી તબીયતનું હોય તો તેને ઉપરનાં પૂર્વરૂપ જણાતાં નથી. આવી નબળી અને ફીક્કી સ્ત્રીઓને અત્યાર્ત્તવ ચાલુ હોય છે તો દિવસે દિવસે નબળાઇ વધતી જાય છે, નાડી ક્ષીણ અને પાતળી પણ ત્વરિત ચાલે છે, ચ્હેરો ફીક્કો રક્તહીન દેખાય છે, આંખો ધોળી કોડી જેવી જણાય છે. તેની સાથે હોઠ, આંખનાં પોપચાં, જીભ, ગંડસ્થળ, તથા હાથ પગના નખ પણ ફીકા, નિસ્તેજ, પાંડુ, રક્તહીન દેખાય છે. આંખની હેઠલી પાંપણ પાસેના ખાડા ઉપર સહેજ સોજો

માલુમ પડે છે. શ્વાસોચ્છ્વાસની ગતી ક્ષણુસ્થાયિની અને ઉતાવળી માલુમ પડે છે. પીઠ અને કમર ભાંગ્યા કરે છે તથા તેમાં વેદના થાય છે. તે ઉપરાંત કોઈ પણ પ્રકારના અત્યાર્ત્તવનાં દરદમાં હૃત્કંપ એટલે છાતીનો થડકો ખાસ જોવામાં આવે છે, અને દરદ જુનું થવા સાથે તે લક્ષણ વધતું જાય છે. વળી ઘણું કરીને હૃદ્રોગ થવાથી અત્યાર્ત્તવ અથવા અત્યાર્ત્તવને લીધે હૃદ્રોગ (હૃદયનાં દરદો) થઈ આવે છે કે વખતે બન્ને સાથે હોય છે.

નબળી સ્ત્રીને અત્યાર્ત્તવ શરૂ થયા પછી શરીરમાંથી લોહી જવાથી થયેલી અશક્તિ દુર થવાનો વખત આવે તે પહેલાં બીજું આર્ત્તવ આવવાનો વખત થાય છે અને નબળાઇ વધે છે. આથી શરીર તવાતું જાય છે, માંસ ઝુલીને લબડી પડે છે અને શરીર ખાલી થવાથી ઉઠતાં બેસતાં ચકર (અંધારાં) આવી જાય છે.

**રક્ત પરીક્ષાઃ**—અત્યાર્ત્તવમાં જે લોહી પડે છે તે આર્ત્તવનુંજ છે કે શરીરના બીજા કોઈ ભાગમાંથી આવે છે તે વૈદ્યે જાણવું જરૂરનું છે. આર્ત્તવના રૂધિરની અને શરીરના બીજા અવયવના રૂધિરની વચ્ચે કેટલોક તફાવત છે. આર્ત્તવના લોહીનો રંગ ખુલ્લો હોય છે, તે ૩ થી ૬ દિવસ રહે છે, અને કદિ ગંઠાઈ જતું નથી, તેમજ કટકાનો આકાર પણ ધારણ કરતું નથી. ગર્ભાશયમાંથી આવતું લોહી જ્યારે ગાંઠાવાળું કે કટકા પડતું નિકળે ત્યારે સમજવું જોઇએ કે તે લોહી અટકાવનું નથી. ગર્ભાશય મારફત પડતા આર્ત્તવના કટકા ઘણું કરીને કાળાશ પડતા કલેજાના કટકાના જેવા રંગવાળા હોય છે. આયુર્વેદમાં લોહીના આવા કટકાને “ **यकृत् खंडं निभं** ” એવું કહેલ છે.

**ઉપાય**—૧. અત્યાર્ત્તવ એ સ્વતંત્ર રોગ નથી પણ ઘણા રોગનું એક ઉપલક્ષણ માત્ર છે. માટે પ્રથમ નિદાન, લક્ષણ, ઇતિહાસ તથા પરીક્ષા મારફત મૂળ રોગની ખાત્રી કરી તેના ઉપચાર કરવા.

૨. તે સાથે સ્તંભન, શીત, રક્તજનન, તથા રક્તપિત્ત અને પાંડુના ઉપાયો કામે લગાડવા, વખતે ઉરઃક્ષતના ઉપચારો પણ ફાયદો કરે છે.

૩. જો હૃદ્પિંડ એટલે હૃદયના કોઇ પણ દરદથી અત્યાર્ત્તવ થયેલું હોય તો ડિજીટેલીસ નામની અંગ્રેજી દવા આપવી, પરંતુ ધ્યાન રાખવું જોઇએ કે ડિજીટેલીસ જેવી બીજી કોઈ પણ ઇંગ્રેજી દવા ઝેરી નથી. જરાક પણ વધારે અપાય તો દરદીનું મરણ થાય છે. માટે વિદ્વાન દાક્તરની સલાહથીજ આપવી.

૪. દેશી દવાઓમાં પીળી કણેર અને ધોળી કણેરની છાલમાં એ જાતની શક્તિ છે, તે પણ અત્યંત ઝેરી છે, એવું સામાન્ય રીતે સર્વ લોક જાણેજ છે.

૫. જો યકૃતના કોઇ પણ દરદને લીધે અત્યાર્ત્તવનું દરદ થયું હોય તો એમોન્યમ્ ક્લોરાઇડ (નવસાર) આપવો.

૬. શરીરમાંથી રક્ત કણો કમી થઈ જઇ સ્નાયુઓ ઢીલા થઇ જવાથી અત્યાર્તવ થયું હોય તો અગર વિષમ અત્યાર્ત્તવ (મેટ્રારેજીઆ) હોય તોપણ એ જગોએ શરીરની તંદુરસ્તી જળવાઈ રહે એવા નિયમો પાળવા અને એથીજ દરદ શાંત થાય છે. સાધારણ કસરત એટલે થાક ન લાગે એ રીતે ખુલ્લી હવામાં ફરવાની નિયમિત ટેવ, પેટની નીચે સાધારણ વિજળીનો પ્રયોગ કરવો અને દસ્તનો હમેશાં ખુલાસો રાખવો તથા આર્સેનીક ([1]સોમલ) કવીનાઇન અને લોહવાળી બનાવટો આપવી. દેશી વૈદ્યોને સોમલ વાપરવો હોય તો બજારમાંથી તો. ૧ સોમલ લાવવો. તેને શાસ્ત્રોક્ત રીતે શુદ્ધ કરવો. પછી ૬૪ તોલા ભાર સાકર લાવી રાખવી. પછી તેમાંથી તોલો ૧ સાકર તથા પેલો તો. ૧ સોમલ ખરલમાં નાંખી આખો દિવસ ખરલ કરવી; એ રીતે દરરોજ એક એક તોલો સાકર ઉમેરતાં જવું અને મર્દન કરવું. એ રીતે ૬૪ દિવસે મર્દન પુરું થશે. આ દવા એક શીશામાં

---

૧. વૈદ્યો ઘણીવાર સોમલ વાપરે છે અને તેઓની બનાવટો પણ ઘણી જુદી જુદી રીતે તૈયાર કરેલી હોય છે, તેમ વાપરવાનો અભ્યાસ ન હોવાને લીધે કેટલાકને સોમલની માત્રા (dose) ની પણ ખબર હોતી નથી. દેશીવૈદુ તો સ્ત્રીઓને સોમલ જેવાં કાતિલ ઝેર આપવાની ચોખ્ખી નાજ પાડે છે. માટે સોમલ, ડીઝીટલીસ, અને કણેરની છાલ જેવાં બીજાં ઝેરો પણ બનતાં સુધી વાપરવાં નહિ.

ભરી રાખવી. આ દવાના એક તોલામાં $\frac{1}{24}$ તોલો એટલે અરધો વાલ સોમલ થયો, કે જે માત્ર ત્રણ ગ્રેન જેટલો થવા જાય છે. આમાંથી દરદીને બધી મળીને ૧ થી ૨ વાલ જેટલી દવા આપવામાં આવે ત્યારે વધારેમાં વધારે દરદીના પેટમાં $\frac{12}{24}$ ગ્રેન સોમલ જાય.

૭. શરીરમાં રક્ત વધારે હોવાથી લોહીઆળ માણસને અત્યાર્ત્તવ થાય ત્યારે રોગીનાં પથ્ય તરફ ધ્યાન આપવું અને ખાનપાનના ચોકસ નિયમો બાંધી આપવા. લવણવાળા એટલે ખાસ કરીને વિલાયતી મીઠાના જુલાબ આપવા, અને ગર્ભાશયની ગ્રીવા પાસેથી જળો મુકીને ૧ થી ૨ ઔંસ લોહી કઢાવી લેવું.

૮. ગર્ભાશયની પેશીઓની શિથિલતા વિગેરે કારણોને લીધે દરદ થયું હોય તો સંકોચક ઔષધોનો પ્રયોગ કરવો. અર્ગટ ખાવા માટે આપવું. આઇપીકાક્યુઆના $\frac{1}{20}$ ગ્રેન જેટલું આપવાથી અત્યાર્ત્તવમાં લાભ થાય છે. વિષમરક્તસ્રાવ ઉપર એની અસર વધારે જોવામાં આવે છે.

૯. સર્વાંગની નબળાઇ સાથે અત્યાર્ત્તવ હોય તો સ્ટ્રીકનાઇન (ઝેર કોચલાંનું સત્વ) ઉપયોગી છે.

લાઇકર સ્ટ્રીકનીન ... ૩ ટીપાં. ટીં. ડીજીટેલીસ ... ૧૦ ટીપાં.
એકસ્ટ્રેકટ હાઇડ્રેસ્ટિસ ફં. ૧૫ ટીપાં. પાણી ... ૧ ઔંસ.
મેળવીને દિવસમાં ૩ વાર પાવી.

૧૦. **દેશી દવાઓમાં**—ચંદ્રપ્રભા, ત્રીફળા, આરોગ્યવર્ધની, પારેવાની ચરક, કપાસનાં મૂળ, ખપાટનાં મૂળ, સુખડ, શતાવરી, ગળો, વિગેરે દવાઓથી અત્યાર્ત્તવ બંધ થઇ જાય છે.

૧૧. નીચેનું ચૂર્ણ બહુ મોટા જથ્થામાં વાપરી જોતાં ફાયદાકારક માલમ પડયું છે:—

| | | | |
|---|---|---|---|
| લોહભસ્મ | તો. ૫ | દારૂહળદર | તો. ૩ |
| હળદર ... | તો. ૨ | ત્રીફળા ... | તો. ૧૦ |
| કડુનું ચૂર્ણ | તો. ૮૦ | સાકર ... | તો. ૧૦૦ |

ઉપલી દવામાં એક ટંકની માત્રામાં $\frac{1}{40}$ તોલો લોહભસ્મ આવે

છે, કેમકે તે ટંકે વાલ ઓા થી ૧ વાપરવી જોઇએ. દવા ખાધાને ઉપર દુધ પીવા આપવું જોઇએ. દુધ ન પીવાથી ચુંક આવે છે. દુધ પીવાથી ઠીક પડે છે. ઘણીવાર આરોગ્યવર્ધનીને બદલે પણ હું એ દવા વાપરૂં છું.

**અત્યાર્ત્તવના દરદમાં સારવાર**—અત્યાર્ત્તવનું દરદ શરૂ થાય કે તરતજ યોગ્ય દાક્તર કે વૈદ્યની મદદ આવી પહોંચે તે પહેલાં ઘરનાં સારવાર કરનારે દરદીને બીછાનામાં એવી રીતે સુવારવું કે જેથી કમર અને પેડુનો ભાગ ઉંચો રહે. એમ કરવા માટે દરદીની કમર નીચે એક તકીઓ અથવા ઓશીકું ગોઠવવું, કે જેથી પેડું ઉંચું રહે, અથવા દરદી જે ખાટલામાં સુતું હોય તે ખાટલાના પગ તરફના પાયા નીચે બન્ને બાજુએ બે ટેકણ મુકવાં, કે જેથી દરદીનું અરધું શરીર ઉંચું રહે. જેને આર્તવ વધારે આવવાનો ભય હોય તેવી તમામ ઓરતોએ અટકાવ આવતા પહેલાં ઉપર જણાવેલી રીતે બીછાનામાં પડી રહી આરામ લેવો.

એ ઉપરાંત, એક જાડા કપડાને કે રૂમાલને બેવડું ત્રેવડું કરી ઠંડા પાણીમાં ભીંજવી તે પેડુ ઉપર મુકયા કરવું, જેથી અટકાવ બંધ થાય છે.

અથવા કુંભારના હાથ ધોવાના કુંડામાંથી લીલો કાદવ લાવી તેનો જાડો રોટલો કરી તે પેટ ઉપર મુકવો. કોઇવાર દાક્તરો આઇસ-બેગ ( બરફની કોથળી ) મુકાવે છે, પરંતુ એટલું ધ્યાન રાખવું કે, આ બધા શીતોપચાર ત્રીજા દિવસ પછી કરવા અને અર્ધા કલાક કરતાં વધારે રાખવા નહિ. વળી ફરી ત્રણ કલાક પછી શરૂ કરવા; તેની સાથે હાથ પગ ગરમ રાખવા માટે તે ઉપર ગરમ પાણીની બાટલીઓ મુકવી. કેટલીક અજ્ઞાન ઓરતો આવા દરદમાં ઠંડા ઉપાયો કરવાની આડે આવે છે, પણ તે તેમની ભુલ છે. દરદીને શાંત રાખવું. ખોરાક પચવામાં હલકો આપવો. સ્ત્રીએ પતિસહવાસથી દૂર રહેવું. હમેશાં દરદીએ શીતોદક સ્નાન ( સીટ્ઝબાથ ) કરવું. (જુઓ રોગીપરિચર્યા પૃ. ૪૮૮ ભા. ૨ ) શરીર ઉપર તેમાં પણ ખાસ કરીને કમર ઉપર કપડાં ઢીલાં પહેરવાં.

## વિષમ અત્યાર્ત્તવ ( મેટ્રોરેજીઆ. )

કોઇ પણ અચોકસ વખતે આર્તવનો ઘણો પ્રવાહ જાય તેને ઇંગ્રેજીમાં મેટ્રોરેજીઆ કહે છે. આ દરદમાં અને અત્યાર્ત્તવમાં તફાવત એ છે કે, મેનોરેજીઆમાં દસ્તાન એટલે અટકાવનોજ પ્રવાહ જાય છે ત્યારે આ વિષમ અત્યાર્ત્તવમાં ઘણે ભાગે શરીરનુંજ રૂધિર જાય છે, અને શરૂઆતથી સંભાળ રાખવામાં ન આવે તો ધીમે ધીમે દરદીની હાલત ગંભીર થઇ જાય છે. આ દરદમાં વિદ્વાન ડાક્તર કે વૈદ્યનીજ સલાહ લવી જોઇએ.

**કારણો:**—ઘણું ખરૂં બન્ને દરદનાં એકજ કારણો છે. સિવાય બ્રાઇટ્સ ડીઝીઝ એટલે ગુરદાનાં દરદો, ગર્ભાશયનું ફુલી જવું, ગર્ભાશયમાં ગાંઠ કે ફલકોષનું કોઇ દરદ, આ દરદના મૂળમાં હોય છે. ગર્ભાશય ખસી જવાથી પણ આ દરદ થાય છે. ગર્ભાશયમાં છાલાં ચાંદાં પડવાથી પણ આ દરદ થાય છે. એ સિવાય પણ બીજાં ઘણાં કારણો છે કે જે વૈદ્યજ પારખી શકે. છતાં એક વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે, મેનોરેજીઆ એટલે અત્યાર્ત્તવ જ્યારે યુવાન સ્ત્રીઓને થાય છે ત્યારે વિષમ અત્યાર્ત્તવ ઘણું કરીને મોટી ઉમરની સ્ત્રીઓનેજ થાય છે.

**ઉપાય**—ઘણું કરીને વિષમ અત્યાર્ત્તવના ઉપાયો પ્રથમ તેનું કારણ શોધી કાઢીને પછીજ કરી શકાય છે. જે જે દરદોમાં આ જાતનો અત્યાર્ત્તવનો વ્યાધિ થઈ આવે છે એમાંનાં ઘણાં આગળ કહેવાઇ ગયાં છે. આ દરદોમાં દાક્તરની સલાહ લેવી એ ઘણુંજ ઉપયોગી છે.

**સારવાર:**—મેનોરેજીઆમાં બતાવ્યા છે તે ઘણા ખરા ઉપચારો આમાં પણ કામે લગાડી શકાય છે. સારવાર કરનારે ખાસ એક વાત ધ્યાનમાં રાખવી, અને તે એ છે કે, જ્યારે કોઇ પણ સ્ત્રીને આર્તવનો પ્રવાહ ચાલુ થાય ત્યારે લાગતાં વળગતાંને તેમજ દરદીને પુછીને ખાત્રી કરવી કે બાઇને ગર્ભ છે કે નહિ, અને જો ગર્ભ હોવાની ખાત્રી થાય તો સમજવું કે ગર્ભપાત થવાનો સંભવ છે. આવે વખતે જેમ બને તેમ જલદી વૈદ્ય ડાક્તરની સલાહ મેળવવી.

## પીડિતાર્ત્તવ ( ડિસ્મેનોરીઆ. )

આ દરદનો બહુ લાંબો ખુલાસો કરવાની જરૂર નથી. કારણ કે, વિશ્વની કોઇ સ્ત્રી એવી નથી કે જેને થોડે યા ઘણે અંશે આર્તવ વખતે થતી પીડાનો અનુભવ ન હોય; તોપણ ટુંકામાં જણાવવું જોઇએ કે, આર્તવનો પ્રવાહ ચાલતો હોય તે વખતે અથવા આર્તવ આવવા પહેલાં કે આર્તવકાળ ગયા પછીના દિવસોમાં દરદીને અત્યંત વેદના અને યંત્રણા થાય તેને પીડિતાર્ત્તવ કે રજઃકષ્ટ એ નામ અપાય છે. એને ઇંગ્રેજીમાં ડિસમેનોરીઆ કહે છે.

**સમાપ્તિઃ**—આ દરદમાં ઋતુ વધારે દેખાય અગર ઓછું દેખાય, તે બાબત ઉપર કાંઇ પણ લક્ષ્ય આપવાનું નથી. પરંતુ આ દરદની ખાસ પ્રકૃતિ એ છે કે, ઋતુના દિવસમાં તેની આગળ પાછળ કે ચાલુ સમયમાં સ્ત્રીને અસાધારણ દરદ થાય છે. સાધારણ દરદનો અટકાવ આવતી વખતે થાયજ છે, પરંતુ દરદી ઉપાયની પ્રાર્થના કરે એટલી હદ સુધી દરદ પહોંચે ત્યારેજ તે દરદના રૂપમાં ગણાય છે. પછી કોઇને વધતું તો કોઇને ઓછું, કોઇવાર દરદ અમુક કલાકમાં બંધ થઇ જાય છે, તો કોઇને આર્તવ દરમીઆન માથું પણ ઉંચુ કરવા નથી દેતું; પેટમાં સખત વીંટ આવે છે, કમરેથી બેવડું વળીને પડી રહેવું પડે છે, ઇત્યાદિ પીડા થાય છે.

**દરદના પ્રકારોઃ**—આ દરદના બારીક ઘણા પ્રકારો પાડવામાં આવેલા છે, જે આયુર્વેદ શાસ્ત્ર જાણનારાઓ જાણે છે, પરંતુ સામાન્ય વૈદ્યને પીડિતાર્ત્તવની સારવાર કે ઉપાય કરવામાં એ બારીક ભેદની કાંઇજ જરૂર નથી, માટે આપણે તેનું સામાન્ય અવલોકન અને સ્થૂલ ભેદનું અવલોકન કરીશું. કેટલાક વૈદ્યો ઇંગ્રેજી વૈદ્યક શાસ્ત્રને આધારે તેના પાંચ ભેદ પાડે છે. ૧. ન્યુરેલ્જીક ડીસ્મેનોરીઆ, ૨. કુંજેસ્ટીવ ડીસ્મેનોરીઆ, ૩. ઓબ્સ્ટ્રક્ટીવ ડીસ્મેનોરીઆ, ૪. ઓવેરીઅન ડીસ્મેનોરીઆ, ૫. મેમ્બ્રેનસ્ ડીસ્મેનોરીઆ. ત્યારે કેટલાક વળી આ પાંચે પ્રકારને પડતા મુકીને એ દરદનાં કારણો ઉપરથી ત્રણજ ભેદ માત્ર પાડે છે. શુદ્ધ પીડિતાર્ત્તવ, વરમજન્ય પીડિતાર્ત્તવ, અને પ્રતિબંધજન્ય પીડિતાર્ત્તવ.

૧. કેટલીક સ્ત્રીઓને વરમ કે પ્રતિબંધ નહિ હોવા છતાં પીડિતાર્ત્તવ થાય છે, તેને શુદ્ધ પીડિતાર્ત્તવ કહે છે. ૨. ગર્ભાશયને લગતા કોઇ પણ વરમને લીધે આર્ત્તવ આવતાં પીડા થાય છે, તેને વરમજન્ય પીડિતાર્ત્તવ કહે છે. ૩. ગર્ભાશયમુખમાં કોઇ પણ જાતની અડચણ હોવાને લીધે ઋતુ આવતાં પીડા થાય છે, તેને પ્રતિબંધજન્ય પીડિતાર્ત્તવ કહે છે.

**કારણો:**—વાયુપ્રકૃતિ એટલે નબળી પ્રકૃતિ અને નર્વસ (સ્નાયુ પ્રધાન) સ્વભાવ, એ આ દરદનાં મુખ્ય કારણ છે. એ સિવાય, નીચેનાં કારણોથી તેને ઉત્તેજન મળે છે. એકદમ માનસિક ઉદ્વેગ, ગર્ભાશયમાં રક્તનો ભરાવો, અત્યંત વિષયમાં લુબ્ધતા, ઝાડાની કબજીઆત, પૃષ્ટવંશ ( પીઠ ) નું ઉત્તેજન, શરીરમાં ઠંડી લાગવી, અને અટકાવ બહાર નીકળવામાં કોઇ પણ જાતની અડચણ, એ બધાં કારણોથી આ દરદ થઇ આવે છે.

**લક્ષણો:**—કમરમાં દુખાવો, પેઢુ અને સાથળના મૂળમાં દાબવાથી એક જાતનું દરદ, કોઇ કોઇ વાર આખા પેટમાં એક જાતનું દરદ, તે દરદ કોઇવાર થાય, અને કોઇવાર ન થાય, એ રીતે માથામાં સ્નાયુશૂળ જેવો દુખાવો થાય છે, ઉલટી થઇ આવે છે, આમાશય એટલે હોજરીમાં ચુંક થયા કરે છે, ઝાડા થઇ આવે છે, અને કોઇ કોઇ વાર મૂત્રગ્રંથી ( પ્રૉસ્ટેટ ગ્લેંડ ) ના દાહનાં લક્ષણો પણ દેખાઇ આવે છે; એટલાં પીડિતાર્ત્તવનાં સામાન્ય લક્ષણો છે.

**શુદ્ધ પીડિતાર્ત્તવ** ( ન્યુરેલ્જીક ડીસ્મેનોરીઆ ) :—આ દરદનાં બીજાં કારણો સિવાય તેને જ્ઞાનતંતુઓની રચના સાથે કાંઇક વધારે સંબંધ હોવાથી તેનું નામ ન્યુરેલ્જીક ડીસ્મેનોરીઆ પાડવામાં આવ્યું છે. દેશી વૈદક પ્રમાણે આને વાતિક આર્ત્તવદોષ આપણે કહી શકીએ.

આ દરદ ઘણે ભાગે યુવાન એટલે ૨૮ થી ૩૦ વર્ષની અને નબળી એટલે નર્વસ પ્રકૃતિની સ્ત્રીઓને લાગુ પડે છે, અથવા જેનો સ્વભાવ ( હિસ્ટીરીકલ ) હીસ્ટીરીઆ થાય એવો હોય તેને આ દરદ લાગુ પડે છે.

જેઓનું શરીર રૂમેટીકપેન સંધિવા થાય એવા સ્વાભાવવાળું અથવા ગાઉટી એટલે વાતરક્તનું દરદ થાય એવા સ્વભાવવાળું હોય, તેને આ દરદ થાય છે; તેમજ જેઓ નક્કર અને ગરમ મસાલાવાળો ખોરાક ખાઇ મોજશોખમાં પડી રહી જીવન પસાર કરે છે, તેઓને આ પ્રકારનું દરદ ખાસ વધારે લાગુ પડે છે. વનસ્પતિનો ખોરાક ખાનાર કરતાં માંસ ખાનારાંઓને પણ એ દરદ વધારે લાગુ પડે છે. કુટેવમાં ફસેલી યુવાન બાળાઓને અને હવસખોર પતિની સ્ત્રીઓને આ જાતનું પીડિતાર્ત્તવનું દરદ લાગુ પડે છે.

**લક્ષણઃ**—આ દરદ આર્ત્તવ આવવાના એકાદ બે દિવસ આગમચ ઉપડે છે, અને દરદી અવારનવાર એવી રીતે દુખાવાની ફરીયાદ કર્યા કરે છે. કોઇ કોઇવાર આર્ત્તવનો પ્રવાહ જેમ જેમ ચાલુ થાય તેમ તેમ દુખાવો ધીમે ધીમે નરમ પડતો જાય છે, અને કોઈ વાર આર્ત્તવકાળના ૪-૫ દિવસો પુરા થાય ત્યાં સુધી ચાલુ રહે છે. પેઢુમાં અને સ્તનમાં અકસ્માત દરદ ઉપડી આવે છે અને કોઇ વાર ઉલટી તથા માથાનો દુખાવો શરૂ થાય છે. તે ઉપરાંત સામાન્ય લક્ષણોમાંનાં કેટલાંક લક્ષણો દેખાય છે.

## આક્ષેપયુક્ત તથા રક્તસંગ્રહયુક્ત પીડિતાર્ત્તવ ( સ્પેસ્મોડિક તથા કંજેસ્ટીવ ડીસ્મેનોરીઆ. )

આ દરદ ત્રણ પ્રકારમાંના વરમજન્ય પીડિતાર્ત્તવના પેટામાં આવે છે. આયુર્વેદિક પદ્ધતિ પ્રમાણે **પૈત્તિક** પીડિતાર્ત્તવ કહી શકાય. આ જાતવું પીડિતાર્ત્તવનું દરદ ઘણે ભાગે ગર્ભાશયના પ્રદાહને લીધે ગર્ભાશયનું અગ્ર નમન થયા પછી અગર ગર્ભાશયનું આકુંચન ( ફ્લેકશન ) થયા પછી થાય છે. આ વિષયનું આગલાં પૃષ્ટોમાં વર્ણન થઇ ગયું છે. નમન ( ફ્લેકશન ) ને લીધે ગર્ભાશયનો આક્ષેપવાળો સંકોચ થાય છે, અને તેને લીધે ગર્ભાશયમાં એકઠું થઇ રહેલું રક્ત નિકળવામાં ઘણીજ વેદના થાય છે. ગર્ભાશયની ગ્રીવા ( સર્વિકસ ) નો સંકોચ અને ગર્ભાશયમુખ ( ઑસ ઈન્ટર્નમ )નું આક્ષેપ યુક્ત ખેંચાણ તેને લીધે પણ પીડિતાર્તવ થાય છે.

## શ્લેષ્મત્વગજન્ય પીડિતાર્ત્તવ ( મેમ્બ્રેનસ્ ડીસ્‌મેનોરીઆ. )

આ પણ વરમજન્ય પીડિતાર્ત્તવનોજ એક પ્રકાર છે. આપણે આને શ્લેષ્મલયોનિદોષમાં દાખલ કરી શકીએ.

આ દરદમાં ઘણું કરીને ગર્ભાશયનાં આંતર પડમાં શ્લેષ્મ ( લીંટ ) નો જમાવ થયેલો હોય છે અને તે ઋતુસ્રાવની સાથે કઠણ ગાંઠા ગાંઠાના રૂપમાં બહાર પડે છે. કોઈ કોઇ વાર ગર્ભાશયના આખા ત્રિકોણ પોલાણની શ્લેષ્મત્વચાની બાહ્ય ખોળ આ રીતે ઉખડી આવે છે. ગર્ભાશયમાં વધારે લોહીનો જમાવ થવાથી આ જાતની ખોળ બંધાય છે અને જે સ્ત્રીઓને ખોળ બંધાય છે અને પડે છે તેઓને ગર્ભાધાન થતું નથી. આર્તવ વખતે કમળ સુજેલું અને પોચું લાગે છે. તર્જની સ્પર્શથી ગરમ લાગે છે. ગર્ભાશય સાધારણ રીતે વધેલું લાગે છે. ગર્ભાશયના ચારે બાજુના તંતુઓ દાબતાં વેદનાનો અનુભવ થાય છે. તેની સાથે ઘણું કરીને ફલકોષ ( ઑવરી ) નો દાહ હોય છે. વેદના ઘણું કરીને ઘણીજ હોય છે, અને તે વેદના પ્રસવ વખતની વેદનાને મળતી આવે છે. તથા જે વખતે શ્લેષ્મ ત્વચા બહાર પડે છે તે વખતે વેદના અસહ્ય થાય છે. આના પહેલાં શરૂઆતમાં બે મહીના ચડી જાય છે, એટલે સામાન્ય રીતે અજ્ઞાન લોકો ગર્ભપાતની શંકા કરે છે; પરંતુ આ દરદ પહેલાં ગર્ભનાં લક્ષણો હોતાં નથી, તેમજ કસુવાવડના કરતાં આમાં લોહી પણ ઓછું જાય છે, એ તફાવત છે. કોઇ સ્થળે શ્લેષ્મ પડ નીકળતી વખતે વેદના થતી નથી, પણ નીકળી ગયા પછી વેદના શરૂ થાય છે.

## પ્રતિબંધજન્ય પીડિતાર્ત્તવ (ઑબસ્ટ્રક્ટીવ ડીસ્મેનોરીઆ)

આ દરદ વિકૃતિવાળી ગર્ભાશયની વૃદ્ધિ, એ વિગેરે કારણોને લીધે થાય છે. જો આર્ત્તવને બહાર આવવાને આ જાતની કોઈ પ્રકૃતિક અડચણ નડતી હોય અને તેથી પીડિતાર્ત્તવ થયું હોય તથા તે દરદ જુનું હોય તો તેની વેદનાના વખત અને વેદનાના સ્થાન તરફ લક્ષ્ય રાખવું જોઇએ, અને એ રીતે થોડા દિવસ લક્ષ રાખવાથી

રોગોત્પાદક કારણુનો નિર્ણય થઇ શકે છે. જેમકે આર્તવ બહાર નીકળવાના થોડા વખત પહેલાં એટલે એક બે દિવસ અગાઉ વેદના શરૂ થતી હોય, અને તે વેદના પેટના બાજુના ડાબા અગર જમણા કોઇ પણ ભાગમાં થતી હોય, તો એવું અનુમાન થઇ શકે કે, આ દરદ બીજકોષ ( ઑવરી ) માંની કોઇ અડચણુને લીધે થાય છે. ( ઑવેરીઅન્ ડીસ્મેનોરીઆ ). આ દરદમાં જો બીજકોષની પરીક્ષા કરવામાં આવે તો જણાય કે, બીજકોષ કાંઇક નીચે ઉતરી આવેલ છે, વળી ગયેલ છે, અને દાબતાં તેમાં દરદ થાય છે. એવીજ રીતે જો તે વેદના અટકાવ આવવાની થોડીજ વાર પહેલાં શરૂ થતી હોય અને આર્તવ આવવાની સાથે સાથે છેવટ સુધી રહેતી હોય તો તે બીજવહ સ્ત્રોતમાંથી એટલે ફેલોપ્યન્ ટયુબમાંથી શરૂ થાય છે, એવું અનુમાન થાય. વળી જો પીડિતાર્ત્તવની વેદના રજઃસ્ત્રાવની સાથે સાથેજ શરૂ થતી હોય તથા તે સાથે આક્ષેપ—આંચકી કે હિસ્ટીરીઆનાં ફીટસ આવતાં હોય તથા વેદના બસ્તી પ્રદેશના પાછલા ભાગમાં પ્યુબીસની[1] ઉપર થતી હોય, તેમજ ઉભય હસ્ત પરીક્ષાથી તપાસ કરતાં ગર્ભાશયની ચારે બાજુએ કોઇ પણ સ્થળે કાંઇ વિકૃતિ ન જણાય, તેમજ ગર્ભાશયનો ખસવાનો જે સ્વભાવ છે, તેમાં કોઇ જાતનો ફેરફાર માલુમ ન પડે, તો જાણવું જોઇએ કે એ પીડિતાર્ત્તવનું દરદ ગર્ભાશય સાથે સંબંધ ધરાવે છે.

**ઉપાય:**—પીડિતાર્ત્તવની ચિકિત્સા કરતાં સદ્વૈદ્યે ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે, સારા ઘરની સ્ત્રીને આ દરદની સ્પર્શ પરીક્ષા માટે વગર કારણે પરીશ્રમ આપવો એ કેવળ અનુચિત અને અનાવશ્યક છે.

૨. પીડિતાર્ત્તવની ચિકિત્સામાં એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે, દરદ ઘણા દિવસનું હોય અને શરીર ક્ષીણ થયેલું હોય તો પહેલ વહેલું શરીર સુધારવું જોઇએ; શક્તિ લાવવી જોઇએ, કારણ કે જ્યાં સુધી શરીર સુધરે નહિ ત્યાં સુધી દરદ પણ સારૂં

૧. બસ્તીનું કમાનનું હાડકું.

થતું નથી. વળી બીજી વાત એ છે કે, પીડિતાર્ત્તવની સાથે ઋતુ ખુલાસાથી દેખાતું હોય તો તે સુધરવું જેટલું સહેલું છે, તેટલું તે દરદ સાથે જો અનાર્તવ એટલે લોહી બંધ હોય તો તે સુધરવું સહેલું નથી.

૩. આપણે અહીં પીડિતાર્ત્તવની ચિકિત્સાના બે વિભાગ પાડીએઃ—૧. આર્ત્તવ વખતે થતી વેદના ઓછી કરવાના ઉપાયો; ૨. ફરી બીજા આર્ત્તવ વખતે દરદ ન ઉપડે એવા ઉપાયો.

૪. આર્ત્તવ વખતે સખત પીડા થતી હોય ત્યારે દરદીએ બીલકુલ મહેનત કરવી નહિ. શાંતપણે સુઇ રહેવું તથા હલકો અને પ્રવાહી ખોરાક લેવો, તેમજ ભય, ચિંતા, ફીકર, કંકાસ અને સંસારી ખટપટોથી દુર રહેવું જોઇએ. ગરમ પાણીએ નહાવું, રાઇવાળા ગરમ પાણીમાં પગ બોળવા તથા પેડુપર શેક કરવો.

૫. ઉષ્ણ અને શામક દવાઓ ફાયદો કરે છે. ઇથર અને એમોનીઆની બનાવટો, અને કલોરલ, બેલાડોના અને હેનબેન વિગેરે મેળવીને આપવાથી પીડા શાંત થાય છે.

૬. સાધારણ દરદ હોય તો નીચેનું મિશ્રણ આપવું.

| | |
|---|---|
| સ્પિરિટ કલોરોફોર્મ | ઔંસ ૧ |
| સ્પિરીટ એમોનીઆ એરોમેટિક | ઔંસ ૧ |
| લાઇકર એમોનીઆ એસીસેટ્ | ઔંસ ૧ |

એકત્ર મેળવી તેમાંથી એક ડ્રામ દવા બે ઔંસ ગરમ પાણી સાથે મેળવીને વચ્ચે વચ્ચે લેવું.

૭. આ દરદમાં ઘણી વેદના ન હોય તો અફીણ કે મોર્ફીઆ આપવું નહિ, પણ જો દરદ સહન નજ થઈ શકતું હોય તો પીડાની શાંતિ માટે મોર્ફિઆનું ઇન્જેકશન કરવું.

૮. નીચેનું મિશ્રણ પીડિતાર્ત્તવ માટે સારૂં છે.

| | |
|---|---|
| ટીંકચર બેલાડોના............................... | ડ્રામ ¼ |
| ટીંકચર હાયોસ્યામી............................... | ડ્રામ ૧ |
| સ્પીરીટ કલોરોફોર્મ............................... | ડ્રામ ૧ |
| ઇથર સલ્ફયુરીક............................... | ડ્રામ ૧ |
| કપુરનું પાણી............................... | ઔંસ ૩ |

એ પ્રમાણે મેળવી તેમાંથી ૧/૩ ભાગ દિવસમાં ૩ વાર પાવો.

૯. પીડાશામક દવા તરીકે નાની માત્રામાં ભાંગ ઉપયોગી છે.

૧૦. ઋતુકાળ ગયા પછી બીજી વખતના આર્ત્તવ વખતે પીડા ન થવા માટે પૌષ્ટિક દવાઓ અને લોહનો ઉપયોગ કરવો. કોડલીવર ઓઇલ, કવીનાઇન અને બીજી કટુપૌષ્ટિક દવાઓ લેવાથી બીજા માસના આર્તવ વખતે પીડા ઓછી થાય છે. દરદીએ ખોરાક હમેશાં પચે એવો યોગ્ય પ્રમાણથી લેવો જોઇએ.

૧૧. વેદના ઘણી થતી હોય તો સ્પર્શ પરીક્ષાથી તપાસ કરી ખાત્રી કરવી કે, ગર્ભાશયનું એન્ટીફ્લેકશન છે કે નહિ, અને ફ્લેકશન છે તો ગર્ભાશયને નમવાની ક્રિયા કેટલે સુધી પહોંચી છે, તથા ઓવરી ઉપર દાહની કેટલી અસર થઇ છે? જો એન્ટીફ્લેકશન માલુમ પડે તો ઇલ્યાક નામના બસ્તીના ભાગ ઉપર રાઇનું પ્લાસ્તર મારવું, બ્રોમાઇડ ઓફ પોટાશયમ ખાવા આપવું, ગ્લીરાઇનનાં પોતાં વરાંગમાં રાખવા આપવાં, ગરમ પાણીની પીચકારી (ડુશ) આપવી, દસ્ત સાફ લાવવા માટે પલ્વીસ ગ્લીસરાઇઝા કો (સ્વાદિષ્ટ વિરેચન જુઓ પૃ. ૬૧, નં. ૧) હમેશાં સાંજે આપવું અથવા પિચકારી (એનીમા) આપી પેટ સાફ રાખવું.

૧૨. દરદીને ક્લોરોસીસ (ઋતુપાંડુ) નું દરદ હોય તો તેના યોગ્ય ઉપાય કરવા. હવાફેર કરાવવો. આમાંના કોઇ ઉપાયથી આરામ ન થાય તો પછી યોગ્ય દાયણ કે ડાક્તર પાસે શલાકા પ્રયોગનો કે ડાયલ્યુટર નામના વિસ્તારક યંત્રનો પ્રયોગ કરાવવો.

૧૩. ગર્ભાશયમાંથી શ્લેષ્મત્વચાની ખોળ (મેમ્બ્રેન્) નીકળતી હોય તો તેને અટકાવવા માટે કમળમુખ ઉપર તેમજ તેની અંદરની બાજુમાં થોડું ટીંકચર આયૉડિન લગાડવું જોઇએ. તે ઉપરાંત ગર્ભાશયનો દીર્ઘ વરમ (પૃષ્ટ ૧૨૦) તેમાં બતાવેલા ઉપાય કરવા. સોમલની કોઇ પણ બનાવટ આપવાથી સ્રીનાં શરીરને પુષ્ટિ મળી શ્લેષ્મની ખોળ પેદા થવાનું અને નીકળવાનું બંધ થઇ જાય છે.

૧૪. કુદરતી કોઇ જાતની ખાસ અડચણ ન હોય તો પીડિતાર્ત્તવમાં ઘણા દિવસ સુધી યોગરાજ ગુગળ ગોળી ૧ થી ૪

તથા ચંદ્રપ્રભા ગુટીકા ગોળી ૧ થી ૪ સવાર સાંજ આપવાથી લાભ થાય છે.

તે સિવાય નીચેના મિશ્રણુથી પણુ પીડિતાર્ત્તવમાં લાભ જોયો છે.

૧૫. **વિડંગાદિ ચૂર્ણ:**—વાવડીંગ તો. ૧, સુંઠ તો. ૧, જવખાર તો. ૧, લોહભસ્મ તો. ૧, ત્રીફળા તો. ૩, અને જવનો આટો તો. ૭, એ પ્રમાણે મેળવેલી દવાને વિડંગાદિ ચૂર્ણ કહે છે. અરણીના પાનનો રસ તો. ૨ થી ૨॥ ની અંદર આ ચૂર્ણ તો. ૦। નાંખીને તથા ચોખું મધ તો. ૦॥ ઉમેરીને દિવસમાં એક વાર પીવાથી પીડિતાર્તવ બંધ થઇ જાય છે. ઉપરની દવા દુબળાં કરતાં સ્થૂલ (જાડાં) માણુસોને વધારે ઠીક પડે છે.

૧૬. હરડેનું ચૂર્ણ તો. ૧, પીપરનું ચૂર્ણ તો. ૧, વાવડીંગનું ચૂર્ણ તો. ૧, આમળાંનું ચૂર્ણ તો. ૧, સાકર તો. ૧, લોહભસ્મ તો. ૧. એ પ્રમાણે મેળવી તેમાંથી ચાર આની ભાર દવા ઘી તથા તેલ સાથે ચાટવી. તેના ઉપર દુર્વા એટલે ધ્રોખડનો સ્વરસ તો. ૨॥ માં તો. ૦॥ મધ નાખીને પીવું.[1]

૧૭. વાવડીંગ તો. ૧, ત્રીફળા તો. ૩, પીપર તો. ૧, લોહભસ્મ તો. ૧, સાકર તો. ૧. એ પ્રમાણે મેળવીને તેમાંથી તો. ૦। ચૂર્ણ મધ તથા ઘી સાથે ચાટી ઉપરથી દુર્વાનો સ્વરસ તો. ૨॥ પીવા આપવો. અનુપાનમાં દુધ પીવા આપવું.[2]

આ સિવાય વિદ્વાન વૈદ્યો અને સમજુ દાયણો બતાવે તે ઉપાયો કરવા.

### અસૃગ્દર અથવા રક્તપ્રદર.

આ એક આર્ત્તવને લગતીજ બીમારી છે. કેટલીક સ્ત્રીઓને

---

૧. पथ्या कृष्णा विडंगायो धात्रीचूर्ण सशर्करं ।
सर्पिस्तैलयुतं खादन् जरया नाभिभूयते ॥

२. विडंगत्रिफला कृष्णा लोहचूर्णाज्यशर्कराः ।
सक्षौद्राः शीलिता घ्नन्ति वार्धक्यं पलितैः सह ॥

गदनिग्रह.

અટકાવ આવી ગયા પછી વચ્ચે બે દીવસ બંધ રહીને પાછું નાવણુ આવે છે. વળી પાંચ દિવસ બંધ રહીને પાછું દેખાય છે. વળી કોઈ કોઇને તો એવું પણ થાય છે કે હમેશાં પ્રદરની પેઠે લાલ રંગનું કે ગુઢા લાલરંગનું અથવા શ્વેત પ્રદર સાથે મળેલ લાલરંગના ડાઘવાળું પ્રવાહી વરાંગમાંથી નીકળ્યાજ કરે છે. એ દરદને જુના વૈદ્યો ઉપરનાં નામથી ઓળખે છે.

**કારણો:**—સાધારણ રીતે અત્યાર્ત્તવનાં કારણોજ આ દરદનાં કારણો છે. આ દરદ ગર્ભાશયને લગતાં કોઇ ક્ષત અથવા બીજાં વરમવાળાં દરદની નિશાની રૂપ છે.

**લક્ષણ:**—બધી જાતનાં રક્તપ્રદરમાં અંગ ભાંગવું અને વેદના થવી એ મુખ્ય લક્ષણ છે. તોપણ આમ એટલે જળશ જેવો પદાર્થ, લીંટ જેવો ચીકણો પદાર્થ રક્ત સાથે પડતો હોય, ફીકો ખુલતો લાલ રંગ હોય, ચોખા ઓસામણના પાણી જેવો પ્રવાહ આવતો હોય તો કફ એટલે દરદ શ્લેષ્મ પડની કોઇક અડચણને લીધે થયું છે, એમ સમજવું.

વરાંગમાંથી નીકળતાં પ્રવાહીનો રંગ પીળો, લીલો, કાળો, કે ઘેરો લાલ હોય, તે સાથે નિકળતો પ્રવાહી ઉનો હોય, બહુ વેગ સાથે બહાર આવતો હોય, અને તે સાથે શરીરમાં દાહ, તાવ, આંખોની બળતરા વિગેરે પિત્તનાં લક્ષણો જણાય તો દરદ પિત્તજ છે, એટલે કોઇ પણ દાહ કે વરમ સાથેના સંબંધવાળું છે, એમ સમજવું. થોડું લુખું, ડોળું, ચુંક શૂળ વિગેરે દરદવાળું, અને માંસના ઓસામણ જેવું, પ્રવાહી વાયુ સાથે સંબંધ ધરાવે છે, એમ સમજવું. તથા મધ, ઘી અગર હરતાલના જેવા રંગવાળું, અગર લાલ ચરબી જેવું અને સડેલ માંસના જેવી ગંધવાળું દરદ બધાં કારણો ( વાતપિત્ત કફ ) સાથે સંબંધ રાખે છે, એમ જાણવું. અને એ જાતનું દરદ ઘણું કરીને અસાધ્ય છે. આ દરદ બહુ દિવસ લંબાયાથી નબળાઇ, ચકર, મૂર્છા, મદ, તૃષા, દાહ, પ્રલાપ અને પાંડુરોગનાં લક્ષણો તથા તંદ્રા અને વાયુનાં બીજાં દરદો થઇ આવે છે.

**ઉપાય**—૧. આગળ જણાવેલી અત્યાર્ત્તવની ચિકિત્સા આ દરદમાં કરવી.

૨. ચંદ્રપ્રભાની ગોળીઓ અરડુસીના પાનના રસ સાથે આપવી.

૩. ચંદ્રકળા રસ વાલ ૧ થી ૨ અરડુસીનાં પાનના રસ સાથે આપવો.

૪. રાણુ અને કોઠીનાં પાન ઘીમાં શેકીને વાટી મધમાં ચાટવાથી રક્તપ્રદર શાંત થાય છે.

૫. આસોપાલવની છાલ તો. ૨ાા, દુધ શે. ૦ાા તથા પાણી શે. ૦ાા તેમાં ઉકાળીને પાણી બળી જાય ત્યારે સાકર નાખીને પીવાથી રક્તપ્રદર શાંત થઇ જાય છે.

૬. રક્તપિત્ત, રક્તાર્શ અને રક્તાતિસારને લગતા ઉપાયો પણ આ દરદમાં કામે લાગે છે.

૭. પુષ્યાનુગ નામનું ચૂર્ણ—( જેનો પાઠ બીજા ભાગના અંતમાં આપવામાં આવશે )—કોઇ પણ જાતના વરાંગમાંથી નીકળતા પ્રવાહ માટે અતિ ઉત્તમ છે. માત્ર એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે, દરદીને કબજીઆત ન હોવી જોઇએ, કારણ એ દરદ કબજીઆત કરે છે. દવા તો. ૦ા થી ૦ાા ચોખાનાં ધોવણમાં જરા મધ નાખીને તે સાથે આપવી. આ દવા ઘણાખરા સારા દેશી વૈદ્યો જાણે છે અને વાપરે છે.

૮. **દાર્વી આદિ ક્વાથ**[૧]—તો. ૨ાા, પાણી શે. ૧ાા માં ઉકાળી અષ્ટાંશ પાણી બાકી રહે ત્યારે ઉતારી ગળી લઇ, અંદર મધ નાખી ઠરી ગયા પછી પીવાથી વરાંગશૂળ, ધોળું, લાલ, કાળું, પીળું કે લીલું પ્રદર બહુ જોરમાં થતું હોય તો પણ બંધ થઈ જાય છે.

---

૧. **દાર્વી આદિ ક્વાથ**—

दार्वी, रसांजन, वृषाब्द, किरात, बिल्व भल्लातकैरवकृतो मधुना कषायः ॥
शीतोजयत्यति बलं प्रदरं सशूलं पीतः सितारुण विलोहित नील पीतं ॥

દારૂહળદર, રસવંતી, અરડુસો, મોથ, કરીઆતુ, બીલી તથા ભીલામાં, તેનો ક્વાથ ઠારીને મધ નાખીને પાવો.

૯. આગળ જણાવેલી સ્તંભન સોગઠી, પોટલીઓ અને પ્રક્ષાલનો (ધોવાની દવાઓ)નો અહીં પણ ઉપયોગ કરવો.

૧૦. કોઇકવાર શણીઆં (ટાટ) ની રાખ ગોળ સાથે મેળવી ગોળીના રૂપમાં પહેરવાથી ચમત્કારીક ફાયદો થાય છે. આ ઉપાય એક સ્ત્રીના ઉપર અજમાવી જાતિ અનુભવ ઉપરથી લખ્યો છે.

## પૂતિપૂય, કુણુપાર્ત્તવ, અથવા સગંધ આર્ત્તવ (ફેટિડ મેનસ્ટ્રુરેશન).

ઘણી વાર સ્ત્રીઓને આર્ત્તવમાં વાસ આવવાની ફરીઆદ કરતાં સાંભળીએ છીએ. અલબત, આર્ત્તવમાં એક જાતની ગંધ સ્વાભાવિક રીતે હોય છે ખરી; પરંતુ એ કુદરતી આર્ત્તવની વાસ કોઇ રીતે અસાધારણ ન ગમે એવી હોતી નથી. તેથી વધારે પડતી નાપસંદ ગંધનેજ આ દરદના લક્ષણ તરીકે ગણી શકાય.

**લક્ષણ:**—ઘણું કરીને આ આર્ત્તવની અંદરની વાસ કોઇ વાર થોડો વખત વાસી પડી રહેવાથી આવે છે અને કોઇ વાર તાજાંમાંથી પણ આવે છે, એટલે કે વાસવાળુંજ આર્ત્તવ આવે છે.

તેની સાથે ઘણું કરીને આર્ત્તવના રંગમાં અને જથામાં પણ વિષમતા હોય છે. ઘણે ભાગે ગંધાતું આર્ત્તવ ઘાટું અગર પાતળું હોય છે, વખતે ગાંઠાવાળું હોય છે, લીલું, પીળું, કાળું, અને વખતે માંસના ધોણ જેવું પણ હોય છે; ગંધ ઘણે ભાગે મરી ગયેલાં સડેલા માંસ જેવી ન ખમાય એવી આવે છે. કોઇ વાર કાફર્ડ માર્કીટ (મુંબઈની) ના પાછલા ભાગ પાસેથી નીકળતાં જેવી વાસ આવે છે એ જાતની વાસ આ ગંધવાળા આર્ત્તવની આવે છે. આ ગંધને સંસ્કૃતમાં 'કુણુપ ગંધ' ઘણું કરીને કહે છે. કોઇ વાર સડેલાં ગુમડાં જેવી એટલે લોહી, માંસ, તથા પરૂ વગેરે વસ્તુ સડી હોય એવી ગંધ આવે છે. આ સિવાય કોઇવાર વિચિત્ર પ્રકારની ન સમજાય છતાં ન ખમી શકાય એવી પણ ખરાબ વાસ આવે છે.

ઘણીવાર પ્રદર રોગમાં પણ આ જાતની વાસ આવે છે.

# અર્પણ.

જેઓની દયા દૃષ્ટિવડે અને સુસંસ્કારોને બળે મ્હારૂં અંતઃકરણ આયુર્વેદ તરફ દોરાયું, જેઓએ મ્હને વ્યુત્પન્ન કર્યો અને આયુર્વેદ શીખવ્યો, જેમણે મ્હને આયુર્વેદનાં ઉચ્ચ તત્વો બતાવ્યાં, અને જે વ્યક્તિએ મ્હને પહેલેથી આજ દિવસ સુધી લખવાનો ઉત્સાહ આપી લખવાની હિંમતવાળો કરી આ પુસ્તક લખવા માટે પણ પ્રેર્યો, તે સર્વ મહાપુરુષોના તેમજ મારા સદ્દગુરુઓ—મહાત્મા ઝંડુભટ્ટજી, તેમના પુત્ર જામનગર સ્ટેટના રાજવૈદ્ય વૈદરાજ શંકરપ્રસાદ ઝંડુભટ્ટજી, મ્હારા દૈશિકવર્ય શાસ્ત્રીજી નારાયણજી મુળજી વ્યાસ અને શાસ્ત્રીજી હાથીભાઇ હરિશંકર, મ્હારા પૂજ્ય પિતાશ્રી પ્રાણશંકર પ્રેમશંકર પટ્ટણી અને વૈદ્યકલ્પતરૂના માનવંતા તંત્રી મુરબ્બી વૈદ્યરાજ જટાશંકર લીલાધર વગેરેનાં નામ સ્મરણપૂર્વક તે સર્વ વ્યક્તિઓનો નિત્યનો ઋણી આ બાળક પોતાની આ પહેલી પુષ્પાંજલી તેઓનાંજ ચરણમાં અર્પણ કરે છે.

**परप्रणीतानि वचांसि चिन्वतां ।**<br>
**प्रवृत्तिसारा खलु मादृशां गिरः ॥** किरात.

**બાળક અમૃતલાલ પ્રાણશંકર.**



# અમારા લોકપ્રિય વૈદ્યક ગ્રંથો.

| | |
|---|---|
| ઘરવૈદું-ફેમીલી મેડીસીન .... .... | ૩—૦—૦ |
| યુવાવસ્થાનો શિક્ષક .... .... .... | ૧—૦—૦ |
| ધાત્રીશિક્ષા .... .... .... .... | ૧—૮—૦ |
| સારી સંતતિ .... .... .... .... | ૧—૮—૦ |
| રોગી પરિચર્યા.... .... .... .... | ૧—૮—૦ |
| ગરીબોનો વૈદ્ય.... .... .... .... | ૨—૦—૦ |
| વાગ્ભટ્ટ સૂત્રસ્થાન .... .... .... | ૦-૧૨—૦ |
| સ્ત્રીઓનો વૈદ્ય ભાગ ૧. .... .... .... | ૧—૦—૦ |
| સ્ત્રીઓનો વૈદ્ય ભાગ ૨ (છપાય છે) .... | ૧—૦—૦ |
| જલોપચાર શાસ્ત્ર .... .... .... | ૦—૮—૦ |
| નિર્બળતા .... .... .... .... | ૦—૬—૦ |
| મલાવરોધ .... .... .... .... | ૦—૬—૦ |
| વાજીકર કલ્પતરૂ .... .... ... | ૦—૪—૦ |
| આરોગ્ય રહેવાના ઉપાય.... .... .... | ૦—૨—૦ |
| બ્રહ્મચર્ય .... .... .... .... | ૦—૨—૦ |
| બાળલગ્ન .... ... .... .... | ૦—૨—૦ |
| પુત્રીને માની શિખામણ.... .... ... | ૦—૧—૦ |

કર્ત્તા—વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી.

☞ અમારાં વૈદક પુસ્તકો ખરીદવાની ઉત્તમ તક. ☜

રૂ. ૧૨ાા ની કિંમતનાં પુસ્તકો, પોસ્ટેજ સાથે

રૂ. ૧૦ માં મળી શકે એવા

# એક હજાર સટ.

પછવાડે અમારાં પુસ્તકોનું લીસ્ટ આપ્યું છે, તેમાંનાં કોઈ પણ પુસ્તકો રૂ. ૧૨ાા ની કિમતનાં એકી સાથે ખરીદનારને રૂ. ૧૦ માં મોકલવામાં આવે છે. આ સટનું પોસ્ટેજ ખર્ચ રૂ. ૧ાા થી ૨ થાય છે, તે પણ માફ કરી પુસ્તકો અમારા ખર્ચે મોકલવામાં આવે છે. આ હિસાબે ૧૨ાા+૧ાા=૧૪ રૂપીઆને બદલે ફક્ત રૂ. ૧૦) માં આ ઉપયોગી પુસ્તકોનો આખો સટ મળી શકે છે.

આવાં ઉપયોગી પુસ્તકો ખરીદવાની આવી સારી તક ફરી મળનાર નથી; માટે બે ત્રણ મિત્રોએ મળીને પણ આ **સટ** ખરીદી લેવાની આ તક હાથથી જવા દેવી નહિ જોઇએ.

સસ્તી કીમતે આવા એક હજાર સટો કાઢવાનો અમારો હેતુ એ છે કે આ **સટ**ની ઉપજ અમે સ્થાપવા ધારેલ **"આરોગ્યભુવન"**ના જથુના નિભાવના ખર્ચ માટે જલદી રોકવાની જરૂર છે જેથી ખરીદનારાઓને સસ્તી કિમતે ઉપયોગી પુસ્તકો મળવા ઉપરાંત તેઓની રકમ આવા એક ઉપયોગી કાર્યને મદદરૂપ થઇ પડશે.

